# દિશા વિહોણા માનવીને
# ઈસ્લામનું
# વૈચારિક તથા માનસિક
# માર્ગદર્શન






-: સંપાદક :-

(હઝ. મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ-૩૯૨૦૦૧

કિતાબનું નામ : **દિશા વિહોણા માનવીને ઈસ્લામનું વૈચારિક તથા માનસિક માર્ગદર્શન**

સંપાદક : **(હઝ. મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**
(મુહતમિમ : દારૂલ ઉલૂમ માટલીવાલા-ભરૂચ)

પ્રકાશન વર્ષ : ઈ.સ. ૨૦૨૧, હિ.સ.૧૪૪૩

પ્રત : ૧૦૦૦

મૂલ્ય : ૨૦૦/-





-: કિતાબ મેળવવાનું સ્થળ :-

**દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**

ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે,

ભરૂચ-૩૯૨૦૦૧ (ગુજરાત-ઈન્ડિયા)

ફોન : (૦૨૬૪૨) ૨૨૩૮૬૪

# અનુક્રમણિકા



# સંપાદકીય

નજીક ભવિષ્યમાં અમે માનવીઓને તેમની ઉપર અંતરિક્ષમાં તથા ખુદ તેઓની હસ્તીઓમાં અમારી નિશાનીઓ દેખાડીશું, એટલા સુધી કે તેઓને જાહેર (સ્પષ્ટ) થઈ જશે કે આ (કુર્આન શરીફ તથા ઈસ્લામ) જ સત્ય છે. *(કુર્આન શરીફ : ૪૧/૫૩)*

આજે આપણે કટોકટીના કાળમાંથી પસાર થઈ રહ્યા છીએ. આર્થિક કટોકટી, રાજકીય કટોકટી, લશ્કરી કટોકટી. પરંતુ આ બધામાં મોટી કટોકટી તે છે જેને વૈચારિક કટોકટી કહી શકાય. આજના માનવી પાસે કોઈ એવી વૈચારિક બુનિયાદ નથી જેના પર તે ઉભો થઈ શકે તથા જેના ઉપર તે પોતાના જીવનનો પાયો નાંખી શકે.

પ્રાચીન કાળમાં અંધશ્રધ્ધા તથા વહેમનું ચલણ હતું. તે વખતે શકય હતું કે કોઈ માણસ કપોળ કલ્પનાઓના આધારે જીવન જીવી જાય. આજનો કાળ વિવેકબુધ્ધિ (Reason)નો કાળ છે. આજનો માનવી વિવેકબુધ્ધિપૂર્વક જીવવા માંગે છે. પરંતુ જયારે એમ કરવા ચાહે છે, તો તેને ખબર પડે છે કે તેની પાસે જીવવા માટે કોઈ બૌધ્ધિક ભૂમિકા જ નથી.

બે બાબતો એવી છે જે માણસને વૈચારિક બુન્યાદ પૂરી પાડી શકે એમ છે, અને તે છે ધર્મ તથા વિજ્ઞાન. પરંતુ આધુનિક માનવી આ બન્ને બુનિયાદો પણ ગુમાવી ચૂકયો છે.

આધુનિક યુગમાં જ્યારે ધર્મોને બુધ્ધિની કસોટીએ ચકાસવામાં આવ્યા તો જાણવા મળ્યુ કે, આ ધર્મો તેની ઉપર ખરા ઉતરતા નથી. દા.ત.

બાઈબલમાં એક તરફ તૌહીદ (એકેશ્વરવાદ)ને સાબિત કરતી એક કંડિકા છે. તો બીજી તરફ બાઈબલમાં શ્રધ્ધા ધરાવતા લોકો બાઈબલથી ત્રણ ખુદાઓ (ટ્રિનિટી)ને પણ સાબિત કરે છે.

આ માનવીય બુધ્ધિને સમજમાં નહીં આવે એવી વાત છે. કારણ કે ખુદા જો એક છે, તો તે ત્રણ ન હોય શકે. અને જો ખુદા ત્રણ હોય તો તે એક ન હોય શકે.

એવી જ રીતે નવા કરારમાં એક સ્થાને હઝરત ઈસા (અલૈ.)ને ખુદાના પુત્ર (Son of God) કહેવામાં આવ્યા છે. *(માર્ક ૧:૧)* તેની સાથોસાથ તેમાં આપને દાઉદના પુત્ર (Son of David) પણ લખવામાં આવ્યા છે. *(માથ્થી ૧:૧).* આ પ્રકારના ઘણાં બધા વિરોધાભાસો બાઈબલમાં મોજુદ છે. આ સમસ્યા ખુદાની વાણીમાં માનવીય હસ્તક્ષેપના કારણે ઊભી થઈ છે. આ હસ્તક્ષેપના કારણે બાઈબલ આધુનિક માનવી માટે સ્વીકારવા લાયક નથી રહી. (બાઈબલનો ઉલ્લેખ માત્ર ઉદાહરણ માટે હતો, બાકી કુર્આન શ. સિવાય બીજા ધર્મગ્રંથોની પણ આ જ સ્થિતિ છે.)

આધુનિક વિજ્ઞાનના પ્રારંભ પછી માણસે એમ વિચાર્યુ કે, તે વિજ્ઞાને પૂરી પાડેલ વૈચારિક ભૂમિકા પર ઊભો રહી શકશે. પરંતુ વિજ્ઞાનની પ્રગતિ તેને સંતોષ આપી ન શકી. તેણે તો માત્ર આ વૈચારિક કટોકટીમાં વધારો કર્યો.

વિજ્ઞાને જે સૃષ્ટિ શોધી છે તેમાં સંપૂર્ણ વ્યવસ્થા છે. તે એક અત્યંત અર્થસભર ઘટના છે. માણસ માટે એમ કહેવાય છે કે, તે સમજુતી પ્રિય પ્રાણી છે. એટલે તે સૃષ્ટિની વ્યાખ્યા કરવા માંગે છે. પરંતુ આધુનિક વૈજ્ઞાનિકો ખુદાપાકના વુજૂદ (અસ્તિત્વ) વગર સૃષ્ટિની સમજુતી આપવા માંગે છે. આ કારણોસર જ તેઓ સૃષ્ટિની સમજુતી આપવામાં સંપૂર્ણ નિષ્ફળ નીવડયા છે. આ તે જ અનુભૂતિ છે જેનો સ્વિકાર શ્રોડિંગર (Schrodinger) અને બીજા વૈજ્ઞાનિકોએ અલગ અલગ શબ્દોમાં કર્યો છે.

આ વૈચારિક કટોકટીનો ઉકેલ માત્રએક જ છે. અને તે સુરક્ષિત ધર્મ

(હસ્તક્ષેપ વગરનો ધર્મ) છે, જેને ઈસ્લામ કહેવામાં આવે છે. ઈસ્લામ હસ્તક્ષેપથી પાક છે. તે પોતાના મૂળ આકાશી રૂપમાં આજે પણ મોજુદ છે. આ કારણે તે જ એવી સ્થિતિમાં છે કે, આધુનિક માનવીને વૈચારિક માર્ગદર્શન પૂરું પાડી શકે. ઈસ્લામ એકબાજુ તે સાચો ધર્મ આપે છે. જે તેની પ્રકૃતિથી બિલકુલ સુસંગત છે. બીજી બાજુ તે એકેશ્વરવાદની એવી માન્યતા આપે છે, જેનાથી તે સૃષ્ટિની વ્યાખ્યા કરી શકે. આજે માનવજાતની સૌથી મોટી સેવા એ છે કે, તેના સમક્ષ ઈસ્લામનો પરિચય કરાવવામાં આવે.

ડો. નિશિકાંત ચટ્ટોપાધ્યાય એક ઉચ્ચ શિક્ષિત વ્યકિત હતા. તેમણે ૧૯૦૪માં ઈસ્લામ અંગીકાર કરી લીધો હતો. તેમણે પોતાના માનસિક સફરનું વર્ણન એક પુસ્તકમાં કર્યુ હતું, જેનું નામ છે : “Why have I accepted Islam ?”

ડો. ચટ્ટોપાધ્યાય લખે છે કે, જયારે હું મોટો થયો, ત્યારે મને મારા કૌટુંબિક ધર્મ પ્રત્યે અસંતોષ ઊભો થયો. એટલે મેં અન્ય ધર્મોનો અભ્યાસ શરૂ કર્યો. પરંતુ દરેક ધર્મ મને બિનઐતિહાસિક દેખાયો. તેમના ગ્રંથો તથા તેમની પૂજય કે પવિત્ર હસ્તીઓમાંથી કોઈ પણ ઈતિહાસના ધોરણ પર પૂરી ઉતરતી ન હતી. છેલ્લે તેમણે ઈસ્લામનો અભ્યાસ કર્યો તો ઈસ્લામ તથા પયગમ્બરે ઈસ્લામ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની એક એક વસ્તુ તેમને ઈતિહાસના પ્રકાશમાં ઝળહળતી દેખાઈ. તેમણે ઈસ્લામ ધર્મ અંગીકાર કરી લીધો. તેનો ઉલ્લેખ કરતા તેમણે પોતાના પુસ્તકમાં આ વાકય લખ્યું છે કે, **“ઓહો ! આ પામવામાં કેટલી રાહત છે કે, માણસ અંતે સાચા અર્થમાં એક ઐતિહાસિક પયગમ્બરને પામી લે, જેના ઉપર તે વિશ્વાસ કરી શકે.”**

ફ્રાંસના એક ઉચ્ચ શિક્ષિત ડો. ગારોડી (Roger Garaudi)ને સત્ય શોધવાની ઈચ્છા થઈ. તેમણે વિવિધ દર્શનશાસ્ત્રો તથા ધર્મોનો અભ્યાસ કર્યો. છેવટે તેમણે ઈસ્લામ પર પસંદગી ઉતારી. અને તેમણે ૧૯૮૨માં ઈસ્લામ સ્વીકારી લીધો. તેમને પૂછવામાં આવ્યું કે, તમે ઈસ્લામ કેમ

સ્વીકાર્યો ? તો તેમણે જવાબ આપ્યો : **"મેં ઈસ્લામ એટલા માટે સ્વિકાર્યો કે, હું મારા જીવનને અર્થસભર બનાવી શકું."**

એકવાર એક મુસલમાન ટ્રેનમાં મુસાફરી કરી રહયો હતો. તેની સાથે બેસનાર ભાઈ ગેરમુસ્લિમ હતો. વાતવાતમાં બંને વચ્ચે ઓળખાણ થઈ. અનૌપચારિક બની પેલા ગેરમુસ્લિમે કહયું : **"તમારા બાપ-દાદા તો મુસ્લિમ નહોતા, તમે શા માટે તમારા અસલ દીન પર આવી જતા નથી?**

પેલા મુસ્લિમે કહયું : **"ઈસ્લામે અમને તવહીદ અર્થાત્ અનેકેશ્વર-વાદથી એકેશ્વરવાદ અર્પણ કર્યો. તમારી પાસે આપવા માટે શું છે ? ઈસ્લામે અમને સામાજિક સમાનતા બખ્શી, અન્યો તો ઉંચનીચના ભેદભાવથી ખદબદી રહ્યા છે."** પેલો ગેરમુસ્લિમ મૂક બની ગયો.

અન્ય એક મુસલમાનને એક વિધર્મીએ મુકિત (મોક્ષ) મેળવવાના માર્ગ વિશે પૂછયું. તેણે કહયું : ખુદાને એક માન, હુઝૂર (સલ.)ને નબી માન અને આખિરતને યકીની જાણ.

એટલામાં 'હય્યા અલસ્સલાહ'નો અવાજ કાને પડયો. પેલા મુસલમાને વિધર્મી ભાઈને નમાઝ પઢવાનું કહયું. તે તો આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. તેણે કહયું કે, હજી હું મુસલમાન તો થયો નથી. પેલા મુસલમાને કહયું : તમે ઉપરની ત્રણ વાતો પર યકીન રાખો છો, માટે તમે મુસલમાન છો. તેણે વુઝૂ બનાવી તેમની સાથે નમાઝ અદા કરી.

આવા અસંખ્ય ઉદાહરણો છે, જે ઈસ્લામની સાદગીને પેશ કરે છે. **સાદગી જ ઈસ્લામની સૌથી મોટી તાકાત છે. માટે જ ઈસ્લામની તબ્લીગ અતિ સરળ છે.**

ઈસ્લામ માનવ સ્વભાવને અનુરૂપ ધર્મ છે. કોઈ પણ વ્યકિત મગજ-માંથી ખોટા વિચારો કાઢી ઈસ્લામને જુએ તો તે તરત જ તેમાં દાખલ થઈ જાય. ઈસ્લામના વિરોધી અન્ય ધર્મીઓને એટલે જ ડર છે કે કયાંક આ લોકો મુસલમાન ન બની જાય !

ઈસ્લામના પ્રસાર માટે માહોલ હોવો અત્યાવશ્યક છે. મુસલમાન

અને ગેરમુસ્લિમ વચ્ચે અળગાપણું ન રહેવું જોઈએ. આ સંજોગોમાં તો ઈસ્લામની ઔપચારિક તબ્લીગની પણ જરૂરત નથી. બંને વર્ગો વચ્ચેનો પરસ્પરનો મેળમેળાપ જ ઈસ્લામના ફેલાવાનું કારણ બને.

અન્ય ધર્મોની બાબતમાં એક વસ્તુ એ છે કે જે તે ધર્મની વાતો એટલી જટિલ છે કે તેના વિદ્વાનો જ તેની તબ્લીગ કરી શકે, અન્યો નહિ.

ઈસ્લામ એથી તદ્દન વિપરીત ધર્મ છે. ઈસ્લામ એકદમ સાદગીભર્યો અને માનવ સ્વભાવને અનુરૂપ ધર્મ છે. માટે દરેક મુસલમાન તેની તબ્લીગ કરી શકે છે.

આજે હજારો લોકોની ઈસ્લામ સ્વીકૃતિનું કારણ આ જ છે. આજના નવમુસ્લિમો કોઈ વિશિષ્ટ રીતે દઅવત-વ-તબ્લીગથી ઈસ્લામમાં દાખલ થયા હોય એવું નથી.

હકીકતમાં મુસલમાનો સાથે મેળમિલાપ કરતાં તેમને ઈસ્લામ વિશે કોઈ અદ્‌ભુત અનુભવ થાય છે. જેના કારણે ઈસ્લામ વિશે જાણવા તેઓ ઉત્સુક બની જાય છે. પછી તેઓ ઈસ્લામી કિતાબો વાંચે છે અને ઈસ્લામ સ્વીકારી લે છે.

આવો, એ વાત આપણે એક ઉદાહરણ દ્વારા સમજીએ....

એક અમેરિકન ખાતુન (મહિલા) છે રોસના ટોરી. તેણે ઈસાઈય્યત છોડી ઈસ્લામ ધર્મ સ્વીકાર્યો છે. પહેલાં તેણી ફેશન પરસ્ત હતી. હવે તેણી પરદાનશીન ઓરત છે. એમની કહાણી 'ઈસ્લામિક હોરીઝન્સ' (માસિક) -માં છપાયેલી છે. તેણી પોતે લખે છે કે, હું કેલિફોર્નિયાના કેથોલિક ઈસાઈ ખાનદાનમાં જન્મી. મારા માં-બાપ મને બચપણથી ચર્ચ (દેવળ)માં લઈ જતા. ત્યાં મેં જોયું કે લોકો હઝરત ઈસા મસીહની મૂર્તિ આગળ ઝૂકે છે. પરંતુ મારૂં દિલ કદી તેથી રાજી થતું ન હતું. મારી સમજમાં જ એ વાત આવતી ન હતી કે, વળી મૂર્તિમાં (પ્રતિમામાં) ખુદા છે.

આ વિશે હું મારા ખાનદાન સાથે ઝઘડતી. મેં અન્ય ધર્મોનો અભ્યાસ શરૂ કર્યો, પરંતુ હું અસંતુષ્ટ રહી. ત્યાર સુધી હું ઈસ્લામથી અપરિચિત

હતી. ત્યાં જ એક ઘટના બની.

અબુધાબીની એક મુસ્લિમ સ્ત્રી ઈલાજ અર્થે ત્યાં આવી. અમારા બંને વચ્ચે આકસ્મિક મુલાકાત થઈ, જે દોસ્તીમાં પરિણમી. જતી વેળા તેણીએ મને અબુધાબી આવવાની દઅવત આપી, તે મેં કબૂલ કરી અને થોડા સમય બાદ હું તેના ઘેર અબુધાબી પહોંચી.

ત્યાં એક દિવસ મેં અઝાનનો અવાજ સાંભળ્યો : 'અલ્લાહુ અકબર...' આ નવા અવાજે મને તેના પ્રતિ આકર્ષી. મારે ત્યાં તો મૂર્તિ ચર્ચમાં મૂકેલી તે એ વાતનો નિર્દેશ કરતી કે ખુદા નાનો છે, અહિયાં તેનાથી વિપરીત હતું. ચર્ચનો અવાજ મને આકર્ષી શકયો નહિ. જ્યારે મસ્જિદના અવાજના લીધે હું આકર્ષાઈ. આગળ જતાં જ્યારે મુઅઝઝીને કહયું કે આવો, ભલાઈ તરફ. ત્યારે મને એમ લાગ્યું જાણે ખુદાપાક મને આ શબ્દો કહેતો હોય. અઝાનના અવાજે મારા દિલને બેકરાર બનાવ્યું.

આ પછી મેં ઈસ્લામી કિતાબો પઢવી શરૂ કરી. ઈસ્લામી કોન્ફરન્સમાં ભાગ લેવા શરૂ કર્યા, કુર્આનનો અભ્યાસ કર્યો.

અલ્હમ્દુલિલ્લાહ ! અલ્લાહપાકે મને ઈસ્લામની નેઅમત અર્પણ કરી. મારી તરસ આખરે બુઝાઈ ખરી. મારી સમગ્ર દષ્ટિ બદલાઈ ગઈ. હવે મને સંપૂર્ણ ચેન અને ખુશી મળી.

શ્રીમતિ સાન્દ્રા સ્ટર્લિંગ (Sandra Sterling) એક અમેરિકી ખાતુન છે, જેમણે ઈસ્લામ સ્વિકારી લીધો છે. અને તે વોશિંગ્ટનમાં રહે છે. તે પોતાના ઈસ્લામ લાવવાની કહાણીનું વર્ણન કરતાં કહે છે કે, એક દિવસ મને મારા ઘરની અલમારીમાંથી અમુક પુસ્તકો મળ્યા, જે મારી માતાએ કેરો (ઈજીપ્ત)થી ખરીદ્યા હતા. આ પુસ્તકોમાં કુર્આન શરીફનો અંગ્રેજી અનુવાદ પણ હતો. મેં તેનું વાંચન શરૂ કર્યું. મારા વાંચનમાં દિલચસ્પી વધવા માંડી. **ત્યાર બાદ મેં ઇસ્લામી ઈતિહાસ અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મુબારક જીવન વિશે વધુ પુસ્તકો ખરીદી વાંચ્યા તો મને મેહસૂસ થયું કે, ઇસ્લામ મારા દિમાગમાં ઉપજી**

**રહેલા બધા જ સવાલોનો જવાબ આપે છે. "Islam answered all the questions i had in mind."**

હું લાંબા સમય સુધી વિચારતી રહી, છેવટે મેં પોતાના ઈસ્લામ સ્વીકારવાનું એલાન કરી દીધું.

પ્રો. વિલ્ફ્રેટ બ્લન્ટ (Wilfred Blunt) લંડનથી પ્રકાશિત તથા પ્રખ્યાત મેગેઝીન ટાઈમ્સમાં પોતાના વિગતવાર નિબંધમાં લખે છે : **માનવજીવનના આટલા લાંબા ઈતિહાસમાં સૌથી વધુ આશ્ચર્યજનક બાબત જો બની હોય તો ફક્ત એક જ ઘટના છે, અને તે છે ઇસ્લામનું અતિ વેગપૂર્વક પોતાના સમયના પ્રગતિ પામેલ દેશોમાં પ્રસરવું. આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના મૃત્યુને ૧૦૦ વર્ષ પણ પૂરા થતા નથી કે, પશ્ચિમમાં ફ્રાન્સ અને પૂર્વમાં સિંધ તથા ચીન સુધી આપનો પયગામ માનવજગત માટે રહમત બની પહોંચી જાય છે.** શ્રી વિલ્ફ્રેડ આગળ લખે છે કે, કલ્પના કરો કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના રહમતવાળા પયગામથી માનવજગત મહરૂમ રહ્યું હોત તો શું થતે ? પશ્ચિમમાં વૈજ્ઞાનિક પ્રગતિ મોડી આવવાનું ખાસ કારણ રૉમન આંકડાઓનું કઢંગી હોવું હતું. અરબી આંકડાઓ જે આઠમી સદીના અંતમાં ભારતથી બગદાદ પહોંચી ચૂક્યા હતા. જો તે વહેલા યુરોપમાં પહોંચી જતે અને તેને તરત સ્વિકારી લેવામાં આવતે તો વૈજ્ઞાનિક પ્રગતિમાં આપણે આટલા મોડા ન પડતે.

મિસ્ટર ડાર્લિ ચેમ્પીયન ઓસ્ટ્રેલિયાના એક ખ્રિસ્તી કુટુંબમાં પેદા થયા. મોટા થયા બાદ મિડિયા ઈન્ડસ્ટ્રીમાં શામેલ થયા અને ત્યાં અમુક મુસ્લિમોથી પરિચય થયા બાદ કુર્આન શરીફના અંગ્રેજી અનુવાદનું વાંચન કર્યું. વધુ વાંચન બાદ છેવટે તેમણે ઈસ્લામનો અંગિકાર કર્યો. એમને પૂછવામાં આવ્યું કે, તમે ઈસ્લામ કેમ કબૂલ કર્યો ? તો એમણે જવાબમાં કહ્યું કે, **મેં ઇસ્લામ કબૂલ નથી કર્યો, બલ્કે ઇસ્લામને પોતાની અનથક મહેનત અને કઠોર પરિશ્રમ બાદ હું પામી રહ્યો છું. જે મારી ફિતરત (નેચર)માં પહેલાંથી જ મૌજુદ હતો. But a story of Rediscovery of my**

**natural self embodied in Islam.**

પ્રખ્યાત અંગ્રેજ ઈતિહાસકાર આર્નોલ્ડ જે. ટોયન્બીએ એક પુસ્તક લખ્યું છે, જેનું નામ ''સંસ્કૃતિની પરીક્ષા'' (Civilization on Triel) છે. લેખકના શબ્દોમાં આ પુસ્તક માનવજીવનના વર્તમાન અને ભવિષ્યકાળ વિશે એક ઈતિહાસકારનો દષ્ટિકોણ રજૂ કરે છે. પુસ્તકમાં લેખકે એક ખાસ વાત આ લખી છે કે, **મોર્ડન સંસ્કૃતિએ ભૌતિક રીતે માનવીને ઘણી બધી ભેટો આપી છે. પરંતુ તેની સાથે ઘણા વિકટ પ્રશ્નો પણ પેદા કર્યા છે, જેનો હલ જાહેરી દષ્ટિએ તેની પાસે નથી. આ વિકટ પ્રશ્નોમાં બે ખાસ પ્રશ્નો છે : (૧) જાતિય ભેદભાવ અને (૨) દારૂ. લેખકે સ્વીકાર કર્યો છે કે, આ બન્નેવ બદીઓ દૂર કરવામાં યુરોપિય સંસ્કૃતિ અસફળ થઈ ચૂકી છે અને ઇસ્લામી ઈતિહાસ સાક્ષી આપે છે કે, તેણે આ બન્નેવ બૂરાઈઓ દૂર કરવામાં જવલંત સફળતા પ્રાપ્ત કરી છે. જો આ બન્નેવ બૂરાઈઓ દૂર કરવા માટે ઇસ્લામની સેવાનો લાભ લેવામાં આવે તો યુરોપની સામાજિક તથા નૈતિક જીવનની સફળતામાં ઇસ્લામી શિક્ષણ મહત્વની ભૂમિકા અદા કરી શકે છે.** મુસ્લિમોમાં જાતિ ભેદભાવ ખતમ થવો ઈસ્લામનું મહત્વપૂર્ણ કારનામું છે અને આજની દુનિયામાં ઈસ્લામના આ નિયમોનો પ્રચાર કરવો ઘણો જરૂરી છે.

ધર્મ દરેક માનવીની જરૂરત છે. તેની પ્રકૃતિ અને નેચરની પુકાર છે. માનવી પોતાની આત્મિય તાકાતથી મજબૂર છે કે, તે ધર્મને તલાશ કરે. પરંતુ ઈસ્લામ સિવાય જેટલા ધર્મો છે, તેમાં ઘણા ફેરફારો થઈ ચૂક્યા છે. (જેનો અન્ય ધર્મોએ સ્વીકાર પણ કર્યો છે.) જેથી તે સઘળા ધર્મો માણસની પ્રકૃતિ (ફિતરત)થી પોતાનો ગાઢ સબંધ ખોઈ ચૂક્યા છે. જ્યારે ઈસ્લામ દરેક પ્રકારના ફેરફારથી (અલ્હમ્દુલિલ્લાહ) સુરક્ષિત છે. કુર્આન શરીફ તથા અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આદેશો અને અમલી જીવન પોતાની સુરક્ષાની ગેરંટી સાથે આપણા સમક્ષ હાજર છે. તથા આજના માનવીની પરેશાનીઓ અને સમસ્યાઓનો હલ સચોટ રીતે

કરી તેને સંતોષિત કરી શકે છે.

એટલા જ માટે કુર્આનમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના જે વિશેષ ગુણો દર્શાવવામાં આવ્યા છે, તેમાં એક ખાસ ગુણ આ બતાવ્યો છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ માનવીઓ ઉપરથી તે બોજા અને તે કેદો હટાવે છે, જે તેમના ઉપર (બીજા ધર્મો અને સમાજો તરફથી વિવિધ પ્રકારે) લાદવામાં આવી હતી.

ઈસ્લામ પોતે જ તબ્લીગ છે. તે પોતે જ લોકોને પોતાના તરફ ખેંચે છે. જો મુસલમાનો એકતરફી વલણ અખત્યાર કરી અન્યો તરફથી મળતી નફરત અને તકલીફ પર સબ્ર કરે તો કોઈ પરંપરાગત તબ્લીગ વિના પણ ઈસ્લામ લોકોના દિલોમાં ઘર કરશે.

ઈન્સાઈકલોપિડિયા બ્રિટાનિકામાં ઈજીપ્તના ઈતિહાસ વિશે ચર્ચા કરતાં લખ્યું છે કે, **મુસ્લિમોએ ઈ.સ. ૬૪૨માં ઘણી જ ઝડપથી ઈજીપ્ત ફતેહ કરી લીધું. પરંતુ ત્યાં ધાર્મિક સહિષ્ણુતા** (Religion tolerance) **અને આઝાદી ઉપર અમલ કર્યો. ઈજીપ્તવાસીઓને ઈસ્લામ સ્વિકારવા બિલ્કુલ મજબૂર કર્યા નહીં. ત્યાં સુધી કે ઈસ્લામી સરકાર તરફથી કોઈ પણ જાતની લોભ-લાલચ પણ આપવામાં આવી નહીં. આરબ હાકેમોએ આ વાતનો એકરાર કર્યો કે, તેઓ ખ્રિસ્તી દેવળોને સુરક્ષિત રાખશે.** *(૬/૪૮૭-૮૮)*

પ્રો. ટી. ડબલ્યુ ઓર્નલ્ડે પોતાના પુસ્તક પ્રિચીંગ ઓફ ઈસ્લામમાં ઉપરોકત બાબતનો સ્વકાર કરતાં લખ્યું છે કે, ઈજીપ્તવાસીઓનો સામુહિક ઈસ્લામ સ્વીકાર કરવો કોઈ રાજકીય અથવા ફોજી દબાણ ન હતું.

ઈજીપ્તના ઈતિહાસના પ્રખર અનુભવી સરઓર્થર કેથના શબ્દોમાં **ઈજીપ્તના ખ્રિસ્તી લોકો તલવારથી ઈસ્લામ નથી લાવ્યા, બલ્કે કુર્આન શરીફ દ્વારા તેમને ફતેહ કરવામાં આવ્યા છે.**

આ જ પ્રમાણે બધા જ જીતેલા પ્રદેશોમાં કોઈ પણ ગેરમુસ્લિમ ઉપર કોઈપણ જાતનું દબાણ કરવામાં આવ્યું નથી. ફકત ઈસ્લામની દઅવતી

(પ્રચારિક)તાકાત વડે જ ઘણા થોડા સમયમાં આટલી ઝડપથી ઈસ્લામ પ્રસરી ગયો.

ઈસ્લામ ઈતિહાસમાં **'સલ્જૂકી'** તુર્કી ખાનદાનના ઘણા કારનામાંઓનું વર્ણન કરવામાં આવ્યું છે, પરંતુ આ તુર્કો કેવી રીતે ઈસ્લામ લાવ્યા તે વિશેની માહિતીથી ઈસ્લામી ઈતિહાસના પૃષ્ઠો ખામોશ છે. ઈસ્લામી ઈતિહાસકારોની આ એક ઘણી મોટી ઉણપ છે કે, તેઓ લડાઈઓ અને રાજકીય વિષયને લગતી બાબતોનું તો ઘણી વિગતવાર વર્ણન કરે છે. પરંતુ મોટી મોટી કૌમો, કબીલાઓ અને ખાનદાનોનો મોટો સમૂહ કેવી રીતે સામુહિક ધોરણે ઈસ્લામમમાં પ્રવેશ્યા? ઈસ્લામે કેવી રીતે તે લોકોના દિલો જીતી લીધા?આ પ્રમાણેની મોટી ઘટનાઓના વર્ણનથી ઈતિહાસ ઘણી જગ્યાએ ચૂપકીદી સેવે છે.

પ્રો. ઓર્નલ્ડ **'સલ્જૂકી'** જંગલી કબીલાઓના ઈસ્લામ સ્વીકાર વિશે લખે છે કે, પોતાના રાજકીય પતનના યુગમાં ઈસ્લામે અમૂક શાનદાર જીતો પ્રાપ્ત કરી છે. બે મોટા અતિમહત્વના ઐતિહાસિક પ્રસંગો વખતે જંગલી કબીલાઓએ પોતાનો મજબૂત પંજો મુસ્લિમોની ગરદન ઉપર કસી દીધો હતો. અગિયારમી સદીમાં સલ્જૂકી તુર્કોએ અને તેરમી સદીમાં મોંગોલો (તાતારીઓ)એ ઈસ્લામી સલ્તનતના પાયા હચમચાવી મૂકયા હતા. **પરંતુ બન્નેવ વખતે વિજેતાઓએ પોતાના પરાજિત લોકોનો ધર્મ (ઈસ્લામ) સહર્ષ સ્વિકારી લીધો.**

પ્રો. ફિલિપ હિટ્ટીના શબ્દોમાં **"મુસલમાનોના ધર્મ ઈસ્લામે ત્યાં ફતેહ પ્રાપ્ત કરી લીધી, જ્યાં તેમના શસ્ત્રો અસફળ રહ્યા હતા. આ જ પ્રમાણે આફ્રિકાના 'બર્બર' કબીલાઓમાં પણ ઈસ્લામનો ફેલાવો દઅવતવાળા અમલથી થયો."**

સ્પેનની ઈસ્લામી હકૂમતના પતન પછી જે મુસ્લિમોને સ્પેનથી કાઢી મૂકવામાં આવ્યા હતા, તેમણે અલ્જીરીયાના 'બર્બર' કબીલાઓમાં ખાનકાહો સ્થાપી ત્યાંના લોકોને ઈસ્લામી તઅલીમથી માહિતગાર કર્યા. અને આ

પ્રમાણે આફ્રિકાના 'બર્બર' કબીલાઓમાં ઈસ્લામ ઘણી ઝડપથી પ્રસર્યો. પ્રો. ઓર્નલ્ડ લખે છે કે, ઈન્ડોનેશીયા, મલેશીયા વગેરે દેશોમાં ઈસ્લામ ૧૩ મી સદી ઈસ્વીમાં વધુ ઝડપથી પ્રસર્યો. આ તે સદી છે, જેમાં મુસ્લિમોનું રાજકીય પતન થયું. આ દેશોનો ઈતિહાસ ઈસ્લામી તારીખમાં ઘણો દિલચસ્પ અને આશ્ચર્યજનક છે કે, અહિંયા ઈસ્લામનો પ્રચાર–પ્રસાર ફકત અને ફકત તબ્લીગી કોશીશોથી જ થયો છે.

તેરમી સદીમાં સ્પેનથી ઈસ્લામી સલ્તનતનું પતન થાય છે. અને ઈન્ડોનેશીયા, મલેશીયા વગેરે દેશોમાં ઈસ્લામને તબ્લીગી, દઅવતી અને વૈચારિક ફતેહ પ્રાપ્ત થાય છે. **ઈ.સ. ૧૨૩૬માં કાર્ડોબા (સ્પેન)નું પતન થયું. ઈ.સ. ૧૨૫૮માં બગદાદની તબાહી સાથે ઈસ્લામી ખિલાફતનું આરઝી પતન થયું. તે જ વર્ષોમાં ઈસ્લામ પૂર્વિય એશિયામાં માનવદિલો ફતેહ કરી રહ્યો હતો.**

ડો. કરાફોર્ડ (Crawford)ના શબ્દોમાં આ અતિ મહત્વનો દિલચસ્પ ઈતિહાસ છે કે, ઈસ્લામ બરાબર તે જ સમયે એશિયામાં પ્રસરી રહ્યો હતો, જયારે તે યૂરોપમાંથી કાઢી મૂકવામાં આવી રહ્યો હતો.

શ્રી વોન લીયર (Vanlear) લખે છે કે, જે માણસ ઈન્ડોનેશીયાનો ઈતિહાસ વાંચે છે તેને એમ માલૂમ પડે છે કે, કોઈ ચમત્કારિક, જાદૂઈ તાકાત છે, જેણે દક્ષિણપૂર્વીય એશિયાના લોકોને ઈસ્લામમાં દાખલ કરી દીધા.

આ સાચી વાત છે કે એક ચમત્કારિક તાકાત ઈસ્લામના ફેલાવા પાછળ કામ કરી રહી હતી. પરંતુ આ જાદુઈ તાકાત બીજી કોઈ તાકાત ન હતી. તે ફકત ઈસ્લામની દઅવતી (પ્રચારકિય) તાકાત જ હતી. આ પ્રદેશોના લોકો મુસ્લિમ વેપારીઓના દઅવતી અખ્લાકથી પ્રભાવિત થઈ ઈસ્લામમાં દાખલ થયા હતા.

આદરણીય વાચકો ! માનવ જગતને ઈસ્લામનો પયગામ આપવો સાદી રીતે ઘોષણા કરી દેવા જેટલું સહેલું કામ નથી. આ કાર્ય ઘણી ધીરજ માંગી લે છે. મુસ્લિમોને વર્તમનકાળમાં જે કૌમોને ઈસ્લામનું આમંત્રણ

પાઠવવાનું છે, તે (નિમંત્રિય) કૌમો તરફથી ઘણી તકલીફો પહોંચી છે, પહોંચી રહી છે. તેની પ્રતિક્રિયારૂપે મુસ્લિમો તેઓ પ્રતિ ફરિયાદ તથા રોષની લાગણી ધરાવતા થઈ ગયાછે. આ પ્રકારની નકારાત્મક લાગણી સાથે દઅવતનું કાર્ય કરી શકાય એમ નથી. દઅવત (ઈસ્લામના પ્રચાર)ની જીમ્મેદારીઓ અદા કરવા માટે મુસ્લિમોએ પ્રતિક્રિયાની માનસિકતા છોડવી પડશે. તેમણે નિમંત્રિય (મદઉ)કૌમોએ ઊભી કરેલી મુસીબતોને એક તરફી રીતે સહન કરવી પડશે. આ કુર્બાની પછી જ તેઓ વર્તમાન વિશ્વમાં ઈસ્લામના પ્રચારક (દાઈ) બની શકે છે. આ જ તે હકીકત છે જે કુર્આનમાં પયગમ્બરોના પવિત્ર મુખેથી આ શબ્દોમાં બતાવવામાં આવી છે કે, **"અમે ચોક્કસ જ તમારી તકલીફોને સહન કરીશું."** *(૧૪:૧૨)*

અંતે હું કહીશ કે આધુનિક માનવીનું વૈચારિક કટોકટીમાં સપડાય જવું અને મુસ્લિમો પાસે ઈજારાદારી (મોનોપોલી)ની હદ સુધી આ વૈચારિક કટોકટીનો ઉકેલ હોવો મુસ્લિમોને એ વાતની તક આપી રહ્યો છે કે, તેઓ આજના વિશ્વના વૈચારિક નેતા બની શકે. પરંતુ આ વૈશ્વિક નેતૃત્વ તેઓને માત્ર દઅવત અને ધીરજની ભૂમિકા પર જ મળી શકે છે.

## દિલને નિશાન બનાવો :

ઓક્ટોબર ૧૯૩૦ ની ઘટના છે. ડો. ઈકબાલ પોતાના લાહોરના મકાનમાં આરામ ખુરસી પર સૂતેલા હતા. હુક્કો સામે છે. એટલામાં એક માણસ પ્રવેશે છે. સલામ-દુઆ પછી વાતચીત શરૂ થાય છે :

ડો. ઈકબાલે કહ્યું : તમે એક કિતાબ લખો.

નવાંગતુકે પૂછ્યું : કેવી કિતાબ?

ડો. ઈકબાલે કહ્યું : તપાસ કરતાં તમને ખબર પડશે કે, ભારતના કસબાઓ, ગામડાઓમાં હજ્જારો ગેરમુસ્લિમો ઈસ્લામમાં પ્રવેશી રહ્યા છે. જો કોઈ માણસ તેમની મુલાકાત લે અને તેમનાથી ઈસ્લામ સ્વીકારના કારણો પૂછી એક પુસ્તકમાં સંકલિત કરી દેવામાં આવે, તો તેનાથી ઈસ્લામ પ્રચારનો હેતુ બહુ સારી રીતે સિધ્ધ થઈ શકશે.

નવાંગતુકે પૂછ્યું : શું ઈસ્લામની સત્યતા પુરવાર કરતી પહેલાંની દલીલો અપુરતી છે ?

ડો. ઈકબાલે કહ્યું : ના એવું નથી, પરંતુ આમ કરવાથી તમને એવી નવી દલીલો મળશે કે, દુનિયા આશ્ચર્યચકિત થઈ જશે. હું એમ સમજું છું કે, **દિલ તથા દિમાગની કાર્યપદ્ધતિમાં બહુ ફર્ક છે. દિમાગ (બુધ્ધિ) ઘણી વખત હજ્જારો મજબૂત દલીલોને ફગાવી દે છે, અને તેની પર જરાય લક્ષ નથી આપતો. પરંતુ તેનાથી વિપરીત કમજોરથી કમજોર ચીજોથી એટલો પ્રભાવિત થઈ જાય છે કે, માત્ર એક ઝાટકામાં જ જીવનનો આખો નકશો બદલાય જાય છે. ઇસ્લામ સ્વીકારનો જેટલો સબંધ દિલ સાથે છે, દિમાગ સાથે નથી.** ઈસ્લામના પ્રચારકને મૂળભૂત રીતે જે વાતની જાણકારી હોવી જોઈએ તે એ છે કે, એવા ક્યા તીરો છે, જે સીધા હૃદય સોંસરા ઉતરી જાય છે. બિનમુસ્લિમોના જીવન પરિવર્તનની હજારો મિસાલો ઈસ્લામી ઈતિહાસમાં મૌજૂદ છે. આપણે જોઈએ છીએ કે, એક માણસ એક વિચાર કે ધર્મ પર ચટ્ટાનની જેમ મજબૂતીથી ઉભેલો હોય છે. અચાનક ક્યાંકથી આવીને તીર વાગે છે અને તે હૃદયવેધક પુરવાર થાય છે. આંખના પલકારે જીવન બદલાય જાય છે. **ઈસ્લામની સત્યતાની બુધ્ધિ-ગમ્ય દલીલો તો આપની પાસે ઘણી છે, પરંતુ હૃદયગમ્ય (કલ્બી) દલીલો ઓછી છે. જો તમે નવમુસ્લિમો પાસે જશો, તો તેઓ તમને જણાવશે કે, ઈસ્લામની તે કઈ અદા હતી, જે તેઓના દિલને ભાવી ગઈ.** જો તેમના વર્ણનો એક પુસ્તકમાં એકત્ર કરી દેવામાં આવે, તો મને વિશ્વાસ છે કે, જીવન પરિવર્તનની એક બિલ્કુલ નવી દુન્યા મુબલ્લિગો (પ્રચારકો) સમક્ષ ઉઘડી જશે. અને તેઓ ઈસ્લામ પ્રચાર માટે એવી નવી દલીલો હાથ લાગશે, જેનાથી આજનું ઈસ્લામી ગ્રંથાલય ખાલી છે.

ત્યારબાદ ઉદાહરણરૂપે કેટલાક કિસ્સાઓ જણાવ્યા પછી ડો.ઈકબાલે ચર્ચાનો દોર આગળ ધપાવતા કહ્યું કે, ઈસ્લામ સ્વીકાર મૂળભૂત રીતે દિલનું કામ છે. જ્યારે દિલ માની જાય છે, દિલમાં કોઈ વાત બેસી જાય છે, તો

પછી આખું શરીર તેની તાબેદારીમાં લાગી જાય છે. આપણને ઈસ્લામના **પ્રાચીન તથા અર્વાચીન પ્રચારકો વચ્ચે એક સ્પષ્ટ ફર્ક જોવા મળે છે. પ્રાચીન પ્રચારકો દિલને નિશાન બનાવતા હતા. તેઓ પોતાના નિસ્પૃહતા (ઈખ્લાસ) પૂર્વકના સદ્‌વર્તાવ જેવી જાદુઈ અદાઓથી લોકોના દિલોને વશમાં કરતા હતા.** એ કારણે હજારો લોકો આપોઆપ કોઈ પણ વાદ-વિવાદ વગર તેઓના રંગે રંગાય જતા હતા. **પરંતુ આધુનિક પ્રચારકોનો પૂરો ભાર બુધ્ધિ પરિવર્તન પર હોય છે. તેઓ ઇસ્લામની સત્યતા પર એક દલીલ આપે છે. તેના પ્રત્યુત્તર રૂપે બિનમુસ્લિમ બીજી દલીલ રજૂ કરી દે છે.** એની ઉપર વાદ-વિવાદ શરૂ થઈ જાય છે. મુસલમાન પોતાની વાત પર અડી જાય છે. બિનમુસ્લિમ પોતાની વાત પર અટકી જાય છે. એનાથી જીદ અને હઠધર્મી ઉભી થાય છે અને હિદાયત ખત્મ થઈ જાય છે.

પ્રાકૃતિક વ્યવસ્થા જુઓ તો તે જીતવા માટે હંમેશ પોતાનો સબંધ દિલ સાથે જોડે છે. માણસ સ્વભાવે સ્વાદપ્રિય છે. **સ્વાદિષ્ટ વસ્તુ માણસના દિલને સ્પર્શી જાય છે. માણસ તેને ખાવા માંડે છે, તે વખતે દિમાગ એ નથી વિચારતું કે, તબીબી દૃષ્ટિએ એ ખોરાક નુકસાનકારક છે કે ફાયદાકારક ?** એટલે પ્રચારકોમાં ઈસ્લામી ચારિત્ર્ય હોવુ જોઈએ, જેથી ગમે તેવો માણસ તેની સામે ઝૂકી જાય. બાકી રહી તાર્કિક ચર્ચા-વિચારણા, તો તેનાથી ન તો દિલને સંતોષ થાય છે, ન તે પલટાય છે.

## ઈસ્લામ સ્વિકારવાના વિવિધ કારણો :

વધુ પડતા ભણેલા-ગણેલા માણસો કે જેમણે ઈસ્લામ સ્વિકાર કર્યો તેમણે પોતાના દિલની બેચેની અને અશાંતિને દૂર કરવાના વિવિધ પ્રયોગો કર્યા. જેમાં અમૂક લોકો ધર્મ તરફ આકર્ષાયા અને તેમણે વિવિધ ધર્મોનો અભ્યાસ કર્યો તથા વિવિધ ધાર્મિક સ્થાનોની રૂબરૂ મુલાકાત લઈ તેમની ઈબાદતો (ઉપાસનાઓ) અને ભક્તિને પ્રેક્ટીકલ રીતે જોઈ. અને તેઓ તેનાથી પ્રભાવિત થયા અથવા તેમને અશાંતિ દૂર કરવામાં મદદરૂપ થશે એવી ધારણા તથા શ્રદ્ધા રાખી.

ઈસ્લામ ધર્મ બાબતે યુરોપના ખ્રિસ્તી ધર્મગુરૂઓ તથા લેખકોએ (વિવિધ કારણોસર) ઘણી ખોટી વાતો રજૂ કરી. ઈસ્લામ તથા મુસ્લિમો ઉપર વિવિધ પ્રકારના આક્ષેપો લગાડ્યા. એટલા માટે બાહ્ય દષ્ટિએ ઈસ્લામ તરફ આકર્ષવાના કે ઈસ્લામ સ્વિકારવાના ચાન્સ ઘણા ઓછા હતા. અને એટલા જ માટે ઈસ્લામ સ્વિકારનારા લોકોની બહુમતિ તે છે, જેમણે પ્રથમ ઈસ્લામ સિવાય બીજા ધર્મોનો અભ્યાસ કર્યો અને બધાથી નાઉમ્મીદ થઈને લાચારી અને મજબૂરીમાં અથવા પોતાની ઈચ્છા વિરૂદ્ધ કનમનતા દિલે ઈસ્લામનું વાંચન શરૂ કર્યું. અમુકે તો ઈસ્લામ વિરૂદ્ધ દલીલો શોધવા માટે જ વાંચન શરૂ કર્યુ અને કુર્આન શરીફના કે ઈસ્લામી કિતાબોના વાંચને તેમને સહીહ માર્ગદર્શન આપ્યું અને ઈસ્લામ વિરૂદ્ધ પોતાના સમાજમાં કે વિવિધ પુસ્તકોમાં જે વાંચ્યું હતું અને તેના આધારે જ ઈસ્લામને સમજ્યો હતો. હવે જ્યારે કુર્આન શરીફના વાંચન અને મુસ્લિમ સમાજ સાથે ઘરોબો થયો અને પોતાના જાત અનુભવથી મુસ્લિમોના સંસ્કાર અને વહેવારને જોયા તો તેમને ઘણો જ આશ્ચર્ય થયો અને છેવટે સચ્ચાઈને સમજી-પારખી તેમણે ઈસ્લામ સ્વિકાર કર્યો.

## કુર્આન શરીફનું વાંચન :

સૌથી વધુ જે લોકો ઈસ્લામ સ્વિકારી ચૂક્યા છે, અને હાલમાં પણ ઈસ્લામ સ્વિકારી રહ્યા છે, તે કુર્આન શરીફના વાંચન અને અભ્યાસથી જ સ્વિકારે છે. કુર્આન શરીફમાં તૌહીદ (એકેશ્વરવાદ)ને જે અંદાજે સમજાવ્યું છે અને વિવિધ પ્રકારની દલીલોથી માનવબુધ્ધિ તથા દિલને ડાયરેક્ટ સંબોધન કર્યું છે, તેવું કોઈ ધાર્મિક પુસ્તકોમાં સંબોધન કરવામાં નથી આવ્યું. કુર્આન શરીફમાં તૌહીદ સાથે સ્ત્રીઓના હક્કો, જિહાદની વાસ્તવિક્તા, સામાજિક પ્રશ્નોનો હલ, વેપાર-વહેવારના સિદ્ધાંતો, વૈજ્ઞાનિક બાબતો, ખગોળશાસ્ત્ર, માનસિક પ્રશ્નો, માનવીની સાયકોલોજી તથા મનમાં ઉપસ્થિત થતા વિવિધ સવાલોના જવાબો બુધ્ધિ તથા તર્કની સાથે દિલને પણ સ્પર્શી જાય તેવી રીતે અપનાવવાને લઈ માણસ તેના પ્રત્યે આકર્ષાય છે, અને કબૂલ કરે છે કે તેમને મૂંઝવતા બધા જ પ્રશ્નોનો હલ કુર્આનમાં મળી જાય છે.

કુર્આન શરીફ અને વિજ્ઞાન બાબતે વાંચન દરમ્યાન પણ મોટા મોટા વૈજ્ઞાનિકોને જે સત્યતાનો આભાસ થયો અને તેમણે બાયબલ તથા કુર્આન શરીફનો તુલનાત્મક અભ્યાસ કર્યો. જેમકે ડૉ. મોરિસ બોકાઈનું પુસ્તક ''ધ બાયબલ એન્ડ કુર્આન એન્ડ સાયન્સ'' તેમણે પોતે ઈસ્લામ સ્વિકાર્યો અને તેમનું આ પુસ્તક ઘણા ખ્રિસ્તીઓ માટે ઈસ્લામ સ્વિકારનું કારણ બન્યું.

## ઈસ્લામી અખ્લાક-સંસ્કાર :

ઈસ્લામી અખ્લાક-સંસ્કાર તથા મુસ્લિમ સમાજમાં શાંતિ, ભાઈચારો, એકબીજાના દુઃખ-દર્દમાં સહભાગી થવું, ભૌતિકરૂપે મદદગાર થવું, દુઆઓ અને તસલ્લીભર્યા શબ્દોથી આશ્વાસન આપવું, દવાખાનાઓમાં બીમારોની ખબર-અંતર લેવી, કોઈપણ જાતની સગાઈ-સબંધ વગર પણ મુસલમાનના જનાઝા તથા અંતિમક્રિયામાં ભાગ લેવો, તેમના ઘરના માણસોને દિલાસો આપવો, તેમના ઘરે જરૂરતની વસ્તુઓ પૂરી પાડવી, મુસ્લિમોની કૌટુંબિક વ્યવસ્થાનું મઝબૂત હોવું. કોરોનાની બીમારીમાં ભારતમાં તેનો ખાસ અનુભવ થયો કે, હિંદુ સમાજમાં માણસના પોતાના પુત્રો કે નજીકના સબંધીઓ મરનારથી દૂર ભાગતા હતા અને મુસ્લિમ યુવાનો તેમની અંતિમવિધિ કરતા હતા. પોતાની આસપાસના ગરીબ લોકોને ધર્મ અને જાતિના ભેદભાવ વગર અનાજ અને જીવન જરૂરિયાતની બધી જ વસ્તુઓ સાથે ઓક્સીજનના બોટલ, દવાઓ વગેરે ફ્રીમાં પહોંચાડતા હતા.

## ઈસ્લામની સાદગી :

ઈસ્લામી ઈબાદતો અને જીવનની બધી બાબતોમાં સાદગીથી પ્રભાવિત થવું. ઈસ્લામની ન્યાયની પ્રક્રિયાને વાંચી તથા અમલી રીતે જોઈને પણ ઘણા લોકોએ ઈસ્લામ સ્વિકાર કર્યો.

## પરદો તથા મુસ્લિમ સ્ત્રીઓનો લિબાસ :

યુરોપ તથા ભારતની ઘણી ગેરમુસ્લિમ સન્નારીઓ સ્ત્રીઓનો પરદો તથા વ્યવસ્થિત કપડાં જોઈને ઘણી પ્રભાવિત થઈ તથા ઘરોનો શાંતિ-સુકૂનવાળો માહોલ પણ ઈસ્લામ સ્વિકારનું નિમિત્ત બન્યો.

## મુસ્લિમોમાં ઈમાન-યકીન પાકું હોવું :

ઘણા યુરોપિયન તથા હિંદુ ડૉક્ટરોએ સ્વિકાર્યું કે, ઘણી સખ્ત બીમારીમાં પણ તકલીફ છતાં મુસ્લિમોને ખુદાપાકની ઝાત ઉપર દૃઢ વિશ્વાસ અને યકીન જોઈને હમો પ્રભાવિત થયા. ઘણાના ઈસ્લામ સ્વિકારનું કારણ પણ બન્યું.

## પોતાના ધર્મથી વિમુખ થવું :

અમૂક લોકોને પોતાના ધર્મની અમૂક વાતો પસંદ ન હોવી, જેમકે વધુ પડતા ઈસ્લામ સ્વિકારનાર ખ્રિસ્તીઓને પોતાના ધર્મની ત્રીદેવવાદ (ત્રણ ખુદા એકમાં અથવા એક ખુદાની ત્રણમાં વહેંચણી) અને કફ્ફારાની માન્યતા તથા ખુદાપાક અને બંદાની વચમાં પાદરીનું આવવું, વગેરે બુધ્ધિ અને તર્કમાં ન આવવાને લઈ તેમણે ઈસ્લામનું વાંચન કર્યું અને ઈસ્લામના તૌહીદનો સ્પષ્ટ અકીદો (માન્યતા) ઘણો જ પસંદ પડ્યો.

એ જ પ્રમાણે ઘણા હિંદુ ભાઈઓ-બહેનો જેમણે ઈસ્લામ સ્વિકાર કર્યો તેમણે દરરોજ નવા-નવા ભગવાન પેદા થવા, પોતાના હાથથી બનાવેલી મૂર્તિ આગળ પોતાની જરૂરતો રજૂ કરવી અને તે પોતાના ઉપર બેસેલી માંખને પણ ન ઉડાડી શકે, છતાં તેને ભગવાન સ્વરૂપે માનવી, કે તેનાથી મદદ માંગવી અને તેનાથી વિવિધ પ્રકારની અપેક્ષા રાખવી વગેરે બાબતોને લઈ જ્યારે ઈસ્લામનું વાંચન કર્યું કે સાંભળ્યું તો તેમને ઈસ્લામ વાંચનનો વધુ શોખ થયો અને છેવટે ઈસ્લામને પોતાના નેચર અને પ્રકૃતિનો ધર્મ સમજી કબૂલ કર્યો.

## ઈસ્લામની સહીહ દઅવત આપવી :

મુસ્લિમો તરફથી ઈસ્લામની સહીહ દઅવત રજૂ કરવી અથવા ઈસ્લામ વિશે થતા કોઈ આક્ષેપનો સહીહ દલીલબદ્ધ જવાબ આપવો પણ ઈસ્લામ સ્વિકારનું કારણ બન્યું.

## નમાઝથી પ્રભાવિત થવું :

નમાઝીઓનું લાઈનબંધ ડીસીપ્લીનથી ઉભા રહેવું, નાત-જાત, માલદાર

-ગરીબનો કોઈ ભેદભાવ ન હોવો. નમાઝ પઢાવવા માટે કોઈ પણ વ્યક્તિનું લાયક હોવું (જે નમાઝની હકીકત તથા મસાઈલથી વાકેફ હોય) વગેરે બાબતોને લઈ ઈસ્લામ કબૂલ કરવું. અમદાવાદ રેલ્વે સ્ટેશન ઉપર મજદૂર યુનિયનના નેતાનું મુસ્લિમ કુલીઓનું વુઝૂ તથા નમાઝમાં લાઈનબંધ ઉભા રહેવું અને સિસ્ટ સાથે ઈમામની સાથે નમાઝની બધી પ્રક્રિયા પૂરી કરવી ઈસ્લામ લાવવાનું નિમિત્ત બન્યું.

આ સિવાય ઘણા કારણો છે, જે કોઈ ને કોઈ બહાને લોકોને ઈસ્લામ તરફ આકર્ષે છે.

**પુસ્તક લખવાનું કારણ :**

લોકોની આ વૈચારિક-માનસિક પરેશાનીને ખ્યાલમાં રાખીને વિચાર આવ્યો કે, આ પ્રમાણેના લોકોએ જ્યારે ઈસ્લામી તઅલીમનો અભ્યાસ કર્યો, તો એમને ઈસ્લામે શાંતિ અને સુકૂન અર્પણ કર્યું. તેમને સામાજિક અને શારીરિક તકલીફો જરૂર વેઠવી પડી, પરંતુ તે છતાં આત્મા અને દિલને જે શાંતિ મળી અને પોતાના પાક-પવિત્ર પાલનહારની સાચી ઓળખાણ થઈ, તેની શક્તિ-તાકાત અને રહમતની જાણકારી મળી તે બાબતે બધી જ તકલીફો વેઠવા માટે તેમને સહર્ષ તૈયાર રાખ્યા. તો આ પ્રમાણેના કિસ્સાઓ-બનાવો લોકો સમક્ષ રજૂ કરવામાં આવે, જે એમને સાચી વાત જાણવા અને તેના ઉપર અમલ કરવા પ્રેરિત કરે તથા અલ્લામા ઈકબાલ (રહ.)ના કથનુસાર દિલની દુન્યાને શાંતિ-સુકૂન અર્પણ કરે.

ઈસ્લામ લાવનાર લોકોની લિસ્ટ ઘણી લાંબી છે. છસો (૬૦૦)થી વધુ લોકોના ઈસ્લામ સ્વિકારના કિસ્સાઓ મારી પાસે પુસ્તક સ્વરૂપે મૌજુદ છે. તેમની આપવિતીઓ પણ પુસ્તકો તથા યુ-ટ્યુબ ઉપર દરરોજ આવે છે. આ પુસ્તકમાં તે બધાનો સમાવેશ કરવો મુશ્કેલ હતો, માટે અમૂક જ કિસ્સાઓ વર્ણન કર્યા છે. આમાં ડૉક્ટરો, ફિલોસોફરો, એન્જીનિયરો અને વિવિધ ક્ષેત્રોમાં કામ કરનારા વધુ પડતા એજ્યુકેટેડ માણસોના કિસ્સાઓ છે, અને અમુક સાદા, ઓછું ભણેલા લોકોના પણ કિસ્સાઓ છે. સ્ત્રીઓ

અને પુરૂષો તથા દરેક ધર્મમાંથી ઈસ્લામ સ્વિકાર કરવા તત્પર રહેલ વ્યક્તિઓના કિસ્સાઓનું વર્ણન કર્યુ છે. અલ્લાહપાકથી દુઆ છે કે, તે આ પુસ્તક મારફતે ઈમાનવાળાઓના ઈમાનને વધુ મજબૂત બનાવવા તથા બીજા લોકોને સહીહ રસ્તો અપનાવવાની નેક તૌફીક આપે, આમીન.

**આભાર :**

આ મુબારક અવસરે કિતાબના અતિ મહત્વ અને બોજદાયક કામ પ્રૂફ રીડીંગ માટે હંમેશની જેમ પરિશ્રમ કરનાર અઝીઝમ મવલાના રશીદઅહમદ મનુબરી સાહબનો અંતઃકરણથી આભાર વ્યક્ત કરૂં છું. અને દુઆ ગુઝારૂં છું કે, અલ્લાહ તઆલા એમની દીની-દુન્યવી બધી જ જરૂરતો પૂર્ણ ફરમાવે, દારૈનમાં એમને બેહતરીન બદલો આપે, આમીન.

આ સાથે કોમ્પ્યુટર ઓપરેટર જનાબ ઐયુબભાઈ ભાડભૂતવાળાને પણ ભૂલી શકતો નથી કે, પ્રૂફ અને પુસ્તકના સંપાદનમાં નવો ઉમેરો તથા ક્રમમાં થતા ફેરફારને તેમણે વ્યવસ્થિત રીતે ગોઠવી કિતાબની સુંદરતામાં વધારો કર્યો. અલ્લાહપાક દારૈનમાં એમને બેહતરીન બદલો આપે, આમીન. બિહુરમતિ સય્યિદિલ મુરસલીન સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ.





# મુસલમાનોની મહત્વની જવાબદારી

સહાબએ કિરામ પછી એક લાંબા સમય સુધી મુસ્લિમોનો એ ઈતિહાસ રહ્યો છે કે, જ્યાં તેઓ વિજયી બની પ્રવેશ્યા, ત્યાં તેમણે માત્ર રાજકીય પ્રભુત્વ (તાકત) ઉપર સંતોષ નહીં માન્યો, બલ્કે તેઓ પોતાની માનવતા તથા પ્રમાણિકતા વડે પણ સ્થાનિક લોકોને પ્રભાવિત કરવાની કોશિશ કરતા હતા. અહીં સુધી કે ધીરે ધીરે તે માત્ર રાજકીય હિસાબથી નહીં, બલ્કે ધાર્મિક હિસાબથી પણ એક ''ઈસ્લામી દેશ'' બની જતો. સિરિયા, ઈરાક, યમન, ઈજીપ્ત અને સિંધ વગેરે વિસ્તારોમાં આ જ સ્થિતિ સર્જાઈ. આરબ વેપારીઓ વડે પણ મલેશિયા, ઈન્ડોનેશિયા અને માલદીવના રહેવાસીઓએ ઈસ્લામ સ્વીકાર કર્યો. ભારતમાં પણ મુહમ્મદ બિન કાસિમ આમ જ કરવા ઈચ્છતા હતા. પરંતુ બનૂ ઉમય્યાના આંતરિક વિખવાદે તેઓને આની તક નહીં આપી અને એમની સૈન્ય ક્ષમતાનું વળતર તેઓને જેલની કોટડીના સ્વરૂપે મળ્યું.

ત્યાર પછી ભારતની બાગડોર આરબોના બદલે બિનઆરબ (અજમી) પરિવારોના હાથમાં ચાલી ગઈ. જેઓને પોતાની સત્તા સાચવવા સિવાય ઈસ્લામના પ્રચાર-પ્રસારમાં કે તેને લાગુ કરવામાં કોઈ દિલચસ્પી ન હતી. તેઓ પૈકી ફિરોઝ તુગલક અને ઔરંગઝેબ આલમગીર (રહ.)ને છોડી બધા રાજાઓએ પોતાની શ્રેષ્ઠ ક્ષમતાઓનો ઉપયોગ માત્ર પોતાના શાસનને સુદૃઢ કરવા માટે કર્યો. અને જો કંઈક દઅવતો તબ્લીગનું કામ થયું પણ તો તેનો યશ ઘણી હદ સુધી સૂફીઓ તથા બુઝુર્ગોને જાય છે.

પરંતુ દઅવતે દીનથી બેધ્યાની અને પોતાના જ જીતેલા પ્રદેશોમાં સંખ્યાબળના હિસાબથી ઓછા હોવાના લીધે અંતે રાજકીય હિસાબથી પણ

તેઓને ખાસ્સું નુકસાન ઉઠાવવું પડ્યું. દા.ત. સ્પેનમાં ખ્રિસ્તીઓ દ્વારા પરાજય મળ્યા પછી ત્યાં તેમની કેટલીક યાદગાર ઈમારતો સિવાય કાંઈ બાકી ન રહ્યું.

પરંતુ અંગ્રેજોનો ઈતિહાસ સ્પષ્ટપણે તેનાથી અલગ છે. ૧૭મી સદીમાં જ્યારે એક લાંબા સમયકાળ પછી પશ્ચિમે આળસ મરડી અને પહેલા વિજ્ઞાન તથા ટેકનોલોજીમાં અને પછી પોતાની અસામાન્ય વૈજ્ઞાનિક ક્ષમતાના છાયામાં રાજકીય હિસાબથી આગળ વધવાનું શરૂ કર્યું તો એ છતાં કે નજીકના ભૂતકાળમાં યુરોપમાં ધર્મ અને વિજ્ઞાન વચ્ચે લાંબુ યુદ્ધ થઈ ચૂક્યું હતું અને ''ચર્ચ''ને હરાવી દઈ પશ્ચિમી વિદ્વાનો એમ સમજી રહ્યા હતા કે, તેમણે બહુ મોટી જંગ જીતી લીધી છે. તેમણે એ જરૂરી સમજ્યું કે, પૂર્વમાં જ્યાં પણ રાજકીય હિસાબથી તેમના કદમ મજબૂત થાય ત્યાં ખ્રિસ્તી પ્રચારકોની એક આખી સેના પણ પાછળ-પાછળ તેમની સાથે રહે અને તે લોકોના દિલો-દિમાગને જીતવા માટે કાર્યશીલ રહે. એનાથી માત્ર ખ્રિસ્ત-મતનો વ્યાપ વધશે. એટલું જ નહીં, બલ્કે તેમના શાસનને સુદઢતા પ્રાપ્ત થઈ શકશે. આનું પરિણામ એ આવ્યું કે, સવાસો વર્ષ પછી પશ્ચિમનું રાજકીય શાસન તો ખતમ થઈ ગયું, પરંતુ ખ્રિસ્તી મિશનરીએ જે તે દેશોમાં જે લોકોને ખ્રિસ્તી બનાવ્યા હતા, તે સ્થાનિક લોકો આજે પણ ખ્રિસ્તી તરીકે બાકી રહ્યા અને મિશનરીઓ પણ પોતાના કામમાં વ્યસ્ત રહી.

ખ્રિસ્તીઓના આ આક્રમણનું નિશાન તો વધારે પડતી મૂર્તિપૂજક કૌમો બની, પરંતુ ઉમ્મતે મુહમ્મદિય્યહ પણ તેના મારથી સુરક્ષિત નહીં રહી શકી. ધર્મના મામલામાં મુસ્લિમોની અડગતા જોતાં ખ્રિસ્તમતના પ્રચાર માટે વૈશ્વિક સ્તરે સમારંભો યોજી ખ્રિસ્તી સંસ્થાઓએ પોતાની કાર્યશૈલી નક્કી કરી અને યોજનાબદ્ધ રીતે સમગ્ર મુસ્લિમ જગતમાં પોતાના પ્રયાસો શરૂ કરી દીધા. તેમની લોભામણી જાહેરાતોના લીધે ભારતના મૌલાના સફદર અલી, મૌલાના ઈમાદુદ્દીન, મૌલાના બરકતુલ્લાહ, તબરેઝના મિર્ઝા ઈબ્રાહીમ અને બૈરૂતના કામિલ જેવા લોકો તેમની જાળમાં ફસાવાથી બચી ન શક્યા.

પાકિસ્તાન જેવા મુસ્લિમ દેશ વિશે, જે ઈસ્લામના મામલામાં પ્રમાણમાં વધારે સંવેદનશીલ સમજવામાં આવે છે અને જેનું સર્જન જ ઈસ્લામના નામ પર થયું છે, છતાં પણ રોમન કેથોલિક ચર્ચે પોતાના રિપોર્ટ (૧૯૫૭-૫૮)માં લખ્યું છે : ''મુસ્લિમોને ખ્રિસ્તી બનાવવામાં સૌથી શાનદાર સફળતા પાકિસ્તાનમાં મળી.''

જો કે આ એક વાસ્તવિક્તા છે કે, જે મુસ્લિમ દેશોમાં પણ ખ્રિસ્તી મતને થોડીઘણી સફળતા મળી શકી છે, તેનું મોટું કારણ મુસ્લિમોની અજ્ઞાનતા છે. આ કારણોસર જ એલી ચેટલીઅર (Ale Chatelier)નું નિવેદન છે કે, **"ખ્રિસ્તી બનવાવાળા મુસ્લિમોમાં બહુમતી સામાન્યજનો તથા અજ્ઞાનીઓની છે."**

આ બધું છતાં ખ્રિસ્તમતની પાયાની માન્યતાઓ બુધ્ધિ અને તર્કથી દૂર છે. અંધશ્રદ્ધા રાખવા સિવાય તેનો સ્વીકાર શક્ય નથી. અલ્લાહપાક સબંધે ત્રણમાં એક અને એકમાં ત્રણનો વિચાર એક અતાર્કિક (બુધ્ધિ વગરનો) વિચાર છે. **હઝ. ઈસા (અલૈ.) ખ્રિસ્તીઓની માન્યતા મુજબ એક તરફ અલ્લાહપાકના પદ પર બિરાજમાન નજર આવે છે અને બીજી બાજુ દેખાય છે કે, શૂળી પર અત્યંત નિઃસહાય અવસ્થામાં ચઢાવી દેવામાં આવ્યા છે. અને એક વિવશ માનવીની જેમ ખુદા તઆલાના દરબારમાં જીવતદાન માટે દુઆ કરે છે. કફ્ફારા (પાપ મુક્તિ)ની માન્યતા કે હઝ. ઈસા (અલૈ.)એ હઝ. આદમ (અલૈ.)ની ભૂલ અને તેમના માધ્યમથી માનવજાતમાં પ્રસરેલા પાપોનું પ્રાયશ્ચિત (તૌબા) કરી નાંખ્યું તે એક એવી વાત છે, જે સ્પષ્ટપણે બુદ્ધિ વિરૂદ્ધ છે કે ભૂલ એક કરે અને સજા બીજાને મળે.** અને એ કે ભૂલચૂક હઝરત આદમ (અલૈ.)થી થઈ અને પાપી તે બધા માનવીઓને સમજવામાં આવે, જે તેમના વંશમાંથી જન્મતા રહ્યા. જો કે દરેક માણસ વિચાર તથા વ્યવહારના હિસાબથી પોતાની સ્વતંત્ર હેસિયત ધરાવે છે.

એની તુલનામાં ઈસ્લામ બુધ્ધિ સાથે બિલ્કુલ સુસંગત છે. અને જેમ જેમ જ્ઞાન-વિજ્ઞાનની પ્રગતિ થતી જાય છે, ઈસ્લામની યુગ તથા બુધ્ધિ સાથે

સુસંગતતા છતી થતી જાય છે. પૂર્વિય વિષયોના પશ્ચિમી વિદ્વાનો ઈસ્લામ સબંધે ભલે બહુ પૂર્વગ્રહ ધરાવે છે અને તણખલાના સહારે એવા એવા હવાઈ કિલ્લાઓ બનાવે છે કે, તેમની બુધ્ધિ પર માતમ કરવાનું મન થાય છે. છતાં હવે તેઓની અંદર પણ મોરિસ બોકાઈ જેવા લોકો જન્મી રહ્યા છે, જે વર્તમાન વૈજ્ઞાનિક સિદ્ધાંતોના હિસાબથી કુર્આનની સત્યતા અને બાઈબલ પર તેની ઉચ્ચતાનો ઉંચા અવાજે એલાન કરવા માટે વિવશ બન્યા છે. આ વાત હવે લગભગ સંપૂર્ણપણે સ્પષ્ટ થઈ ચૂકી છે. વિશ્વ ધર્મોમાં **ઇસ્લામ જ એકમાત્ર એવો ધર્મ છે, જે બધા જ પ્રકારના ભેદભાવને મિટાવી શકે છે. અને નીચલા વર્ગ (અશ્વેત હોય કે અવર્ણ)ને અન્યોનો સાથી તથા સંગાથી બનાવી શકે છે.** પશ્ચિમી સમાજ જે માનવ અધિકારોની સુરક્ષાનો સૌથી મોટો દાવેદાર છે, અશ્વેતોને એક માનવીનો દરજ્જો આપવા માટે પણ તૈયાર નથી.

પ્રસાર માધ્યમો અને સંપર્કના સાધનોની આ યુગમાં જે પ્રગતિ થઈ છે, ભૂતકાળમાં એની કલ્પનાની પણ શક્યતા ન હતી. રાજાશાહીના બદલે આ યુગમાં લોકશાહીનું પ્રભુત્વ છે. જે દરેક નાગરિકને વિચારની સ્વતંત્રતા આપે છે અને વિચારનો પ્રચાર કરવાનો અધિકાર આપે છે. ભૂતકાળમાં રાજાશાહી શાસન તથા ધાર્મિક પૂર્વગ્રહોના લીધે આમ કરવું શક્ય ન હતું.

આ બધું જાણે કે સૃષ્ટિના સર્જક તરફથી ઉમ્મતે મુસ્લિમા માટે એક મૂલ્યવાન ઈનામ છે, જેનો લાભ લઈ બિનમુસ્લિમોમાં દીનની દઅવતનું કામ બહુ સરળતાથી કરી શકાય છે. એવી સરળતા પ્રારંભિક કાળના મુસ્લિમોને પ્રાપ્ત ન હતી. ઈસ્લામની સત્યતા તથા તેની આવશ્યક્તા એટલી સ્પષ્ટ થઈ ચૂકી છે કે, જે લોકોને ઈસ્લામના ટીકાકાર સમજવામાં આવે છે, તેઓ પણ પોતાનું વલણ નરમ કરવા માટે મજબૂર બન્યા છે. અને ઈસ્લામની ખૂબીઓનો ખુલ્લમખુલ્લો સ્વીકાર કરે છે. ગાંધીજી જેવા વિચક્ષણ બુદ્ધિ પ્રતિભા ધરાવતા તેમજ સર્વસ્વીકૃત ધાર્મિક તથા રાજકીય નેતાનું દેશવાસી-ઓને પોતાની શાસનશૈલીમાં હઝ. અબૂબક્ર અને હઝ.ઉમર (રદીયલ્લાહુ અન્હુમા)ની કાર્યશૈલીનાં અનુસરણનું સૂચન કરવું બીજા શબ્દોમાં ઈસ્લામની

વર્તમાનકાળ માટે સુસંગતતા તથા અન્ય ધર્મોની અસંગતતાનો સ્વીકાર છે.

અલ્લાહ તઆલા તરફથી મળેલી આ બધી સગવડો છતાં મુસ્લિમો જો ''દઅવતે દીન''નું કામ નહીં કરે, તો આ એ વાતનો પૂરાવો હશે કે, કુદરત તેમના બદલે કોઈ અન્ય કૌમને ખુદાપાકના દીનની સરબુલંદી (પ્રગતિ) માટે ઉભી કરશે. કારણ કે હવે તેઓ આને પાત્ર નથી રહ્યા. *(સૂરએ મુહમ્મદ -૩૮)* અફસોસ કે પૂર્વથી લઈ પશ્ચિમ સુધી, ઉત્તરથી લઈ દક્ષિણ સુધી મુસ્લિમો પોતાના શત્રુઓ સાથે બાથ ભીડી રહ્યા છે. આ શત્રુઓ ક્યાંક સંસ્થાનવાદ અને મૂડીવાદના રૂપમાં છે, ક્યાંક નાસ્તિકતા અને સમાજવાદના વેશમાં છે, ક્યાંક ધાર્મિક પૂર્વગ્રહના સ્વરૂપે છે, ક્યાંક ભાષાકીય તથા પ્રાદેશિક સમસ્યાઓ છે. દરેક ઠેકાણે દેખાવો દ્વારા શત્રુઓનો મુકાબલો કરવામાં આવી રહ્યો છે. પરંતુ કોઈ નથી જે એ ''અવાજ વગરની લાઠી''નો સહારો લે, જે મુકાબલાનું સૌથી અસરકારક હથિયાર છે. અને તમામ નબીઓ સહિત પયગમ્બરે ઈસ્લામે પણ પોતાના શત્રુઓ સામે જે શસ્ત્રથી મદદ લીધી હતી, જે દિલોને મોહી લે, જે લોખંડને મીણ બનાવી દે, જે દુશ્મનને દોસ્ત બનાવી દે.

ઘણાંબધા વિસ્તારોમાં આજે જે લોકો જિહાદની વાત કરે છે, તેઓ એ હકીકતને નજરઅંદાઝ કરી દે છે કે, બળપ્રયોગ જિહાદનો અંતિમ તબક્કો છે, જેને મજબૂરીના દરજ્જામાં સહન કરી લેવામાં આવે છે. જિહાદનો પહેલો તબક્કો જેનો મૂળ ઉદ્દેશ્ય ''દઅવત'' છે. એ કારણે જ બધા ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓ એ વાતે સંમત છે કે, દઅવત આપ્યા પછી જ બિનમુસ્લિમો સાથે જિહાદ કરી શકાય છે. અહીં સુધી કે કાઝી અબુલહસન માવરદી (રહ.)એ પોતાની વિખ્યાત કૃતિ 'અલ અહકામુસ્ સુલ્તાનિય્યા' (ઈસ્લામની રાજ્ય વ્યવસ્થા)માં લખ્યું છે કે, જે લોકો સુધી દઅવત ન પહોંચી હોય અને ઈસ્લામની સત્યતાના પુરાવાઓ તેની સમક્ષ નહીં આવ્યા હોય, તેમની સામે જિહાદના પગલાં ભરવા હરામ છે. અને જો ઈસ્લામી સેનાએ તેમના સુધી દીનની દઅવત પહોંચ્યા પહેલાં આક્રમણ કરી દીધું તો મૃતકોનો મૃત્યુદંડ ભરવો તેની ઉપર જરૂરી રહેશે.

સમગ્ર દેશમાં મુસ્લિમોના હજારો સંગઠનો અને ચળવળો હોવા છતાં એકલ-દોકલ સંગઠનો જ એવા છે, જે તેના હેતુને અંજામ આપવા માટે ઉઠ્યા છે અને દેશવાસીઓ સમક્ષ આખિરતના આધાર પર ઈસ્લામનું આમંત્રણ આપવાનું કાર્ય કરી રહ્યા છે.

ભારતીય મુસ્લિમોની ગફલતનો એ હાલ છે કે, હજુ સુધી ભારતમાં કેટલીય એવી ભાષાઓ છે, જેમાં ઈસ્લામ પરિચય માટે કોઈ યોગ્ય પુસ્તક અને કુર્આન મજીદનો તરજુમો સુદ્ધાં નથી. કેટલીય એવી ભાષાઓ છે, જેને મુસ્લિમોની એક નોંધપાત્ર સંખ્યા બોલે છે. દા.ત. તમિલ, તેલુગુ, બંગલા, ઉડિયા, ગુજરાતી. પરંતુ એ ભાષાઓમાં ઈસ્લામ વિશે જે લિટરેચર છે, તે માત્રા અને ગુણવત્તા બન્ને હિસાબથી બહુ સામાન્ય છે. ખુદ હિંદીમાં પણ જે દેશની પહેલા દરજ્જાની રાષ્ટ્રીય ભાષા છે, ઈસ્લામ સબંધે સાચી માહિતી ઉપલબ્ધ કરાવનારા પુસ્તકો અત્યંત અપુરતા છે. અને ઉપરોક્ત સ્થાનિક ભાષાઓમાં ઈસ્લામના વિષયે જે કાંઈ લખાયું છે, દઅવતી માનસિકતાથી જુઓ તો તે ઓછુ ફાયદાકારક તથા ઓછુ અસરકારક જણાય આવશે. ઉક્ત ભાષાઓમાં જો આપણે અરકાને ઈસ્લામ વિશે મસાઈલ લખીશું તો એ મુસ્લિમો માટે તો લાભકારક હશે, પરંતુ સાથે બિનમુસ્લિમો માટે દઅ્વતી લિટરેચર નહીં હોય તો બિનમુસ્લિમો માટે એમાં આકર્ષણનું કોઈ તત્વ નહીં હશે અને ચિંતન-મનનની કોઈ વસ્તુ નહીં હશે.

**જરૂરિયાત એ વાતની છે કે, બધી સ્થાનિક ભાષાઓમાં કુર્આન મજીદનો તરજુમો, નબી (સલ.)ના કથનો સુંદર તથા અસરકારક શૈલીમાં તથા નબી (સલ.)નું સાદી શૈલીમાં જીવનચરિત્ર રજૂ કરવામાં આવે. જેમાં આપના નૈતિક (અખ્લાકી) પાસાને વધારે ઉપસાવવામાં આવે. ઇસ્લામની માન્યતાઓની બુદ્ધિગમ્યતા અને આધુનિક સંશોધનોના પ્રકાશમાં તેની સત્યતાને દર્શાવવામાં આવે. ઇસ્લામના સામાજીક તથા આર્થિક સિદ્ધાંતો, તેમનું સંતુલન અને તેમની ઉપયોગિતા સ્પષ્ટ કરવામાં આવે. અન્ય ધર્મો તથા આધુનિક જીવનશૈલીથી ઇસ્લામની ગંભીરતા સાથે તુલના કરવામાં આવે અને આવા લખાણોમાં હકારાત્મક તથા**

**નિષ્પક્ષ શૈલી અપનાવવામાં આવે. નકારાત્મક શૈલીથી બચવામાં આવે.**

ભાષા સમજવા-સમજાવવા માટેનું એક સાધન માત્ર છે. ભાષા ક્યારેય સાધ્ય નથી હોતી, ન ભાષાનો કોઈ ધર્મ હોય છે. એટલે જ ઈસ્લામે ભાષાના મામલે બહુ વિશાળ હૃદયતાથી કામ લીધું છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ હઝ. ઝૈદ બિન ષાબિત (રદી.)ને ખાસ કરીને હિબ્રુ ભાષા શીખવાનો આદેશ આપ્યો અને તેમણે માત્ર પંદર દિવસમાં હિબ્રુ ભાષા શીખી લીધી. બલ્કે કેટલીક રિવાયતો (નોંધો)થી જાણવા મળે છે કે, હઝ. ઝૈદ બિન ષાબિત (રદી.) છ ભાષાઓ જાણતા હતા. રિવાયતોથી અંદાજો મળે છે કે, હઝ. અબૂ હુરૈરહ (રદી.) ફારસી ભાષા જાણતા હતા.

ફારસી ભાષા અનેક દેવપૂજકોની ભાષા હતી. તે છતાં મુસ્લિમોએ ફારસી ભાષા શીખી. બલ્કે તેના વિકાસમાં સિંહફાળો આપ્યો. અહીં સુધી કે, તેને ઈસ્લામી ભાષા તરીકે ખ્યાતિ મળી. પરંતુ દુર્ભાગ્યવશ હિંદુસ્તાનમાં હજુ પણ એવા આલિમો છે, જે માત્ર ઉર્દૂને પકડીને બેસી રહ્યા છે અને તેમાં લખીને-બોલીને એમ સમજે છે કે, તેમણે દઅવતનો હક્ક અદા કરી દીધો.

કેટલાક લોકોનું માનવું છે કે, બિનમુસ્લિમોમાં દઅવતનું કામ એ વખતે કરવું જોઈએ, જ્યારે મુસ્લિમોની ઈસ્લાહ (સુધાર)નું કામ પૂર્ણ થઈ જાય. અને ખુદ મુસ્લિમ સમાજ ઈસ્લામી સમાજ બની જાય. આ વાસ્તવમાં સખત ગેરસમજ અને પોતાની જવાબદારીથી ભાગવું છે. ઈસ્લામે આવો કોઈ ક્રમ નક્કી કર્યો નથી કે, બિનમુસ્લિમોને દઅવત આપવાની જવાબદારી તે જ વખતે મુસ્લિમો પર આવશે, જ્યારે ખુદ તેમનો આખો સમાજ ઈસ્લામી બની જાય. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ આ બન્ને કાર્યો એકીસાથે અંજામ આપ્યા છે. અને કુર્આન શરીફ સામાજિક તથા કૌટુંબિક જીવનના આદેશો પૂર્ણ કરતાં પહેલાંથી જ બિનમુસ્લિમોને પોતાની દઅવતનું સર્વપ્રથમ સંબોધિત બનાવતું રહ્યું છે. અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સમયે ઈસ્લામ અંગીકાર કરનારાના શિક્ષણ તથા સંસ્કાર માટે પણ આલિમ સહાબા (રદી.)ને મોકલવામાં આવતા હતા અને બિનમુસ્લિમોમાં દઅતવ

માટે પણ સહાબ-એ-કિરામને મોકલવામાં આવતા હતા.

મુસ્લિમ સમાજને ઈસ્લામી બનાવ્યા પછી બિનમુસ્લિમોને દીનની દઅવતના સંબોધિત બનાવવાનો અર્થ વ્યવહારમાં એના સિવાય બીજું કાંઈ નહીં હશે કે, સમગ્ર શક્તિ માત્ર મુસ્લિમોની સુધારણા માટે ખર્ચી નાંખવામાં આવે અને તેની ઉપર જ સંતોષ કરી બેસી રહેવામાં આવે.

આ મુદ્દા પર એ દૃષ્ટિકોણથી પણ વિચાર કરવો જોઈએ કે, જે લોકો મુસલમાન બની ચૂક્યા છે, શરઈ દૃષ્ટિએ ખુદ તેઓની જવાબદારી છે કે તેઓ દીનને સમજે, તેમની અંદર દીનની તડપ હોય અને તેના પર અમલ કરવાની ભાવના હોય. અને જો તેઓ બધા જાણી જોઈને બેદરકારી આચરતા રહે તો તેઓને પોતાને અલ્લાહ તઆલા સમક્ષ જવાબ આપવો પડશે. એનાથી વિપરિત જે લોકો સુધી ઈસ્લામ પહોંચ્યો જ નથી, તેમની જવાબદારી મુસ્લિમોની છે. અને આ બાબતમાં તેમણે અલ્લાહ તઆલા સમક્ષ જવાબ આપવાનો છે કે, તેમણે ખુદા તઆલાનો દીન તેમના સુધી પહોંચાડવામાં કેમ ગફલત વર્તી ?

અફસોસ ! કે આટલી મહત્વપૂર્ણ જવાબદારી, જેના માટે ઉમ્મતે મુહમ્મદિય્યહનું સર્જન કરવામાં આવ્યું, *(આલિ ઈમરાન : ૧૧૦)* જે ખુદા તઆલાની મદદ મેળવવાનું સાધન તથા મુસ્લિમોની સફળતાનો ઉપાય છે, જે નબીઓના આગમનનો મકસદ છે. અને જેને છોડી દેવું માનવજાત સાથે સૌથી મોટો અન્યાય છે અને અલ્લાહપાકના દીન પર સૌથી મોટો અત્યાચાર છે, જે પયગમ્બરે ઈસ્લામના પયગામે રહમતને સર્વવ્યાપી બનાવે છે, અને જે સ્વયં મુસ્લિમો માટે અલ્લાહપાક તરફથી સલામતીની બાંહેધરી છે, એવા કામ પ્રત્યે ભારતીય મુસ્લિમ સમાજ બેધ્યાન છે.

કુર્આન મજીદના અભ્યાસથી જાણવા મળે છે કે, નબીઓ જ્યારે પણ કોઈ કૌમમાં આવ્યા, તો સામાન્યપણે તેમનો સામનો બે વર્ગોથી થયો. એક કૌમનો ઉચ્ચ વર્ગ, જેને સન્માનનીય સમજવામાં આવતો. અને બીજો વર્ગ તે, જેને કુર્આન સામાન્ય તથા દુર્બળ લોકો કહે છે. જેઓને સમજમાં મૂલ્યવિહિન સમજવામાં આવે છે. દરેક નબીની દઅવત (અભિયાન) પોતાની

કૌમમાં એક અજાણી દઅવતની હેસિયતથી ઉભરે છે. કૌમનો ઉચ્ચ વર્ગ તેનો વિરોધ કરવા માટે તૈયાર થઈ જાય છે, પરંતુ તેમની અંદર જે લોકો વાસ્તવદર્શી તેમજ સજ્જન હોય છે, તો તે પોતાના અહંકારની કુરબાની આપી નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની દઅવતને હકારાત્મક પ્રતિસાદ આપે છે. પરંતુ શરૂમાં તેમની સંખ્યા બહુ ઓછી હોય છે. જે લોકોને સામાન્યજનો સમજવામાં આવે છે, તેઓને સત્યની આ પુકારને સ્વીકારવામાં કોઈ છોછ નથી નડતો. તેઓ પહેલ કરે છે અને પછી અત્યાચારની અગનજ્વાળાઓમાં તેમને શેકવામાં પણ આવે છે. સંભવતઃ આ ઘટના પણ ખુદાપાકની ગૂઢ વ્યવસ્થા મુજબ થાય છે કે તેઓ પહેલેથી જ પીડિત હોય છે એટલે પીડાકારક વ્યવહાર કોઈ માત્રામાં તેમના માટે સહ્ય હોય છે.

સત્યને સ્વીકારવામાં કૌમના અગ્રણીઓ (સરદાર-નેતા) જ મુખ્ય અવરોધ બને છે. મક્કાવાસીઓએ આપ (સલ.)નો કેટલો વિરોધ કર્યો. એટલે ખુદાપાકની અદૃશ્ય વ્યવસ્થા અંતર્ગત "બદર યુદ્ધ"માં મક્કાના બધા સરદારોને ભેગા કરી દેવામાં આવ્યા. અને તે બધા બદર યુદ્ધમાં માર્યા ગયા. આને જ અલ્લાહપાકના રસૂલ (સલ.)એ સહાબા (રદી.)થી કહ્યું કે, "મક્કાએ પોતાના કાળજાના કટકા તમારી સામે ધરી દીધા છે." બદર પછી મક્કાવાળાઓના બે જ ઉલ્લેખનીય સરદાર બાકી રહી ગયા. અબૂ સુફયાન બિન હર્બ અને સફવાન બિન ઉમય્યા. અને આ બન્ને ફત્હે મક્કા પછી ઈસ્લામને શરણે આવી ગયા. મદીનામાં જો ઈસ્લામનો પ્રચાર-પ્રસાર સરળતાપૂર્વક થયો તો તેનું એક કારણ એ જ હતું, જેની તરફ હઝરત આઈશા (રદી.)એ અંગુલિનિર્દેશ ફરમાવ્યું છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની નુબૂવ્વત પહેલાં ઔસ તથા ખઝરજ (બન્ને મદીનાના કબીલાઓ હતા) વચ્ચે ગૃહયુદ્ધમાં અબ્દુલ્લાહ બિન ઉબય સિવાય પહેલી હરોળના તમામ નેતાઓ મૃત્યુને ભેટી ચૂક્યા હતા. એટલે અહીં ઈસ્લામ સામે મુકાબલો કરનારી કોઈ વ્યવસ્થિત તાકાત ન હતી. અબ્દુલ્લાહ બિન ઉબયે પોતાના દંભ વડે મુસ્લિમોને હાનિ પહોંચાડવાની કોશિશ જરૂર કરી, પરંતુ મદીના-

વાસી મુસ્લિમો પર ઈમાનનો એવો નશો ચઢી ચૂક્યો હતો કે, તેઓ કોઈ બીજી વસ્તુને ગણકારતા ન હતા. બીજા શબ્દોમાં અલ્લાહના ગૈબી નિઝામ હેઠળ હઝ.મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની નુબૂવ્વત પહેલાં જ મદીનાના સરદારો વિદાય લઈ ચૂક્યા હતા અને મદીનાની ભૂમિ ઈસ્લામ માટે અનુકૂળ બની ચૂકી હતી. આ જ પરિસ્થિતિ વિવિધ અંબિયાએ કિરામ (અલૈ.) સાથે સર્જાઈ છે.

હઝરત નૂહ (અલૈ.)એ જ્યારે પોતાની કૌમને સત્ય તરફ બોલાવ્યા તો આ જ વર્ગે તેઓની પુકાર પર હકારાત્મક પ્રતિસાદ આપ્યો. જે લોકો તેમના વિરોધી હતા, તે કહ્યા કરતા હતા કે, ''અમે આપ પર ઈમાન કેવી રીતે લાવીએ, જ્યારે કે નીચ લોકો તમારા અનુયાયીઓ છે ?''

*(અશશુઅરા : ૧૧૧)*

હઝરત શૈખુલ હિન્દ મૌલાના મહમૂદ હસન દેવબંદી (રહ.)એ ઉપરોક્ત આયતમાં 'અરઝલૂન'નો અનુવાદ 'કમીના' શબ્દથી કર્યો છે. આ શબ્દપ્રયોગથી અંદાજો કરી શકાય છે કે, આ લોકો આ વર્ગને કેટલી તુચ્છ નજરોથી જોતા હતા. કુર્આને અન્ય એક જગ્યાએ હઝરત નૂહ (અલૈ.)ની કૌમના આવા જ ઠેકડી ઉડાવતા વાક્યોનો ઉલ્લેખ કર્યો છે કે, કૌમના સરદારોએ હઝ. નૂહ (અલૈ.)થી કહ્યું કે, ''અમને તો તમે અમારા જેવા એક માનવી જ નજર આવો છો. અને આપનું અનુસરણ એવા લોકોએ કર્યું છે, જે અમારામાંથી નિચલા સ્તરના છે.'' *(હૂદ : ૨૭)*

આપણે જે દેશમાં વસી રહ્યા છે, તેમાં અમૂક લોકોએ પોતાને 'ઉચ્ચ વર્ગ' બનાવી રાખ્યો છે. અને લોકોના મનમાં એવી માન્યતા વસાવી દીધી છે કે, તેઓ શાસન કરવા માટે જ સર્જવામાં આવ્યા છે. કારણ કે તેમનો જન્મ ખુદા તઆલાના માથા તથા હાથથી થયો છે. (નઊઝુબિલ્લાહ) તેઓ ખુદા તથા બંદાની વચ્ચે માધ્યમ છે. એક બહુ મોટા વર્ગને તેઓએ જન્મથી જ ગુલામ બનાવી રાખ્યો છે. અને તેમના દિલ-દિમાગમાં એ વાત બેસાડી દીધી છે કે, તેઓ નીચ તથા નિમ્ન છે. તેઓ બીજાઓની સેવા કરવા માટે જન્મ્યા છે. પહેલો વર્ગ ઉચ્ચ જાતિઓનો છે. જેમની સરેરાશ સંખ્યા બહુ

ઓછી છે. પરંતુ તેઓ દેશના ૬૫ ટકા ચાવીરૂપ હોદ્દાઓ પર બેસેલા છે. અને સત્તાના સૂત્રો એટલી સજ્જડ રીતે એમના હાથોમાં છે કે, તેમની મરજી વિરૂદ્ધ એક પાંદડું પણ હાલી નથી શકતું. આ લોકો જ કુર્આનની પરિભાષામાં 'કૌમના સરદારો' છે. એ લોકોની સામાન્યપણે માનસિકતા એ જ છે કે, જ્યાં સુધી તેઓ પરિસ્થિતિ સામે વિવશ નહીં થઈ જાય, ત્યાં સુધી તેઓ સત્ય સામે શીષનમન નથી કરતા.

બીજો વર્ગ નીચી જાતિના લોકોનો છે. લોકો તેમને ગામડીયા અને નિમ્નતર સમજ્યા કરતા હતા. ભારતમાં આ કૌમને હજારો વર્ષથી અત્યાચાર -ની ચક્કીમાં દળવામાં આવી રહી છે. અને અત્યંત અમાનવીય વ્યવહારનો ભોગ બનેલી છે. હવે જ્યારે રાજકીય હેતુઓ સિદ્ધ કરવા તેમને કંઈક આવકાર મળી રહ્યો છે ત્યારે તેમને અનામતો આપવામાં આવી રહી છે. ચૂંટણી સમયે તેમને મનાવવાની કોશિશ કરવામાં આવે છે. તે છતાં સામાજિક જીવનમાં એક સન્માનનીય સ્થાન મેળવવામાં તેઓ નિષ્ફળ નીવડ્યા છે. શહેરી વિસ્તારોમાં તો કંઈક સુધારો જોવા મળે છે, પરંતુ અંતરિયાળ પ્રદેશોમાં છૂત-અછૂતની વ્યવસ્થા આજે પણ જડબેસલાક છે. કોઈ નીચી જાતિનો વ્યક્તિ આ દેશનો વડાપ્રધાન બની શક્યો નથી. ભલેને તેમાં સંચાલનની અગાધ શક્તિ હોય. અને કદાચ બની શકશે પણ નહીં. કારણ કે આ કોઈ વ્યવહારિક દૂષણ નથી, તે એક વૈચારિક દૂષણ છે.

જે લોકો દબાયેલા-કચડાયેલા છે, તેઓની મદદ કરવી મુસ્લિમો માટે માત્ર રાજકીય રીતે ફાયદારૂપ હોય એવું નથી. બલ્કે તે એમનું ધાર્મિક તથા સામાજિક કર્તવ્ય પણ છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "તમને શું થઈ ગયું છે કે, તમે અલ્લાહપાકના માર્ગે તથા એ પુરૂષો, સ્ત્રીઓ અને બાળકો માટે નથી લડતા જેઓ દબાયેલા છે." *(અન્નિસા : ૭૫)*

કુર્આને અહીં દબાયેલા માટે 'મુસ્તદઅફીન''નો શબ્દ પ્રયોજ્યો છે. અર્થાત્ એવા લોકો જેમને દબાવવામાં આવ્યા છે. જો એમ કહેવામાં આવે કે ભારતના શુદ્રો આ દેશના "મુસ્તદઅફીન" છે, તો કદાચ અનુચિત નહીં હશે. એટલે તેમને સાથે લેવા અને આ દેશના અત્યાચારીઓને સંયુક્ત

પ્રયાસો વડે અત્યાચારથી રોકવા આપણું ઈસ્લામી કર્તવ્ય છે. દુર્ભાગ્યથી આપણે આ મહત્વપૂર્ણ કાર્ય તરફ ગંભીરતાપૂર્વક ધ્યાન નહીં આપ્યું, બલ્કે હિન્દુઓની ઉચ્ચ જાતિથી પ્રભાવિત થઈ તેમની સાથે વધતે-ઓછે અંશે આ જ વર્તણૂંક અપનાવી. બલ્કે આપણે ખુદ પોતાની કૌમમાં પણ જાતજાતની દીવાલો ઉભી કરી લીધી. ક્યારેક આ દીવાલો એટલી ઊંચી થઈ જાય છે કે, નજીકનો માણસ પણ દેખાતો નથી.

આ સ્થિતિએ આપણને બેવડું નુકસાન પહોંચાડ્યું છે. એક તો આ દેશમાં ઈસ્લામના પ્રચારનું કાર્ય ન હોવા બરાબર છે. જો આપણે તે વર્ગથી નજીક હોતે તો દઅવતની વિશાળ તકો મળી શકતી હતી. દઅવતે હક્ક (સત્યની પુકાર)નો પ્રાકૃતિક ક્રમ એ જ રહ્યો છે કે, પહેલાં એવા દબાયેલા વર્ગે જ સત્યનો સ્વીકાર કર્યો છે. પછી જ્યારે તેમની બહુ મોટી સંખ્યાએ ઈસ્લામ સ્વીકાર કરી લીધો, તો અંતે જે વર્ગ તેમને નિમ્નસ્તરના સમજતા હતા તેમના માટે પણ ઈસ્લામ સ્વીકાર્યા સિવાય છૂટકો ન હતો. પહેલાં મક્કાના ગુલામોએ ઈસ્લામ અંગીકાર કર્યો, પછી મદીનાવાસીઓએ કર્યો. અંતે એક સમય એવો આવ્યો કે મક્કાવાસીઓ ઈસ્લામ અંગીકાર કરવા માટે મજબૂર બની ગયા.

ઈસ્લામનું પાયાનું શિક્ષણ એક મઅબૂદ (ઉપાસ્ય) અને એક માનવ -જાત છે. અર્થાત્ ખુદાપાક એક છે અને બધા માનવીઓ એકસમાન છે. કાળા-ગોરા, આરબ-બિનઆરબ વચ્ચે કોઈ ભેદ નથી. એક મસ્જિદમાં જ બધાએ અલ્લાહપાકની ઈબાદત કરવાની છે. જે શખ્સ દીનનો વધારે જાણકાર તથા અમલના હિસાબથી તકવાવાળો (સંયમી) હોય, તે શખ્સ નમાઝમાં ઈમામ હશે. ભલે તે કોઈ પણ કુટુંબનો હોય અને તેની ચામડીનો રંગ જેવો પણ હોય. માનવજાતનો કોઈ પણ વર્ગ અલ્લાહ તઆલા અને માનવજાત વચ્ચે માધ્યમ નથી, બલ્કે દરેક માનવી સીધો અલ્લાહપાકથી માંગે છે. અને તે જે કાંઈ માંગે છે, અલ્લાહ તઆલા પાસેથી મેળવે છે. માનવીય સમાનતાનો વિચાર એટલો સાહજીક તથા ન્યાયી છે કે, જે લોકોને નીચી જાતિના સમજવામાં આવે છે, એ લોકો તેને પોતાના માટે બહુ મોટી

રહમત સમજે છે. જો ઈસ્લામના આ મહાન જીવન સિધ્ધાંતને તે લોકો સમક્ષ રજૂ કરવામાં આવતે, તો શક્ય ન હતું કે તેઓ એનાથી પ્રભાવિત નહીં થાય. અને આ રહમતના છાંયડામાં આવવાથી ઈન્કાર કરે. પરંતુ હાય અફસોસ, હજાર વખત અફસોસ કે આપણે ક્યારેય ગંભીરતાથી આ કામ તરફ ધ્યાન નહીં આપ્યું.

આનાથી બીજું નુકસાન રાજકીય થયું છે. આજે રાજકીય હિસાબથી આપણે પોતે અછૂત છીએ. આપણી વસ્તીની સરેરાશ અને રાષ્ટ્રીય સંસ્થા-ઓમાં આપણી સંખ્યા વચ્ચે કોઈ સબંધ નથી. જો મુસ્લિમો આ વર્ગને પોતાની સાથે લેવામાં સફળ થઈ જતે, જેમની સંખ્યા દેશમાં સાંઠ-પાંસઠ ટકાથી ઓછી નથી, તો આપણે જો 'કિંગ' નહીં તો 'કિંગમેકર' જરૂર બનતે. જે લોકો દેશમાં મુસ્લિમો વિરૂદ્ધ રમખાણો કરાવે છે અને હુલ્લડોની યોજનાઓ બનાવે છે, તેઓ શુદ્રોને હથિયાર બનાવે છે. આપણે જો તેઓને નજીક લઈ આવીશું, તો આપણે તેમના હાથોમાંથી તેમનું હથિયાર ઝૂંટવવામાં સફળ થઈશું.

હજુ પણ સમય છે અને આપણે આ પાસા ઉપર પણ ઊંડાણપૂર્વક વિચારવાની જરૂર છે. વર્તમાનકાળમાં આયોજનબદ્ધ રીતે આ વર્ગને નજીક લાવવો જોઈએ. મુસ્લિમ નેતાગીરીએ દલિત નેતૃત્વ સાથે વિચાર-વિનિમય કરવો જોઈએ અને તેમનું માનસ ઘડવું જોઈએ.

સામાજિક સ્તરે પણ દલિત વર્ગથી સંપર્ક સાધવો જરૂરી છે. મુસલમાનો ખૂશી-ગમીના મોકા પર એવા પ્રસંગો યોજે, જેમાં તેઓને આમંત્રણ પાઠવે. ખૂશીના સમયે તેમને ભેટ આપે. મુસ્લિમોના સંચાલનમાં ચાલતી સ્કૂલોમાં તેમને પ્રવેશ આપે અને જેટલી શક્યતા હોય તેટલી તેમને સગવડ કરી આપે. દઅવતોમાં તેમની સાથે જમવા બેસે. તેમને કાકા-કાકી, માસા-માસી, ભાઈ-બહેન કહી સંબોધે. એવા શબ્દોથી તેમને ન બોલાવે અથવા તેમનો ઉલ્લેખ ન કરે, જેનાથી તેમનું અપમાન કે તુચ્છતાની ગંધ આવતી હોય. તક મળે તો ઈસ્લામની સમાનતાની શિક્ષાને તેમની સામે રજૂ કરે. જો

આપણે તેમની સાથેના આપણા વર્તનને સુધારી લઈશું, તો ઈન્શાઅલ્લાહ તેઓ બહુ જલ્દી તથા આસાનીથી આપણી તરફ આકર્ષાય જશે. એક એવી કૌમ જે માનવ તરીકે પ્રસ્થાપિત થવા માટે સંઘર્ષ કરી રહી છે, તેની સાથે થોડોક પ્રેમ પણ દિલ જીતવા માટે પૂરતો છે. એટલે જરૂર છે કે, આપણે આ મામલાની મહત્વતા અનુભવીએ અને ઠુકરાયેલા સમૂહને છાતીથી લગાવીએ અને તેમને પ્રેમની સોગાદ આપીએ. તેમાં આપણી જાન-માલ, ઈઝઝત-આબરૂની સુરક્ષા છે. આપણા રાજકીય અધિકારો પણ તેનાથી સુરક્ષિત થઈ જશે અને સૌથી વધુ તો તેનાથી દઅવતની વિશાળ તકો ઉપલબ્ધ થઈ શકે છે.

## ઈસ્લામના પ્રચાર-પ્રસારનો યુગ

અમેરિકાના એક શિક્ષિત બિનમુસ્લિમે ટીવી પર ઈસ્લામ સબંધી કંઈક વસ્તુઓ જોઈ. ત્યાર પછી તેના અંદર ઈસ્લામ વિશે જાણવાની ઉત્કંઠા પેદા થઈ. તેણે ટેલિફોન ડીરેક્ટરીમાં ઈસ્લામ શબ્દ શોધ્યો. તેના અંદરથી તેને એક એવી સંસ્થાનો નંબર મળ્યો, જેના નામનો પહેલો શબ્દ ''ઈસ્લામિક'' હતો. ત્યાર બાદ તેણે તે નંબર પર સંપર્ક સાધ્યો. બીજી બાજુથી જ્યારે ''હેલો''નો અવાજ સંભળાયો, તો તેણે કહ્યું : ''શું ત્યાં કોઈ એવો માણસ છે, જે મને ઈસ્લામ વિશે માહિતી આપે ?''

આ પ્રકારના અનુભવો પછી અમેરિકાના કેટલાક મુસ્લિમોને એ વિચાર આવ્યો કે, તેઓ ટેલિફોન પર ઈસ્લામી માહિતી આપવાની સગવડ ઉભી કરે. એટલે આજે ત્યાં ''દઅવહ હોટલાઈન''ના નામથી કંઈ કેટલીય ટેલિફોનિક સેવાઓ ઉપલબ્ધ કરાવવામાં આવી છે. જ્યાં દરેક પળે કોઈ માણસ હાજર રહે છે, જે પૂછનારને ટેલિફોન પર ઈસ્લામ વિશે માહિતી આપે. આવી જ રીતે રેડિયો, ટીવી, ઈન્ટરનેટ અને પ્રસાર માધ્યમો વડે ઈસ્લામના પરિચયની વ્યવસ્થા પણ ઠેર ઠેર ઉભી થઈ ચૂકી છે, અને તે સફળતાપૂર્વક કાર્યરત્ પણ છે.

વીસમી સદીના મધ્ય સુધીમાં અમેરિકા અને યુરોપના દેશોમાં

આંગળીના વેઢે ગણી શકાય એટલી મસ્જિદો હતી. આજે તે દેશોમાં દરેક શહેર તથા દરેક વસાહતમાં મસ્જિદો બંધાયેલી છે. એવી જ રીતે હજારોની સંખ્યામાં મદ્રસાઓ અને ઈસ્લામિક સેન્ટર્સ ઉભા કરવામાં આવેલા છે. ઠેર ઠેર ઈસ્લામી જલ્સાઓ થઈ રહ્યા છે તથા પુષ્કળ પ્રમાણમાં ઈસ્લામી સાહિત્ય છપાય રહ્યું છે. ત્યાં સુધી કે બિનમુસ્લિમોની પ્રકાશન સંસ્થાઓ પણ બહુ મોટી સંખ્યામાં ઈસ્લામી પુસ્તકો પ્રગટ કરી રહી છે, અને આમ વ્યાપક (પુષ્કળ) સ્તરે વિશ્વ બજારમાં પહોંચાડી રહી છે. વગેરે વગેરે.

આ દઅવહ્ એકસ્પલોઝન (ઈસ્લામી પ્રચારનો વિસ્ફોટ) છે. વર્તમાન-કાળમાં વિશ્વભરમાં નવી ઈસ્લામી પ્રવૃત્તિઓ અસ્તિત્વમાં આવી છે. લોકો સામાન્યપણે ઈસ્લામ વિશે માહિતી મેળવવા માંગે છે. આમ, આપોઆપ એવી પ્રવૃત્તિઓ શરૂ થઈ ગઈ, જે સીધી કે આડકતરી રીતે ઈસ્લામના પરિચયનું માધ્યમ બની ગઈ. આનો ફેલાવો એટલો બધો વધી ગયો છે કે, તેને દઅવહ્ એકસ્પલોઝન (ઈસ્લામી પ્રચારનો વિસ્ફોટ) કહેવું બિલ્કુલ ઉચિત હશે.

હદીષ શરીફથી જાણવા મળે છે કે, આવનારા કાળમાં એક એવો સમય આવશે, જ્યારે અલ્લાહપાક ઈસ્લામને સમગ્ર વિશ્વમાં બલ્કે દરેક નાના-મોટા ઘરમાં પહોંચાડી દેશે. આ એક ભવિષ્યવાણી છે, અને મજકૂર સ્થિતિ તે ભવિષ્યવાણીનું પ્રાગટ્ય.

દઅવહ્ એકસ્પલોઝનની આ સ્થિતિને એક ઐતિહાસિક પ્રક્રિયાથી રજૂ કરી શકાય છે. આ ઐતિહાસિક પ્રક્રિયા સ્વયં પ્રકૃતિના નિયમ અંતર્ગત શરૂ થઈ છે. અલ્લાહપાકને એ પસંદ છે કે, તેનો દીન દુનિયામાં વસતા બધા માનવીઓ સુધી પહોંચી જાય. એના માટે તે એક બાજુ આધુનિક પ્રસાર માધ્યમોને અસ્તિત્વમાં લાવ્યો, જેના વડે ઈસ્લામનો પયગામ વૈશ્વિક સ્તરે પહોંચાડવો શક્ય બને. બીજી બાજુ તેણે અત્યંત વ્યૂહાત્મક રીતે ઈસ્લામમાં એક વ્યાપારિક મૂલ્ય ઉત્પન્ન કરી દીધું. સાથોસાથ આધુનિક વૈજ્ઞાનિક પરિવર્તનો વડે એવી રૂચિ ઉત્પન્ન કરવામાં આવી કે, લોકો સામાન્ય-પણે ધર્મ અને ઈસ્લામ વિશે જાણવા માટે જિજ્ઞાસુ બની ગયા. તદુપરાંત

વર્તમાનકાળમાં એવા કારણો ઉભા થયા કે, જેના લીધે મુસ્લિમો પોતાનું વતન છોડી આખા વિશ્વમાં ફેલાય ગયા અને તેઓએ દરેક જગ્યાએ ઈસ્લામી સંસ્થાઓ સ્થાપી, વગેરે.

આ બધી ચીજો કોઈ પણ જાતના પૂર્વ આયોજન વગર અસ્તિત્વમાં આવી. તેમના વિશે એ કહેવું ઠીક હશે કે, અલ્લાહપાકે પોતાની કુદરતથી ઈસ્લામી દઅવતને સ્વયં ઐતિહાસિક પ્રક્રિયામાં શામેલ કરી દીધી. માનવીય ઈતિહાસની સાથોસાથ ઈસ્લામી દઅવત (અભિયાન) પણ ઝડપથી આગળ વધવા માંડી. આ પ્રક્રિયા એક એવી સર્વવ્યાપક પ્રક્રિયા છે કે, માત્ર મુસ્લિમો જ નહીં, બલ્કે બિનમુસ્લિમો પણ આને ચલાવવામાં શામેલ છે જ.

આ સ્થિતિમાં એમ કહેવું ઉચિત (બરાબર) હશે કે, વર્તમાનકાળમાં બધા જ આ પ્રક્રિયામાં ભાગ ભજવી રહ્યા છે. જે દાઈ છે, તે જાગૃતપણે તેમાં ભાગ ભજવી રહ્યો છે. અને જે દાઈ નથી, તે અજાગ્રતપણે.

વર્તમાનકાળમાં આ દઅવહ્ એકસ્પલોઝને ઈસ્લામના દાઈ-પ્રચારકના કામને અત્યંત સરળ બનાવી દીધું છે. પહેલાના કાળના દાઈ (ધર્મ પ્રચારક)ને જો વાતાવરણથી વિરૂદ્ધ જઈને પોતાનું પ્રચારકાર્ય કરવું પડતું હતું, તો હવે આજના પ્રચારક માટે એ શક્ય થઈ ગયું છે કે, તે પવનની દિશામાં જ ચાલતા-ચાલતા પોતાનું દઅવતી કામ અંજામ આપી શકે.

## દઅવતની બરકત : હાર છતાં જીત

ઈસ્લામની શક્તિનું મૂળ સ્રોત તેની વૈચારિક સત્યતા છે. ઈસ્લામની આ હેસિયતે મુસ્લિમોને એક એવા પરિબળની હેસિયત આપી દીધી છે કે, જે ક્યાંય પણ અને કોઈ પણ સંજોગોમાં પરાજિત નહીં થાય. આ હકીકતને જ એક હદીષ શરીફમાં આ શબ્દોમાં દર્શાવવામાં આવી છે કે, ‘‘ઈસ્લામ હંમેશ પ્રભાવી રહે છે, તે ક્યારેય દબાતો નથી.’’

આ સબંધે એક ઉદાહરણ સ્પેનના મુસ્લિમો છે. તેઓ એટલી હદે દબાયા કે તેમણે સ્પેન છોડવું પડ્યું. તે છતાં ઈસ્લામની વૈચારિક શક્તિ સામાન્યપણે તેમની સાથે રહી. એ કારણે જ આ દેશવટો ભોગવતા

મુસ્લિમોએ જ ઉત્તરી આફ્રિકામાં પ્રચારકાર્ય (દઅવતી અમલ) કરીને તે વિસ્તારને કાયમી ધોરણે એક ઈસ્લામી વિસ્તાર બનાવી દીધો.

પ્રો. ટી. ડબલ્યુ આર્નલ્ડે પોતાના ગ્રંથ 'Preaching of Islam'માં દર્શાવ્યું છે કે, અલ્જીરિયાના બર્બર કબીલાઓમાં ઈસ્લામ કેવી રીતે ફેલાયો. આ કબીલાઓમાં કેટલાક લોકો ખ્રિસ્તી હતા અને વધુ સંખ્યામાં એવા લોકો હતા, જેઓ પ્રાચીન અનેક દેવપૂજક ધર્મને અનુસરતા હતા. એ લોકો પર્વતીય વિસ્તારોમાં રહેતા હતા અને પર્વતોના કવચમાં બંધ હતા. કબીલાઈ માનસિકતા મુજબ તેઓ પોતાની સ્વતંત્રતાના ચાહક હતા. અને બહારની રાજકીય અસરોને પોતાની ઉપર પડવા દેવા માંગતા ન હતા. એટલે તેઓ સુધી ઈસ્લામી શિક્ષાઓ પહોંચાડવી ખૂબ કપરુ કાર્ય હતુ. આ પહેલાં કાદરિય્યા સિલસિલાની એક ખાનકાહ ''સાકિયતુલ હમરા''ના સૂફીઓએ તેમને ત્યાં પ્રચાર કાર્ય કરવાની કોશિષ કરી હતી, પરંતુ તેઓને તેમાં સફળતા મળી ન હતી. આ મુશ્કેલ કામને તે લોકોએ પાર પાડ્યું, જેઓ ગ્રેનેડા શાસનના પતન (૧૪૯૨) પછી સ્પેન છોડી ઉત્તરી આફ્રિકા પહોંચ્યા હતા, અને ઉક્ત ખાનકાહના વિસ્તારમાં વસી ગયા હતા. આ પ્રકારના મુહાજિરોમાં સામાન્યપણે કામ કરવાનો જુસ્સો બીજાઓથી વધારે હોય છે. તેઓ અન્યના મુકાબલે પોતાના હેતુ માટે વધારે મહેનત કરી શકે છે. ખાનકાહના શેખે આ વાતની અનુભૂતિ કરી.

આ કાર્ય માટે રવાના કરતાં તેમણે મુબલ્લિગો (પ્રચારકો)ને એવો સંદેશ પાઠવ્યો કે, ''આપણું એ કર્તવ્ય છે કે, આપણે ઈસ્લામનો પયગામ તે દેશોમાં લઈ જઈએ, જે હજુ સુધી તે પયગામથી અજાણ છે. એ વાત ખરી છે કે, આ કામમાં તમને ઘણી બધી મુશ્કેલીઓ નડશે, પરંતુ આ ખુદા પાકની પસંદનું કાર્ય છે કે, ખુદાપાકના બંદાઓને ખુદાપાકના દીનથી વાકેફ કરાવવામાં આવે. એટલે મને વિશ્વાસ છે કે, આ નેક કામમાં તમને ખુદા પાકની મદદ મળી રહેશે. મારા સંતાનો ! જાઓ, અને આ ગુમરાહ કૌમને સીધો માર્ગ દેખાડો. તેઓને નજાતનો પયગામ પહોંચાડો. ઈન્શાઅલ્લાહ ખુદાપાક તમારી સાથે રહેશે અને તમારી મદદ ફરમાવશે.

આ મુબલ્લિગો ૫-૫, ૬-૬ના સમૂહમાં ચારે બાજુ રવાના થઈ ગયા. તેઓ જૂના ફાટેલા કપડાં પહેરી અને હાથમાં લાકડી લઈ ચાલવા માંડ્યા. તેમણે પર્વતો નજીકના સૂમસામ અને નિર્જન વિસ્તારોને પસંદ કરી ત્યાંની ખોમાં અને ખડકોની વચ્ચે ખાનકાહો સ્થાપી. કબીલાઓ દરમિયાન તેમના તપ-જપ (ઈબાદત-રિયાઝત)ની ચર્ચાઓ થવા માંડી. એ કારણે આ કબીલાઓ જલ્દી જ તેમની સાથે સંપર્ક સાધવા લાગ્યા. તે પ્રચારકોએ ધીમે ધીમે પોતાના તબીબી જ્ઞાન તથા કળા-કારીગરી અને સભ્યતાના અન્ય ફાયદાઓ દ્વારા બર્બર કબીલાઓ પર સારો એવો પ્રભાવ જમાવી દીધો. અહીં સુધી કે, દરેક ખાનકાહ ઈસ્લામી શિક્ષણ તથા પ્રચારનું કેન્દ્ર બની ગઈ. તે સ્પેનિશ મુસલમાનો શિક્ષિત હતા એ કારણે ઘણા બધા લોકો જ્ઞાન મેળવવા માટે પણ તેમની આજુબાજુ ભેગા થઈ ગયા. થોડા સમય પછી આ જ નવમુસ્લિમો પોતાના દેશબંધુઓમાં ઈસ્લામનો પ્રચાર કરવા લાગ્યા. અહીં સુધી કે તેમનો ધર્મ બર્બર કબીલાઓના તમામ વિસ્તાર અને સમગ્ર અલ્જીરિયામાં પ્રસરી ગયો. *(પેજ : ૧૨૮-૧૨૯)* અને આ વિસ્તાર હંમેશ માટે એક મુસ્લિમ વિસ્તાર બની ગયો.

આ એક ઉદાહરણ છે, જેનાથી અંદાજો આવી શકે છે કે, ઈસ્લામી પ્રચાર એક એવું વિજયી મુખમુદ્રા (ચેહરો) ધરાવતું કાર્ય છે, જે પોતાની વૈચારિક સર્વોચ્ચતાને પ્રત્યેક સંજોગોમાં યથાવત્ રાખે છે. આર્થિક, સામાજિક, રાજકીય પતન તેના માર્ગમાં કોઈ અવરોધ ઉભુ નથી કરતું. ઈસ્લામ પોતાની આ પ્રચારલક્ષી શક્તિના કારણે ત્યાંથી પણ બીજી વખત પોતાના માટે જીવનની ચેતના મેળવી લે છે, જ્યાં પ્રથમ નજરે જોનારને એવું લાગે છે કે, લોકોએ તેનો ખાત્મો કરી દીધો હતો.

આ ઈતિહાસ દર્શાવે છે કે, ઈસ્લામનો મામલો ચોક્કસપણે મુસ્લિમો સાથે જોડાયેલો નથી. બાહ્ય રીતે મુસ્લિમોનો ઈતિહાસ જ્યાં ખત્મ થઈ જાય, ત્યાંથી ઈસ્લામ પોતાના માટે નવો પ્રારંભ શોધી લે છે. ઈસ્લામની આ શક્તિનું રહસ્ય પ્રચાર (દઅ્વત) છે. ઈસ્લામ ધર્મનો પ્રચાર ઈસ્લામી શક્તિનો અવિરત્ સ્રોત છે.

# ઇસ્લામમાં સરળતા જ સરળતા છે

ઈસ્લામની એક વિશેષતા (ખાસિયત) સરળતા છે. પહેલાનાં આકાશી ધર્મો કે જેમાં સખ્તીઓ હતી, ઈસ્લામે તેને ખતમ કરી સરળતા આણી. ઈન્સાનોને તેના પર આચરણ કરવાનો હુકમ કર્યો. ઈન્સાનોને આ દુઆ શિખવાડી : હે ખુદા ! અમારા પર એવો બોજો ન નાંખ, જે અમારાથી પૂર્વેના લોકો પર નાંખ્યો હતો. અમને એ વાતના પાબંદ ન બનાવ, જેની તાકાત અમે રાખતા નથી.

અલ્લામા સય્યિદ સુલયમાન નદવી (રહ.)એ લખ્યું છે કે "ખુદાની ઈબાદત દરેક ધર્મમાં હતી અને છે. પરંતુ પ્રાચીન ધર્મોમાં એ વાત ફેલાઈ ચૂકી હતી કે ઈબાદતનો અર્થ શરીરને તકલીફ આપવી. તે લોકો એવુ માનતા હતા કે જેટલી વધારે શારીરિક તકલીફ વેઠીએ, એટલી જ આત્મા (રૂહ)ની ઉન્નતી થાય, અને પવિત્રતા વધશે. એના પરિણામે ભારતમાં જોગીપણું અને પાદરીપણું ફેલાય ગયું. ભારે મોટી શારીરિક દમનકારીની શરૂઆત થઈ. કોઈ આખુ જીવન ટાટ ઓઢે છે, તો કોઈ નગ્ન, કોઈ ઉભો રહે છે, તો કોઈ ન્હાતુ નથી, કોઈ ગુફામાં બેસે છે, તો કોઈ તડકે બેસે છે, કોઈ સમાધિમાં તો કોઈ અવિવાહિત જીવનને પસંદ કરે છે. ઈસ્લામે આ ચીઝો પર પાબંદી લગાડી. લોકોને સમજાવ્યું કે આત્માની આમાં પ્રગતિ નથી. અલ્લાહ તઆલા શરીરને નહીં રૂહને જુએ છે."

આગળ લખે છે કે : "આ ઈબાદત નથી, સ્વાદ છોડવાથી ખુદા મળતો નથી. દુઃખ ખુદાની ખુશીનું કારણ નથી. અવિવાહિત રહેવાથી ખુદા રાજી થતો નથી. બંદાની તાકાત પ્રમાણે જ ઈસ્લામે બોજો નાંખેલો છે."

કુર્આન શરીફ કહે છે : "તે એમને નેકીનો હુકમ અને બુરાઈથી રોકે છે. એમના માટે પાક હલાલ, અને નાપાક હરામ છે. એમના પર લદાયેલા બોજાને તે ઉતારે છે. તેમના બંધનો ખોલે છે, જેમાં તેઓ જકડાયેલા છે. પયગમ્બર અલયહિસ્સલામ બધો બોજો ઉતારે છે. (ખોટા) બંધનો તોડી જીવન મુકત કરે છે.

હદીષ શરીફ છે : “હું સરળ, આસાન, રોશન દીન લઈને આવ્યો છું.

જિહાદનો હુકમ આપતા ફરમાવ્યું : ‘હે ઈમાનવાળાઓ ! રૂકૂઅ અને સજ્દહ કરો, તમારા રબની બંદગી કરો, નેક કામ કરો, એનાથી જ આશા બાંધો, તમે કામિયાબ થાઓ, અલ્લાહપાકની રાહમાં જિહાદ કરો, જેવી રીતે જિહાદ કરવાનો હક્ક છે. એણે તમને પોતાના કામ માટે પસંદ કરેલા છે. દીનમાં તમારા પર કોઈ તંગી નથી.

રસૂલુલ્લાહ (સલ.) ફરમાવે છે : “ઘણીવાર હું નમાઝ (ફર્ઝ) લાંબી પઢાવવા ઈચ્છુ છું, પરંતુ બાળકોનો રડવાનો અવાજ સાંભળું છું તો એ વિચારીને નમાઝ ટુંકાવી દઉં છું કે કયાંક એમની માતાઓ પરેશાન ના થાય.

હઝરત ઈમામ માલિક (રહ.) વિશે કહેવાય છે કે આખી રાત ઈબાદત કરવાને તેઓ સારું ન સમજતા હતા. બલ્કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ઈબાદત પ્રમાણે આરામ પણ કરતા હતા, અને ઈબાદત પણ. અને એ વાતને પોતાનો મા’મૂલ બનાવ્યો હતો.

## પથારીવશ દર્દીનો દઅવતી પ્રયાસ

કુર્આને પાક સમગ્ર માનવજાત માટે છે. બધાના દુઃખોની દવા તેમાં મૌજૂદ છે. અને આવું કેમ ન થાય કે તે કુર્આન એ ખુદાપાકે જ ઉતાર્યું છે, જેણે આ આખી સૃષ્ટિ સર્જી અને તેના સુશોભન માટે જાતજાતની રચનાઓ કરી છે. અને અશરફુલ મખ્લૂકાત (સર્વશ્રેષ્ઠ સર્જન) માનવીને તેનો વારિષ બનાવ્યો. તેણે આ ગ્રંથમાં (કુર્આનમાં) એવું આકર્ષણ રાખ્યું છે કે, જે માણસ તેને નિષ્પક્ષ રહી સાંભળે છે, તો તે તેનો આશિક બની જાય છે. અને પછી તે ખુદાપાકનો બનીને રહી જાય છે.

સાચી વાત એ કે, આજે માનવજાત સાચા ધર્મ (યાને ઈસ્લામ)ને શોધી રહી છે. જરૂરત એ વાતની છે કે, તેને સારી રીતે રજૂ કરવામાં આવે. વાસ્તવમાં દીને ઈસ્લામની દઅવત-તબ્લીગનો મોકો માત્ર મિમ્બર-મેહરાબ પરથી જ નથી મળતો, બલ્કે તેનો મોકો ક્યારેક દવાખાના તથા હોસ્પિટલોમાં પણ મળી જાય છે. શર્ત માત્ર એટલી જ છે કે, પોતાના અમલથી એક

ઈસ્લામી વાતાવરણ ઉભુ કરવામાં આવે.

સાઉદી અરબના એક તેવીસ વર્ષીય યુવાને, જે સ્થાનિક હોસ્પિટલ-માં પાછલા ચાર વર્ષથી દાખલ છે. પોતાના પ્રયત્નોથી લગભગ ૧૦૦ માણસોને મુસલમાન બનાવી લીધા. અબ્દુલ્લાહ અલગઝી નામી એક તેવીસ વર્ષીય યુવાન પોતાની સ્થૂળતા (મેદસ્વિતા)ના કારણે અત્યંત પરેશાન હતો. સ્થિતિ એ હદે પહોંચી ગઈ કે તેનું વજન ૩૦૦ કિ.ગ્રા.ને આંબી ગયું હતું. હવે તેના માટે હાલવું-ચાલવું પણ દુષ્કર થઈ ગયું હતું. ત્યારે ડોકટરોની સલાહ મુજબ તેને સ્થાનિક હોસ્પીટલમાં દાખલ કરી દેવામાં આવ્યો. હવે તે ચાર વર્ષથી તે જ હોસ્પીટલમાં દાખલ છે. તે યુવાનનો સંતોષજનક ઈલાજ પણ ચાલુ છે. તેનું વજન હવે ઓછું થવા માંડ્યું છે. અબ્દુલ્લાહ તેનાથી ખુશ છે, પરંતુ એનાથી વધારે ખૂશી તેને એ વાતની છે કે, હોસ્પીટલના કર્મચારીઓ તથા દર્દીઓ મળીને લગભગ ૧૦૦ લોકોએ તેના હાથ પર ઈસ્લામ અંગીકાર કરી લીધો છે.

અબ્દુલ્લાહ અલગઝીનું કહેવું છે કે, એ લોકોની દીને ઈસ્લામમાં દિલચસ્પી દાખવવાની શરૂઆત એવી રીતે થઈ કે, **હું હાલી પણ શકતો ન હતો. માત્ર પથારી પર પડેલો રહેતો. પરંતુ હું સતત કુરઆને કરીમની તિલાવત થોડાક ઉંચા અવાજે કરતો રહેતો. કુરઆન મજીદની તિલાવતે એ લોકોને મારી નજીક લાવવાનું શરૂ કરી દીધું.**

તેઓના કુરઆન વિશે પ્રશ્નો કરવાથી મારા માટે દીની ઈસ્લામને સીધી-સાદી શૈલીમાં રજૂ કરવાની એક તક ઉભી થઈ અને એ તકનો મેં ભરપૂર લાભ ઉઠાવ્યો. આવી રીતે અલ્લાહપાકે તેમના માટે હિદાયતનો રસ્તો ખોલી દીધો.

## અખ્લાક સાથે દઅવત જરૂરી

અલ્લાહપાકના રસૂલ (સલ.) મક્કાની તે ગલીમાંથી જે ક્ષણે પસાર થતા બિલ્કુત તે જ ક્ષણે એક વૃદ્ધા તેમની ઉપર કચરો ફેંકી દેતી હતી. તે એમ વિચારતી હતી કે, મુહમ્મદ (સલ.) તેમના દેવી-દેવતાઓની પૂજાથી

રોકે છે, અને માત્ર એક અલ્લાહ તઆલાની ઈબાદત તરફ બોલાવે છે. અલ્લાહપાકના રસૂલ (સલ.) તે વૃદ્ધાની આવી હરકતથી ન ગુસ્સે થતા, ન કોઈ ફરિયાદ કરતા હતા, બલ્કે પોતાનું પવિત્ર શરીર સાફ કરી આગળ નીકળી જતા. વૃદ્ધાનો આ વ્યવહાર રોજિંદો હતો અને હુઝૂર (સલ.)ની આ સજ્જનતાપૂર્વક પ્રતિક્રિયા પ્રતિદિન હતી. એક દિવસ અલ્લાહપાકના રસૂલ (સલ.)તે ગલીમાંથી પસાર થયા, તો ઉપરથી કોઈએ કચરો નહીં ફેંક્યો. અલ્લાહ પાકના રસૂલ (સલ.)એ પૂછપરછ કરી તો જાણવા મળ્યું કે, તે બીમાર છે. આપ (સલ.) તેમની ખબર કાઢવા ઉપર તશરીફ લઈ ગયા અને તેની દવા-ઈલાજની વ્યવસ્થા કરી. આપનો સદ્‌વર્તાવ જોઈ તે ઘણી પ્રભાવિત થઈ અને કલિમો પઢી તે વૃદ્ધા મુસલમાન બની ગઈ.

સીરતની આ ઘટનાને ચૌદસો વર્ષથી કાંઈ કેટલાય આલિમો અને આશિકો બયાન કરતા સાંભળતા આવી રહ્યા છે, પરંતુ એ દૃષ્ટિકોણથી કે આ ઘટના વડે આપના સદ્‌વર્તાવને સમજાવવામાં આવે કે ખોટું કરનાર-ની સાથે પણ આપ કેટલી સારી રીતે વર્તતા હતા. પરંતુ શું ક્યારેય કોઈએ એ હિસાબથી પણ જોયું છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.) હંમેશ તે ગલીમાંથી જ કેમ પસાર થતા હતા ? મક્કામાં તો અનેક ગલીઓ હતી, કેમ આપ (સલ.)એ પોતાનો રસ્તો બદલી નહીં નાંખ્યો ? આનું કારણ બીજું શું હોય શકે છે કે, આપને એ વિશ્વાસ હતો કે, કુફ્રની બીમારીથી ગ્રસ્ત, જીવનના અંતિમ ચરણમાં નર્ક તરફ ગતિમાન આ વૃદ્ધાને બચાવનાર મારા સિવાય કોઈ નથી. એટલે આપ (સલ.) તેનો દુર્વ્યવહાર સહન કરતા રહ્યા. પરંતુ પયગમ્બરના જીવનચરિત્રનો અભ્યાસ એક પયગમ્બરના જીવનચરિત્ર તરીકે નહીં કરવાના લીધે આપણું ધ્યાન સીરતના આ દઅવતી પાસા તરફ નથી જતું. આપના અખ્લાક વિશે બોલતી કે લખતી વખતે આપણે ભૂલી જઈએ છીએ કે, આપ (સલ.) આખી દુન્યા સમક્ષ માત્ર અખ્લાક દર્શાવવા માટે તશરીફ લાવ્યા ન હતા, બલ્કે આખી દુન્યાને અખ્લાક (સદ્‌વર્તન) શીખવવા માટે તશરીફ લાવ્યા હતા. શયતાને અખ્લાક વિશે એક ગેરસમજ ઉભી કરી આપણને દઅવતથી રોકવાનું ષડયંત્ર રચ્યું છે.

# દઅવતનો એક અક્સીર નુસ્ખો

બે દિવસ સુધી સતત પ્રોગ્રામો પછી આ નાચીઝે સાથીઓથી કહ્યું કે માત્ર પ્રોગ્રામ કરીને ચાલ્યા જવાથી તો પ્રશ્ન હલ નહીં થશે, કોઈ ભાઈના ઘરે તે લોકોની મશવરાની બેઠક રાખવામાં આવે, જે લોકો દઅવતની વાતથી પ્રભાવિત થયા છે અને દઅવતનું કામ કરવા માટે તૈયારી દર્શાવી છે. જેથી અહીં કામની કોઈ વ્યવસ્થા ઉભી કરી શકાય. અને ઓછામાં ઓછું એક શહેરમાં એક કેન્દ્ર સ્થાપિત કરી ત્યાં અઠવાડિયામાં એક વખત મશવેરો તથા દઅવતી પ્રોગ્રામનું આયોજન કરવામાં આવે. સાથીઓએ એક દર્દમંદ સાહિબે ખૈરને ત્યાં બેઠક નક્કી કરી લીધી, જેઓએ આ બેઠક પોતાના ઘરે રાખવા માટે આગ્રહ કર્યો અને બધા સાથીઓની મહેમાની માટે પણ કહ્યું. ઈશાં પછી તરત નાચીઝ સાથીઓ સાથે ત્યાં પહોંચ્યો તો એક બીજા સાથી જે જરા વધારે સક્રિય હતા, અમેરિકાના એક ગોરા વેપારીને સાથે લઈને આવી ગયા. મુલાકાત કરાવી અને કહ્યું કે, આ અમેરિકાના Tucson શહેરના રહેવાસી છે, પરંતુ તેઓ નાસ્તિક છે અને ધર્મ તથા અલ્લાહપાકમાં નથી માનતા. આ સામે મળી ગયા તો મેં કહ્યું કે ચાલો તમને એક ભાઈથી મુલાકાત કરાવવા લઈ જાઉં, હું તમારી પાસે લઈને આવી ગયો.

સમય મર્યાદિત હતો અને અમને કામની રૂપરેખા તૈયાર કરવાની હતી. સવારે મારી ફ્લાઈટ હતી. તો આ નાચીઝને આમ તેઓનું એક મદઉ (નિમંત્રેય)ને, જે નાસ્તિક હોય, સાથે લઈને આવવું જરાક નાપસંદ પડ્યું. એટલા માટે કે કોઈ ધાર્મિક માણસના મુકાબલે કોઈ નાસ્તિકને સમજાવવા માટે વધારે સમય જોઈએ છે. મેજબાને પૂછ્યું કે, પહેલાં મશવેરો કરી લઈએ કે પહેલાં ખાઈ લઈએ ? મેં એમ વિચારીને કે ખાતા-ખાતા તેમની સાથે થોડીક વાતચીત થઈ જશે અને સમય બચી જશે, પહેલાં ખાય લેવાનો મશવેરો આપ્યો. ખાતી વખતે અમારા કેટલાય દાઈ સાથીઓ તે મદઉ સાથે વાત કરતા રહ્યા અને તેમની સામે અલ્લાહના અસ્તિત્વની દલીલો આપતા રહ્યા. તેઓ હોંશિયાર માણસ હતા, દલીલબધ્ધ જવાબ વાળવાની કોશિશ

કરતા રહ્યા. આ નાચીઝને, જેને દઅવતના ''ક-ખ-ગ''ની જાણકારી નથી, માત્ર મારા હઝરતની જૂતીઓના સદકામાં દઅવતના સબંધે માત્ર પોતાની ભૂલનો આયાસપૂર્વક સ્વીકાર જ કરી રહ્યો છું. બહુ અઘરું લાગ્યું કે હવે શું કરૂં ? એક મદઉ આવેલો છે, તેનાથી યથાશક્તિ વાત નહીં કરી તો પાપ અને મશવેરો જેના માટે આ અત્યંત વ્યસ્ત લોકોને બોલાવવામાં આવ્યા છે, એ તેનાથી પણ વધારે મહત્વપૂર્ણ છે. આ નાચીઝ દિલથી અલ્લાહ તઆલાના દરબારમાં ફરિયાદ કરવા લાગ્યો કે તત્કાલ માર્ગ ખૂલી ગયો કે હિદાયત તો ત્યાંથી જ આવે છે, તો તેને સીધો ત્યાંથી જ સંપર્કનો મશવેરો આપવામાં આવે. આ નાચીઝે કહ્યું કે, તમે શું ઈચ્છો છો કે તમે જે કહો છો કે ખુદા જેવી કોઈ હસ્તી નથી, જગત આપોઆપ સર્જાય ગયું છે, અમે બધા આપની આ વાત માની લઈએ અને અમારી હાર સ્વીકારી લઈએ ? જો આ વાત છે તો અમે અમારી હાર સ્વીકારી લઈએ છીએ. કે પછી આપ એમ ઈચ્છો છો કે જે સત્ય છે, એ તમને ખબર પડી જાય ? તેઓ બોલ્યા કે, જો તમે મને ખુદાના અસ્તિત્વ પર સંતોષજનક દલીલો આપી દો તો હું ભલે જન્મે ખ્રિસ્તી છું પરંતુ હું તે જ વખતે ઈસ્લામ સ્વીકારી લઈશ. આ નાચીઝે કહ્યું : તમે એક કામ કરો, સવારના પહોરમાં ઉઠો, પેસ્ટ વગેરેથી પરવારી જઈ પોતાના **અલ્લાહ, ખુદા, ગોડની તરફ ધ્યાન ધરીને ત્રણ વખત આ વિનંતી કરો કે, "હે માલિક ! જો તું અસ્તિત્વ ધરાવતો હોય અને એકલા જ આ સૃષ્ટિના સર્જક તથા સંચાલક હોવ, તો તમે તમારા અસ્તિત્વ બાબતે મારા મનને સંતુષ્ટ કરી દો."** દસ દિવસ સુધી આમ કરતા રહેજો. અને તમારો નંબર મને આપી દેજો અને મારો નંબર તમે લઈ લેજો. દસ દિવસ બાદ મારાથી વાત કરજો. તેઓ માની ગયા અને ચાલ્યા ગયા. સવારે એરપોર્ટ માટે નીકળી રહ્યા હતા કે તે જ સાથી જે તેઓને લઈને આવ્યા હતા, તેમનો ફોન આવ્યો કે, આઠ વાગ્યે તેઓ પોતે જ મારી પાસે આવ્યા અને કહ્યું કે, મારે ઈસ્લામ અંગીકાર કરવો છે. તેમણે બતાવ્યું કે, સવારે પાંચ વાગ્યે ઉઠી સ્નાન કરી જ્યારે મેં આંખો બંધ કરીને પહેલી વખત ધ્યાન ધરીને ફરિયાદ કરી કે, હે સમગ્ર સંસારના માલિક !

જો તમે અસ્તિત્વ ધરાવતા હોવ તો પોતાના અસ્તિત્વથી મારા દિલને સંતોષ આપી દો. તો એકદમ મારૂં કાળજુ (મન) ઠંડુ થઈ ગયું અને એવું લાગ્યું જાણે અંધારામાં કોઈએ પ્રકાશ પાથરી દીધો હોય.

આ નાચીઝે અલ્લાહ તઆલાનો પાડ માન્યો અને મને એ વાત સમજમાં આવી કે, હિદાયત (સત્ય માર્ગની સમજ) માત્રને માત્ર અલ્લાહ તઆલા તરફથી મળે છે. પોતાના પયગમ્બર હઝ. મુહમ્મદ (સલ.)થી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : સાચે જ તમે એને સત્ય માર્ગે દોરી નથી શકતા જેને તમે ચાહો છો, બલ્કે અલ્લાહ તઆલા જેને ચાહે છે, તેને સીધો માર્ગ દર્શાવે છે. એટલે દાઈ (ઈસ્લામ ધર્મના પ્રચારકે) એ ખુદ હિદાયત (સન્મતિ) માટે બળ લગાવવાને બદલે અને પોતાની તર્કશક્તિનો દેખાવ કરવાના બદલે અલ્લાહપાક સાથે મદઉનો સબંધ સ્થાપવાની કોશિશ કરવી જોઈએ. ખાસ કરીને જ્યારે દાઈને પોતાની વાત અને દલીલો બેકાર લાગી રહી હોય અને પોતાને નિષ્ફળ તેમજ નિસહાય સમજી રહ્યો હોય, તો મદઉને હાદિયે મુત્લક અલ્લાહપાકથી હિદાયત (સત્યની સમજ)ની ભીખ માંગવા માટે રાજી કરવો જોઈએ. આ નાચીઝનો અનુભવ છે કે, જ્યારે પોતાની કોશિશોથી નિરાશ થઈ પોતાના મદઉને અલ્લાહ તઆલાને સોંપી દેતો હોય છે, તો મદઉને જરૂર હિદાયત (સત્ય) મળી જતી હોય છે. કાશ ! આપણે દઅવતની આ મહત્વપૂર્ણ કળાને સમજીએ !

## દઅવત ઈલલ્લાહ દેનારની ખાસ સિફત

હઝરત મુહમ્મદ બિન ઈસ્હાક વર્ણવે છે કે, બયઅતે અકબહથી પૂર્વે રસૂલે મકબુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને લડાઈની છૂટ આપવામાં આવી ન હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને હુકમ હતો કે, આપ અલયહિસ્સલામ બીજાઓને દઅવત આપે અને તકલીફો પર સબર કરે. કુરૈશીઓ નવમુસ્લિમોને અનેક રીતે તકલીફો આપતા. આમ તે લોકો સખ્ત કસોટીમાં હતા.

કાફિરોની તકલીફોથી બચવા નવમુસ્લિમોમાંનો એક વર્ગ હબ્શ જતો

રહયો હતો અને કેટલાક મદીનહ. કુરૈશીઓએ જ્યારે પોતાના નબીને જુઠલાવ્યા અને તકલીફો હદ બહાર ગઈ ત્યારે અલ્લાહપાકે મુસલમાનોને લડાઈ કરવાની છૂટ આપી.

મક્કાનો દૌર (યુગ) દઅવતનો યુગ હતો. તે સમયે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને હુકમ હતો કે તમે તમારી તમામ શકિત દઅવત પાછળ ખર્ચો. કાફિરો તરફથી જે કાંઈ તકલીફ પહોંચે તેને સહન કરો. એક તરફ ધીરજ ધરો ને બીજી તરફ દઅવતનું કામ કરો.

**દઅવતનું કામ ત્યાં સુધી થઈ શકતું નથી, જ્યાં સુધી દઅવત દેનારના દિલમાં જેને દઅવત આપે છે તેના તરફ ભલાઈ ન હોય.** સામી વ્યકિત તરફથી હદ બહારની તકલીફો પહોંચાડવામાં આવે છતાં દઅવત દેનાર તેના માટે દુઆ માંગે. તકલીફો સહીને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) દુઆ માંગતા કે ''હે અલ્લાહ તઆલા ! મારી કૌમને હિદાયત દે, તેઓ જાણતા નથી.''

આજે દાઈનો એક વર્ગ પોતાની દઅવત કબૂલ ન કરનાર માટે દુઆ માંગવી તો બાજુ પર, તેની ખણખોદમાં લાગી જાય છે. તેના પર આવી પડેલી તકલીફને ખુદાની કસોટી નહિ, બલ્કે સજા માને છે. પછી કામનો ફેલાવો કઈ રીતે થાય ?

## પરસ્પરના સંપર્કથી થતો પ્રચાર

અલ્લાહપાકના પૈગમ્બર હઝ. મુહમ્મદ (સલ.)એ જ્યારે મક્કાથી મદીના શરીફ હિજરત કરી, તો એક નવી સમસ્યા ઉભી થઈ ગઈ. હવે મક્કાના સરદારોએ આપની વિરૂદ્ધ યુધ્ધ છેડી દીધું. મક્કા અને મદીના બન્ને એકબીજાની સામસામે આવી ગયા. તેનું પરિણામ એ આવ્યું કે મુસ્લિમો અને બિનમુસ્લિમો વચ્ચે શાંતિપૂર્ણ વાતાવરણમાં હળવું-મળવું બંધ થઈ ગયું. હવે બન્નેવ વચ્ચે મુલાકાતનું એકમાત્ર સ્થાન યુધ્ધનું મેદાન બની ગયું. આવા વાતાવરણમાં દઅવતો તબ્લીગનું કામ ન કરી શકાય એ કારણે જ હિજરત પછી દઅવતનું કાર્ય ધીમુ થઈ ગયું.

આ દઅવતી પ્રક્રિયાને ફરી વેગવંતી કરવા માટે અલ્લાહપાકે રસૂલ (સલ.)ને એક નવી યુક્તિ સમજાવી. આપ (સલ.) પોતાના સાથીઓ સાથે ઉમરહ્‌ના ઈરાદે મક્કાથી નીકળ્યા. મક્કા નજીક 'હુદયબિય્યહ' નામી જગ્યાએ પહોંચ્યા, તો મક્કા શ.ના સરદારોએ આપ (સલ.)ને માર્ગમાં જ રોકી દીધા. તે વખતે બન્નેવ પક્ષો વચ્ચે વાતચીત શરૂ થઈ ગઈ. આ વાતચીતની વિગતો સીરતના ગ્રંથોમાં જોઈ શકાય છે. સારાંશ એ કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ મક્કાના સરદારોની શરતોને એક-તરફી ધોરણે માની લઈને તેમની સાથે દસ વર્ષનો "નાયુદ્ધ કરાર" કરી લીધો. હવે એ નક્કી થઈ ગયું કે આવનારા દસ વર્ષ સુધી બન્નેવ પક્ષો એકબીજા વિરૂદ્ધ કોઈ યુદ્ધ સબંધી કારવાઈ નહીં કરશે. ત્યાર પછી અલ્લાહપાકના રસૂલ (સલ.) હુદયબિય્યહ્‌થી મદીના પાછા આવી ગયા.

આ કરારનું પરિણામ એ આવ્યુ કે, બન્નેવ પક્ષો વચ્ચે યુધ્ધ તથા સંઘર્ષનું વાતાવરણ ખત્મ થઈ ગયું અને તેના બદલે શાંતિપૂર્ણ વાતાવરણ સ્થપાય ગયું.

**શાંતિપૂર્ણ વાતાવરણ હંમેશ ઇસ્લામી દઅવત માટે સહાયક હોય છે. એ કારણે જ્યારે બન્નેવ પક્ષો વચ્ચે શાંતિપૂર્ણ સ્થિતિ નિર્માણ થઈ અને લોકો સંતુલિત વાતાવરણમાં એકબીજાથી મળવા લાગ્યા, તો તેની સાથો-સાથ જ દઅવતની ધીમી પ્રક્રિયા પણ ફરી વેગવંતી થઈ ગઈ.**

વિખ્યાત તાબિઈ ઈબ્ને શિહાબ ઝુહરી (રહ.) કહે છે : "ઈસ્લામની સૌથી મોટી જીત હુદયબિય્યહ્‌ સંધિ હતી. જેને કુર્‌આન શરીફમાં સ્પષ્ટ વિજય (ફત્હે મુબીન) કહેવામાં આવ્યો છે. આનાથી પહેલાં લોકો માત્ર યુદ્ધ વખતે એકબીજાથી મળતા હતા. પછી જ્યારે હુદયબિય્યહ્‌ની સંધિ થઈ ગઈ, તો યુદ્ધનો અંત આવી ગયો અને લોકોએ હથિયાર હેઠા મૂકી દીધા. અને લોકો એકબીજાથી નિશ્ચિંત થઈ ગયા. ત્યાર પછી એકબીજા વચ્ચે વાતચીત થવા લાગી. હવે મુસ્લિમો તથા બિનમુસ્લિમો શાંત વાતાવરણમાં એકબીજા સાથે મળવા લાગ્યા અને ઈસ્લામ વિશે ચર્ચા કરવા લાગ્યા. તો

જ્યારે પણ કોઈ માણસ ઈસ્લામ પર વાત કરતો તો તે તેને સમજી લેતો અને તે ઈસ્લામ અંગીકાર કરી લેતો. આમ, બે વર્ષમાં એટલા બધા લોકો ઈસ્લામમાં પ્રવેશી ગયા, જેટલા આનાથી પહેલાં પૂરી અવધિ (લગભગ ૧૮-૧૯ વર્ષ)માં પણ નહીં પ્રવેશ્યા હતા.'' *(સીરતે ઈબ્ને કષીર : ૩/૩૨૪)*

આ દઅવતી પ્રક્રિયા મુસ્લિમોના સમગ્ર ઈતિહાસમાં જારી રહી. ઈતિહાસનો અભ્યાસ દર્શાવે છે કે, મુસ્લિમ ઈતિહાસની ત્યાર પછીની સદીઓમાં મક્કીકાળ જેવું દઅવતી (પ્રચારલક્ષી) અભિયાન બહુ ઓછું ચલાવવામાં આવ્યું, પરંતુ ઈસ્લામનો પ્રસાર સતત એટલી ઝડપથી વધતો રહ્યો કે આજે સમગ્ર વિશ્વમાં મુસ્લિમોની સંખ્યા એક બિલિયનને આંબી ચૂકી છે. ઈસ્લામનો આ વિશ્વ સ્તરીય ફેલાવો બહુધા પરસ્પર મેળ-મિલાપ વડે થયો.

ઈસ્લામને માનનારા જ્યારે પોતાના વતનથી નીકળી વિવિધ દેશોમાં ફેલાયા, તો સ્વાભાવિકપણે બીજી પ્રજાઓ તેમના સંપર્કમાં આવવા માંડી. પરસ્પરના આ સંપર્ક દરમિયાન સાહજીક રીતે એવું થયું કે, ઈસ્લામની શિક્ષાઓ વિશે ચર્ચા થવા માંડી. લોકોને એ અવસર પ્રાપ્ત થયો કે, તેઓએ જાણે કે ઈસ્લામ શું છે અને શું ઈસ્લામ નથી ? અને બન્નેવ વચ્ચે સ્વતંત્રતાપૂર્વક તુલના કરી શકે. આમ, પરસ્પરનો સંપર્ક સ્વયં જાહેર પ્રસારનું નિમિત્ત બની ગયું.

હઝરત મૌલાના સય્યિદ હુસૈન અહમદ મદની (રહ.)એ પોતાના એક પત્રમાં ''હુદયબિય્યહ્ સંધિ''નો ફાયદો દર્શાવતાં લખ્યું કે, **પરસ્પરનો મેળમિલાપ થવો, વૈમનસ્યમાં કમી આવવી, મુસ્લિમોના સદ્વર્તાવનું નીરિક્ષણ, જક્કી વલણનો ત્યાગ, આ જ બાબતો હતી, જેના લીધે કુરૈશના દિલો ખેંચાઈ ખેંચાઈને હુદયબિય્યહ્ સંધિ પછી ઇસ્લામમાં દાખલ થયા.**

તેઓ વધુમાં આગળ લખે છે કે, **એકબીજા સાથે હળવા-મળવાથી નફરત દૂર થાય છે, અને તેનાથી અન્ય પ્રજાઓ ઇસ્લામ તરફ આવે**

**છે. અને એકબીજાથી દૂર રહેવાથી જીદ્દી વલણ જન્મે છે તથા ઇસ્લામની ખૂબીઓથી લોકો અજાણ રહે છે.** સારાંશ કે, પરસ્પરની દૂરી ઈસ્લામના પ્રસારમાં અવરોધરૂપ બને છે. એટલે જો પાડોશી પ્રજા આપણાંથી નફરત કરતી હોય તો પણ આપણે તેમનાથી નફરત ન કરવી જોઈએ.

*(મકતૂબાતે શયખુલ ઈસ્લામ : ૧/૧૪૬)*

## દુશ્મનીને દોસ્તીથી બદલવાનો કીમિયો

જ્યારે માનવી સાથે દુર્વ્યવહાર થાય ત્યારે તેની પ્રતિક્રિયા શું હોવી જોઈએ ? આ સંદર્ભમાં કુર્આન શરીફે આપણને માર્ગ દર્શાવ્યો છે. **અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : "બુરી વાતનો જવાબ ભલી વાતથી આપો."** *(અલ્ મુઅ્મિનૂન : ૯૬)*

અન્ય એક બીજા સ્થાને અલ્લાહ તઆલાએ એ વાત પ્રતિ ધ્યાન દોર્યું કે, "જવાબ આપનારની આ સુંદર શૈલી દુશ્મનીને દોસ્તીમાં ફેરવી નાંખે છે." આ અઘરી બાબત છે. પરંતુ સફળતાની ચાવી છે. કુર્આને પાકમાં છે : "ભલી વાત અને બૂરી વાત સરખી નથી. તમે બુરાઈનો પ્રતિકાર ભલાઈથી કરો. શક્ય છે કે તમારી અને જે શખ્સ વચ્ચે દુશ્મની છે, તે એવો થઈ જાય છે, જાણે કે જિગરી દોસ્ત હોય. અને આ કાર્ય કરવાની તૌફીક એવા લોકોને જ મળે છે, જેઓ ધૈર્ય (હિંમત)વાળા છે. અને એવા લોકોને જ મળે છે, જેઓ મહા ભાગ્યશાળી છે." *(સૂ.મુઅ્મિન,૩૪-૩૫)*

આ 'ભલી વાત' શું છે ? કુર્આને કરીમે જ તેને આ આયતોથી પહેલાં એક આયતમાં સ્પષ્ટ કરી છે. કુર્આને કરીમમાં છે : "એનાથી સારી વાત કોની હોય શકે છે, જે (લોકોને) ખુદા પાક તરફ બોલાવે તેમજ પોતે પણ નેક અમલ કરે અને એમ કહે કે હું આજ્ઞાકારીઓ (ફરમાંબરદારો)માંથી છું." *(અલ મુઅ્મિન : ૩૨)*

**કહેવાનો આશય એ કે, "ભલી વાત"થી મકસદ "દઅવત ઈલલ્લાહ" છે. દઅવત દુશ્મનને દોસ્ત બનાવે છે. સચ્ચાઈની દઅવતની ઝંડાધારી કૌમ ભાગ્યશાળી નીવડે છે. અલબત્ત, તેના માટે સહનશક્તિ**

**અને સુંદર આયોજનની જરૂર છે. સબ્રનો અર્થ માત્ર માર ખાઈને ચૂપ રહેવાનો નથી, બલ્કે સબ્રનો અર્થ મોટા મકસદ માટે મુસીબતો સહન કરવાનો છે. અને હિંમત તોડી નાંખનારી સ્થિતિમાં વ્યગ્ર (દુઃખી) થવાના બદલે સમજદારીથી યુક્તિ વાપરવાને પણ સબ્ર કહેવામાં આવે છે.**

હમણાં આંતરરાષ્ટ્રીય સ્થિતિ પહેલી નજરે મુસ્લિમો માટે બહુ હિંમત તોડનારી છે. સારા સમાચાર સાંભળવા માટે કાન તરસે છે, સુખદ પરિણામ જોવા માટે આંખો રાહ જોતી ખુલ્લી રહે છે. એક હિસાબથી જુઓ તો ચારેકોર અંધકારને માત્ર અંધકાર જ વ્યાપેલો દેખાય છે. પરંતુ મુઅમિનનું કામ તો એ છે કે, તે આ અંધકારમાં પણ પ્રકાશના કિરણો શોધી લે. નિરાશાઓના ગાઢ અંધકારમાં પણ તેને આશાના કિરણો દેખાય. અને તે અલ્લાહ તઆલાની રહમતથી નિરાશ ન થાય. સહાબા (રદી.)ની જીવનશૈલી આવી જ હતી. તેઓ ખરાબ પરિસ્થિતિમાં પણ એવા મુદ્દાઓ શોધી લેતા હતા, જેનાથી શાંતિ મળે. અને જેનાથી અલ્લાહ તઆલા રાઝી થાય. લોકો તેઓને ડરાવતા કે આખી દુનિયા તમારી વિરૂદ્ધ એકત્ર થઈ ગઈ છે, અને તેઓ કહેતા કે, અમારા માટે અલ્લાહ તઆલા પુરતો છે. આવા ડરામણા સમાચારોથી તેમના ઈમાનમાં વધારો જ થતો. લોકો તેમને મ્હેણું મારતા કે, તમારા મિત્રો-સાથીઓ તો મરી ગયા. જો કે તેઓ તો શહીદ થયા હતા. સહાબા (રદી.) એમ સમજતા હતા કે, શહાદત તો એક ઈન્આમ છે, જે તેમના મિત્રોને મળ્યું.

આજકાલ પરિસ્થિતિ ભલે ઘણી ખરાબ છે, પરંતુ એમાં એક પાસુ ભલાઈનું પણ છે. અને તે એ છે કે, ઈસ્લામને સમજવાનું તથા ઈસ્લામ વિશે જાણવાનું જે વલણ હમણાં વિકસ્યું છે, ઓછામાં ઓછુ પાછલા પચાસ વર્ષોમાં તેનું કોઈ ઉદાહરણ નથી મળતું. ઈસ્લામ વિરૂદ્ધ પ્રસાર માધ્યમોનું ઝેર ઓકવું અને તેના પરિણામે ઈસ્લામને જાણવાની ઈચ્છાને જોતાં અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સીરતની એ ઘટના યાદ આવે છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)ના મક્કી જીવનકાળ દરમ્યાન જ્યારે હજ્જનો સમય આવતો, કે કોઈ મોટો વ્યાપારિક મેળો ભરાતો, તો

હુઝૂરે અકરમ (સલ.)થી લોકોને ભડકાવવા માટે મક્કાવાળાઓ જાતજાતની વાતો ફેલાવતા હતા. એમ કહેવામાં આવતું કે, આપ (સલ.) જાદુગર અથવા પાગલ છે. (ખુદાની પનાહ) અને એવો જાદુ જાણે છે, જેનાથી માં-બાપ અને સંતાન વચ્ચે તેમજ પતિ-પત્ની વચ્ચે ફાટફૂટ નાંખી દે છે. પરંતુ આ જ અપપ્રચાર લોકોને આપ (સલ.) પ્રતિ આકર્ષણનું નિમિત્ત બની જતું. બહારથી આવતા લોકોના મનમાં જિજ્ઞાસા ઉત્પન્ન થઈ જતી કે, આખરે આ માણસ કોણ છે ? જેનો આટલો પ્રચંડ વિરોધ કરવામાં આવી રહ્યો છે ? આ વિસ્મય અને અચરજ લોકોને નુબૂવ્વતના દરબાર સુધી ખેંચી લાવતો હતો. પછી તેઓ આપથી પ્રભાવિત થઈને અને દિલના પાલવને ઈમાનથી ભરીને પાછા ફરતા. આ આપના દઅવતી જીવનનો અત્યંત કપરો કાળ હતો. આપ (સલ.) દરેક ખરાબ વાતનો જવાબ ''સારી વાત'' અર્થાત્ ગંભીરતાપૂર્વક 'દઅવત'થી આપતા. લોકો ગાળો આપતાં તો આપ તેમના માટે ઈમાનની દુઆ કરતા. લોકો આડુઅવળુ બોલતા અને આપના રસ્તામાં કાંટા નાખતા. પરંતુ આપ (સલ.) તેમની ઉપર મીઠા બોલના ફુલ વરસાવતા અને કહેતા કે, ''તમે એમ કહી દો કે, અલ્લાહપાક સિવાય કોઈ પૂજાપાત્ર નથી, તમે સફળ થઈ જશો.'' અર્થાત્ ખુદા તઆલા સાથે સબંધ સ્થાપી લો, તમે નિષ્ફળ નહીં થાઓ. લોકો આપની વિરૂદ્ધ ઝેર ઓકતા, પરંતુ આપ (સલ.)ના મોઢામાંથી તેમના માટે ક્યારેય કડવા વેણ ન નીકળતા. લોકો આપની વિરૂદ્ધ અપપ્રચાર કરતા, તે છતાં પણ આપ રાત-દિન અલ્લાહપાકનો પયગામ (તૌહીદનો) લોકો સુધી પહોંચાડતા હતા. લોકો વૈમનસ્યની આગ ભડકાવતા અને રસૂલુલ્લાહ (સલ.) તેને પ્રેમની વર્ષા વરસાવી બુઝાવવાની કોશિશ કરતા.

આ જ તે ''સુંદર શૈલી'' તથા ''સારી-ભલી વાત'' છે. જેના માટે કુર્આન પ્રેરણા આપે છે. અને જેના વિશે એમ ફરમાવવામાં આવ્યું કે, આની તૌફીક માત્ર ધૈર્યવાનોને જ મળે છે. વર્તમાન પરિસ્થિતિમાં પણ એ વાતની સખત જરૂર છે કે, આપણે નફરતનો જવાબ મુહબ્બતના બે બોલથી આપીએ. ઉશ્કેરણીજનક વાતોનો જવાબ ગંભીરતાપૂર્વક, દલીલબદ્ધ શૈલીમાં

આપીએ તો આપણે આ મુસીબતને આશીર્વાદમાં ફેરવી શકીએ છીએ. વાસ્તવિક સ્થિતિ એ છે કે, ૯/૧૧ પછી બે-ચાર મહિનામાં જ અમેરિકામાં ૩૫ હજાર લોકોએ ઈસ્લામ ધર્મ સ્વીકાર્યો છે. ન્યુયોર્ક ટાઈમ્સના એક અહેવાલ મુજબ અમેરિકામાં એક વર્ષમાં સરેરાશ ૨૫ હજાર લોકો ઈસ્લામ સ્વીકારે છે, પરંતુ ૯/૧૧ પછી તેમાં ચાર ગણો વધારો નોંધાયો છે. સમગ્ર વિશ્વમાં ઈસ્લામી વેબસાઈટ્સની મુલાકાત લેનારાઓની સંખ્યામાં અસામાન્ય વધારો થયો છે.

સાઉદી અરબ ખાતે ઈટાલીના એલચી ટાર્કોટો કાર્ડલીએ ઈસ્લામ સ્વીકારની ઘોષણા કરીને સમગ્ર વિશ્વને અચંબામાં નાંખી દીધુ. રિયાધના એક દઅવતી કેન્દ્રમાં આખા રમઝાન માસ દરમિયાન આ વર્ષે દરરોજ સરેરાશ ૫ બિનમુસ્લિમો આવીને ઈસ્લામ સ્વીકાર કરતા રહ્યા. જ્યારે માત્ર રિયાધમાં આ પ્રકારના લગભગ ૨૦ કેન્દ્રો છે. *(અરબ ન્યૂઝ : ૨૭ નવેમ્બર ૨૦૦૧)* એ વાત વાચકોના ધ્યાનમાં હશે કે, જે અમેરિકન સૈન્ય સાઉદી અરબમાં આવ્યું હતું, આવી ગઈ ગુજરી સ્થિતિમાં પણ મુસ્લિમ સમાજથી પ્રભાવિત થઈ તેમાંથી બે હજાર સૈનિકોએ ઈસ્લામ અંગીકાર કરી લીધો. આનાથી એ વાતનો અંદાજો લગાવી શકાય છે કે, પરાજય મુસ્લિમોને મળ્યો છે, ઈસ્લામને નહીં. મુસ્લિમોને જીતનારા ઈતિહાસમાં ઘણી વખત ઈસ્લામના હાથે હારી ચૂક્યા છે. અને આજે પણ આ ઈતિહાસ દોહરાવી શકાય છે.

હમણાં જરૂર એ વાતની છે કે, આયોજનબદ્ધ અપપ્રચારનો જવાબ સુનિયોજીત પ્રચાર (દઅવત) વડે આપવામાં આવે. અને આ તકનો લાભ લઈ આપણે દરેક વિસ્તાર તથા દેશમાં ઈસ્લામનો સાચો પરિચય કરાવીએ. ઈસ્લામે સુલેહ-શાંતિ, પ્રેમ તથા સહિષ્ણુતાનો જે પયગામ માનવજાતને પહોંચાડ્યો છે, એ પયગામની સુગંધથી આપણે વિશ્વ આખાને મહેંકાવી દઈએ. અને લોકોને એ સમજવાનો મોકો આપીએ કે, ઈસ્લામ મુહબ્બત તથા માનવીય ભ્રાતૃત્વની ભાવનાને બાળી નાંખતી ગરમ હવા નથી, બલ્કે પ્રેમ તથા ભાઈચારાને પોષતી શીતળ લહેર છે.

આપણે આ તકનો લાભ લઈ મહોલ્લે-મહોલ્લે, શહેર-શહેર, હિંદુઓ અને મુસ્લિમોના સંયુક્ત સમારંભો યોજવા જોઈએ. અને ઈસ્લામ સુલેહ-શાંતિની તાલીમ આપે છે, તેને સુંદર શૈલીમાં રજૂ કરવામાં આવે. આ પ્રમાણેના અર્થ ધરાવતી આયતોનું ભાષાંતર કરી પેમ્પલેટ છાપવામાં આવે અને તેને દેશ- બાંધવોને વહેંચવામાં આવે. સ્થાનિક ભાષાના અખબારોમાં ઈસ્લામના અભિગમને સ્પષ્ટ કરતા લેખો પહોંચાડવામાં આવે. જો કે આ બાબતમાં અખબારો (તે અંગ્રેજી હોય કે હિન્દી-ગુજરાતી)ની વર્તણૂંક અન્યાયી રહી છે. સામાન્યપણે એવી ફરિયાદો સાંભળવા મળે છે કે, ઈસ્લામ વિરૂદ્ધ પાયા વગરની વાતો તો આ વર્તમાનપત્રો બહુ કાળજીપૂર્વક પ્રગટ કરે છે, પરંતુ એના જવાબમાં જે કાંઈ લખવામાં આવે છે, તેના પ્રતિ બહુ ઓછુ ધ્યાન આપવામાં આવે છે. પરંતુ આની પાછળ આપણી પણ થોડીક ભૂલ થાય છે. આપણે એ વાતનો કોઈ વ્યવસ્થિત પ્રયાસ નથી કરતા કે આવા ઈસ્લામ વિરોધી લેખો-ચર્ચાપત્રોનો જવાબ દલીલબદ્ધ રીતે આપીએ. અને જે તે અખબારના અધિકારીઓ પાસે જઈ તેમનું મુસ્લિમોની ફરિયાદો પ્રતિ ધ્યાન દોરીએ. આપણે વિરોધ પ્રદર્શન તથા ઉશ્કેરાટના બદલે તેઓને આપણો મત સમજાવવાનો પ્રયાસ કરીએ.

આપણી પાસે હવે ઈન્ટરનેટ એક એવું પ્રચાર માધ્યમ ઉપલબ્ધ છે, જેના થકી આપણી પાસે આપણી ભાષામાં આપણી વાત પહોંચાડવાનો પૂરેપૂરો મોકો છે. એમાં આપણને કોઈના આધારની જરૂર નથી તેમજ વિપુલ માત્રામાં સાધનોની પણ કોઈ આવશ્યકતા નથી. અને આજે તે સમજદાર લોકો સુધી પહોંચવા માટે અત્યંત અસરકારક માધ્યમ છે. જરૂર છે કે, આપણે પ્રિન્ટ હોય કે ઈલેક્ટ્રોનિક, બધા માધ્યમોનો લાભ લઈએ. અને આવેગનો ભોગ બનવાને બદલે સમજદારીપૂર્વકની યુક્તિ અજમાવીએ. આવી રીતે એ શક્ય છે કે, આ પશ્ચિમી તોફાન મુસ્લિમ સમાજને એક નવા કિનારે પહોંચાડી દેશે. અલ્લામા ઈકબાલના શબ્દોમાં....

**મુસલમાંકો મુસલમાં કર દિયા તૂફાને મગરિબને**
**તલાતુમહાએ દરયા હી સે હૈ ગૌહરકી સૈરાબી**

# દુશ્મનોના અપપ્રચારનો જવાબ સદ્‌વ્યવહારથી

કેટલાય વર્ષો પહેલાંની વાત છે. હું (હઝ.મૌલાના ખાલિદ સયફુલ્લાહ સા. દા.બ.) દિલ્હીથી હૈદરાબાદ આવી રહ્યો હતો. મારૂં રિઝર્વેશન ફર્સ્ટ ક્લાસમાં હતું. ફર્સ્ટ ક્લાસના કેબિનમાં સામાન્ય રીતે બે-ચાર બર્થ હોય છે, પરંતુ યોગાનુયોગે આ બોગીની છેક છેલ્લેનું કેબિન હતું તે એક બાજુથી થોડુંક દબાયેલું હતું. એટલે તેમાં ત્રણ બર્થ હતી. દિલ્હીથી અમે બે જ તે કેબિનમાં ચઢ્યા. એક બાજુ હું અને બીજી બાજુ મારી જ ઉંમરના એક પ્રવાસી. જે સફેદ કુરતા અને ધોતીમાં સજ્જ હતા. તેમના કપાળ પર લાલ તથા શ્વેત ટીલાં-ટપકાં હિંદુ ધર્મ પર તેમના વિશ્વાસ તથા તેની ધાર્મિકતાને છતી કરી રહ્યા હતા. ગાડી જ્યારે ભોપાલ પહોંચી, તો એક હિંદુ પરિવાર આવ્યું. તેમની સાથે એક છોકરી પણ હતી, તેની ઉંમર અઢાર-વીસની આસપાસ હશે. એ લોકો મૂળે નાગપુરના રહેવાસી હતા અને કંઈક જરૂરી કામથી છોકરીને અચાનક પાછી મોકલી રહ્યા હતા. લાંબો પ્રવાસ અને એકલી છોકરીની યાત્રા, એનાથી તેઓ ચિંતાતુર હતા.

તેમણે કેબિનમાં તેનો સામાન મૂક્યો અને તે હિંદુભાઈ મારી સામે જ બેસેલા હતા, અને મારા ચહેરા-મહોરાથી તેમના માટે એ ઓળખવું મુશ્કેલ ન હતું કે, હું મુસલમાન જ નહીં મૌલવી છું. છતાં તેમણે મને સંબોધન કરતાં કહ્યું : ‘‘મૌલાના સાહબ ! આને નાગપૂર જવું છે. આ હવે તમારી પુત્રી છે અને અમે તેને તમારે હવાલે કરી રહ્યા છીએ.’’ ગાડીએ સીટી વગાડી અને તેઓએ હાથ હલાવતાં હલાવતાં પોતાની છોકરીને વિદાય આપી. પ્રવાસ દરમિયાન હું તેને સતત પૂછતો રહ્યો કે તને કાંઈ તકલીફ તો નથી ને ? જ્યારે હું મારા માટે પાણી લેવા ઉતરતો, ત્યારે તેના પાણીની બોટલ પણ સાથે લઈ લેતો.

એ છોકરી વિદ્યાર્થીની હતી અને થોડીક નટખટ પણ. થોડાક સમય પછી તેણીએ મારાથી કેટલાક પ્રશ્નો કર્યા. જ્યારે તેને ખબર પડી કે હું ઈસ્લામી શિક્ષણ સંસ્થામાં અધ્યાપક છું, તો તેણે ઈસ્લામ વિશે ઘણા બધા

પ્રશ્નો કર્યા. જેમાં વધુ પ્રમાણમાં કુર્આન અને પયગમ્બર (સલ.)ના જીવન સબંધી હતા. તેણીએ ચર્ચા દરમિયાન ધર્મની આવશ્યકતા સ્વીકારી લીધી.

પરંતુ ત્યાર પછી ઈસ્લામમાં સ્ત્રીનું શું સ્થાન છે એ સબંધે પ્રશ્નોની ઝડી વરસાવી દીધી. મને આશ્ચર્ય થયું કે, એ સબંધે તેની પાસે સારી એવી વિરોધી માહિતી હતી. **બહુપત્નિત્વ, તલાક, વારસો, પરદો એ બધા મુદ્દે ચર્ચા થઈ. સામાન્યપણે તેને થોડી ચર્ચા પછી મારા જવાબથી સંતોષ થઈ જતો.** અંતે તેણે હત્યાના દંડ પેટે આપવામાં આવતી રકમ (દિયત) વિશે પ્રશ્ન કર્યો. આપના ધર્મમાં સ્ત્રીઓની હત્યાના દંડ પેટે આપવામાં આવતી રકમ, પુરૂષોની હત્યાના દંડ પેટે આપવામાં આવતી રકમથી અડધી રાખવામાં આવી છે ? મને આશ્ચર્ય થયું કે, ઘણા બધા શિક્ષિત મુસ્લિમોને પણ ઈસ્લામના હત્યાદંડ વિશે જાણકારી નહીં હશે, પરંતુ આ યુવાન બિનમુસ્લિમ યુવતીને આ માહિતી છે. મેં તેનાથી કહ્યું કે, હત્યા દંડનો સબંધ માનવીના સ્થાન સાથે નથી, બલ્કે તેના બે પાસાં છે. એક તો હત્યારાને સજા, બીજું મરનારના સ્વજનોની આર્થિક સહાય. સ્થિતિ એ છે કે, પુરૂષ પર કુટુંબનું ગુજરાન ચલાવવાનો બોજ હોય છે. જો તે માર્યો જાય તો તેના સ્વજનોને દુઃખ તો થાય જ છે, સાથોસાથ તેની પર નભતા લોકોના ગુજરાનની પણ સમસ્યા ઉભી થાય છે. જો સ્ત્રીની હત્યા થઈ જાય તો આઘાત તો ક્યારેક પુરૂષની હત્યાથી પણ વધારે લાગે છે. કારણ કે દા.ત. જો તે માતા હોય તો એક બાળકના દિલમાં માંની મુહબ્બત બાપની મુહબ્બતથી વધારે હોય છે. પરંતુ આર્થિક સમસ્યાઓ ઉભી નથી થતી. એ જ કારણે પુરૂષની હત્યાનો દંડ વધારે રાખવામાં આવ્યો છે. જેથી હત્યારાને સજા પણ મળે અને મૃતકના સ્વજનો માટે જે આર્થિક સમસ્યાઓ સર્જાય છે, કંઈક તેનો પણ ઉકેલ આવી શકે. સ્ત્રીની હત્યાના દંડ (દિયત)માં માત્ર હત્યારાની સજાને જ લક્ષમાં લેવામાં આવી છે. એટલે માત્રાનો આ ભેદ મૃતકના કારણે ઉત્પન્ન થતી સમસ્યાઓને અનુલક્ષીને રાખવામાં આવ્યો છે, ઉંચા-નીચા સ્થાનના કારણે નહીં. જો ઉંચા-નીચા દરજ્જા તથા સ્થાનના કારણે હત્યાના દંડમાં ભેદભાવ રાખવામાં આવતે, તો સારા-નરસા તથા

જ્ઞાની-અજ્ઞાની તેમજ શાસક-શાસિત અને ધાર્મિક દષ્ટિએ મુસ્લિમ તેમજ બિન-મુસ્લિમ વચ્ચે પણ ભેદ રાખવામાં આવતે.

ત્યાર પછી તેણીએ કહ્યું કે, મને ઈસ્લામમાં બહુ રસ છે. અને આ મારા માટે બહુ સારો મોકો છે કે, મને પ્રત્યક્ષપણે એક મુસ્લિમ સ્કોલરથી ઈસ્લામને સમજવાની તક મળી રહી છે. **તેણીએ મારાથી વારંવાર ઉશ્કેરણીજનક પ્રશ્નો કર્યા. પરંતુ મેં સતત ધૈર્યપૂર્વક ઉત્તરો આપ્યા. આ વાતથી તે ખાસ કરીને ઘણી પ્રભાવિત થઈ અને તે કહેવા લાગી કે, શું તમને ગુસ્સો આવતો નથી ? તો મેં તેને અલ્લાહપાકના રસૂલ (સલ.)ની તે હદીષ શરીફ સંભળાવી, જેમાં વારંવાર આપ (સલ.)થી જીવન જીવવાની રીત પૂછવામાં આવી અને આપ (સલ.)એ દર વખતે એક જ વાત ઈરશાદ ફરમાવી કે, "ગુસ્સો ન કરો."** જ્યારે ટ્રેન નાગપુર પહોંચી, તો તેના મામા વગેરે પ્લેટફોર્મ પર ઉભેલા જ હતા. તેણીએ પોતાના સબંધીઓને કહ્યું કે, મૌલાના સાહેબ મારા ગુરૂ અને પિતાજી સમાન છે. પછી ટ્રેન ઉપડી ત્યાં સુધી તે લોકો ઉભેલા રહ્યા અને મારા પ્રતિ સદ્‌વ્યવહાર દાખવતા રહ્યા.

આ ઘટના મને હંમેશ યાદ રહે છે. જ્યાં સુધી ઈસ્લામ વિશે પ્રશ્નોત્તરની વાત છે, તો તેના અવસર તો ટ્રેનો અને બસોમાં મળતા જ રહે છે. વાસ્તવમાં જે કારણે હું પ્રભાવિત થયો તે એ કે, પેલા કેબિનમાં મારી સાથે જ એક હિંદુ માણસ પણ હતા અને પોતાની હિંદુ ઓળખ સાથે હતા તેમજ તેમને પણ હૈદરાબાદ જ જવાનું હતું. માનવી માટે ઈઝઝત-આબરૂની બાબત જાન-માલથી પણ વધારે મહત્વપૂર્ણ હોય છે. પરંતુ તે બિનમુસ્લિમની તુલનાએ ભારતમાં હિંદુત્વના સૌથી મોટા કેન્દ્ર નાગપુરના હિન્દુઓએ એક મુસલમાન મૌલવી પર વધારે ભરોસો કર્યો. એનાથી અંદાજો લગાવી શકાય છે કે, ઈસ્લામ અને મુસ્લિમો વિશે સમાજ શું વિચારે છે. અને દેખીતી વાત છે કે, આ વિચાર અનુભવો પર આધારિત હોય છે.

૯/૧૧ની ઘટનાથી આખા વિશ્વમાં ઈસ્લામ અને મુસ્લિમો વિશે ગેરસમજોના વાદળો છવાય ગયા છે. પરંતુ ખુદ મારી સાથે કેટલીક ઘટનાઓ

ત્યાર પછી એવી ઘટી, જેનાથી હું આશ્ચર્યમાં પડી ગયો. હૈદરાબાદમાં એક માર્કેટ છે, જ્યાં ઈલેક્ટ્રીક ચીજો સિવાય ગેસના ચૂલાઓની પણ મોટી મોટી દુકાનો છે. જુમ્આના દિવસે મસ્જિદે જતી વેળા એક ચૂલો ખરીદવા તે જ બજારની એક દુકાન પર જવાનું બન્યું, જે હિંદુ ભાઈની હતી. અમે એક ચૂલો પસંદ કર્યો, કિંમત નક્કી કરી અને તેને પેક કરાવી લીધો. પછી જ્યારે ખિસ્સામાં હાથ નાંખ્યો તો તેમાં નક્કી કરેલી કિંમતથી પાંચસો રૂપિયા ઓછા નીકળ્યા. હું ઘણો શરમાયો. મારી વાસ્તવિક સ્થિતિની તેઓને ખબર નહીં પડે એવી રીતે મેં તેમને કહ્યું કે, તમે હમણાં આ સામાનને એવી જ રીતે મૂકી રાખો, હું ઈન્શાઅલ્લાહ કાલે આવીને લઈ જઈશ. તેમણે કારણ પૂછ્યું તો મેં વાત ટાળવાની કોશિષ કરી. પરંતુ જ્યારે તેમણે બહુ આગ્રહ કર્યો તો મેં સાચી પરિસ્થિતિ બતાવી દીધી. તેમણે જરા પણ વિચાર્યા વગર કહ્યું કે, એમાં શું થઈ ગયું ? જેટલા રૂપિયા હમણાં તમારી પાસે છે, તે આપી દો અને ચૂલો લઈ જાઓ, તમે ધોકો થોડા જ આપશો ? હું ખચકાયો. પરંતુ તેમણે પોતાના નોકરને કહી ચૂલો મારી ગાડીમાં મૂકાવી દીધો અને કહ્યું કે, કાલે જ પૈસા લાવીને આપવા જરૂરી નથી, તમે બે-ચાર દિવસમાં જ્યારે પણ આ તરફ આવો ત્યારે બાકીના પૈસા આપી દેજો.

દેખીતી વાત છે કે, તેમનો આ ભરોસો મારી ઉપર નથી, બલ્કે દાઢી, ટોપી અને મૌલવીયાના વેશ ઉપર હતો. આ ઉપરથી અંદાજો આવે છે કે, પ્રસાર માધ્યમોના અપપ્રચાર છતાં પણ આજે મુસ્લિમ ધાર્મિક વર્ગ ઉપર લોકોને કેટલો વિશ્વાસ છે ? મેં મારા બાળપણમાં જોયું છે અને મારી જેમ ઘણા બધા લોકોએ જોયું હશે કે, જ્યારે કોઈ મુસલમાન ખોટું બોલતો, તો બિનમુસ્લિમો તેને શરમ અપાવતા કે, તું મુસલમાન થઈને જૂઠ બોલે છે ? આ નાની નાની વાતો અને સામાન્ય ઘટનાઓ છે. આ પ્રકારની ઘટનાઓ ઘટતી રહે છે અને ઘણા બધા લોકો વ્યવહારિક સ્તરે તેના અનુભવમાંથી પસાર થાય છે. જેનાથી સ્પષ્ટ થાય છે કે, આ દેશના રહેવાસીઓના મન પર ઈસ્લામી મૂલ્યો અને ઈસ્લામી નીતિઓ વિશે એક સુંદર છાપ હજુ પણ અંકિત છે.

કોમવાદી પરિબળો ઈચ્છે છે કે, બિનમુસ્લિમોના મનમાંથી આ છાપ ભૂંસી નાંખે અને તેમના મનમાં એ વાત ઠસાવી દે કે, મુસ્લિમો હત્યારા, લૂંટેરા, સ્ત્રીઓ પર અત્યાચાર ગુજારનારા, ધોકેબાજ અને પોતાની કૌમ સિવાય બધાથી નફરત કરનારા લોકો હોય છે. મુસ્લિમ ઉલમા અને મદ્રસા-વાળાઓ વિશે લોકોના મનમાં સામાન્યપણે એ જ છાપ હતી કે, આ નેક તથા માનવતાવાદી લોકો હોય છે. એટલે જ ખાસ કરીને તેમને આતંકવાદી અને કટ્ટરવાદી સાબિત કરવાની કોશિષ કરવામાં આવી રહી છે. આ એવી પરિસ્થિતિ છે કે, સ્વતંત્ર ભારતમાં મદ્રસાઓ માટે ક્યારેય આવી સ્થિતિ સર્જાઈ ન હતી. અને બીજા વિશ્વયુદ્ધ પછી જાગતિક સ્તરે મુસ્લિમો આવા ''અપપ્રચાર યુદ્ધ''નો ભોગ ન બન્યા હતા. અપપ્રચારનું યુદ્ધ તોપ અને તલવારના યુધ્ધથી પણ ખતરનાક છે. કારણ કે હથિયારો વડે દરેક જગ્યાએ યુધ્ધ લડી શકાતું નથી. અને દરેક માણસ તેનાથી અસરગ્રસ્ત પણ નથી થતો, પરંતુ અપપ્રચાર માટે કોઈ હદ અને કોઈ સીમા નથી. આ બાળકોથી લઈ વૃદ્ધો, પુરૂષોથી લઈ સ્ત્રીઓ અને બૌધ્ધિકોથી લઈ અજ્ઞાનીઓ સુધી દરેક વર્ગને પ્રભાવિત કરે છે.

આ એક વાસ્તવિક્તા છે કે, અડધી સદીથી પશ્ચિમની ગુલામીના કારણે આપણે એ સ્થિતિમાં નથી કે તે અપપ્રચારનો મુકાબલો તે જ માધ્યમો વડે કરીએ, જેનો પશ્ચિમ ઉપયોગ કરી રહ્યો છે. કારણકે પ્રસાર માધ્યમો પર સંપૂર્ણપણે ઈસ્લામ વિરોધી લોબીનો કબ્જો છે. મુસ્લિમ જગતનો હાલ એ છે કે, તેમની કોઈ વ્યવસ્થિત, આંતરરાષ્ટ્રીય ન્યૂઝ એજન્સી પણ નથી, જે લોકો સુધી સાચા સમાચારો પહોંચાડે અને ખોટા અહેવાલોના પડદાને ચીરી નાંખે. ભારતમાં આપણી સ્થિતિ એ છે કે, આપણી પાસે કોઈ અંગ્રેજી અખબાર નથી, ન તો ઈલેક્ટ્રોનીક મીડિયામાં તેઓ શક્તિશાળી છે. પ્રચાર-પ્રસાર માધ્યમોની બાબતે આવા અનુચિત સંતોષ સાથે શું આપણે પેલા અપપ્રચારનો સામનો કરી શકીશું ?

આપણા માટે એક જ સ્થિતિ છે કે, આપણે અપપ્રચારનો જવાબ સદ્‌વ્યવહાર વડે આપીએ. **સદ્‌વ્યવહાર વડે જવાબ આપવામાં થોડી વાર**

**લાગે છે, પરંતુ તેનો પ્રભાવ ઉંડા અને લાંબા ગાળાનો હોય છે.** અપપ્રચાર વડે વાત ઝડપથી પ્રસરે છે, પરંતુ તેની અસર લાંબા ગાળાની નથી હોતી. મુસ્લિમો એક યોજના સાથે બિનમુસ્લિમ ભાઈઓ સાથે સદ્વ્યવહારની નીતિ અખત્યાર કરે. આ કોઈ બનાવટી તથા દંભી કૃત્ય નહીં હશે, બલ્કે તે ઈસ્લામી આદેશો સાથે બિલ્કુલ સુસંગત હશે.

**પ્રવાસ દરમિયાન જે બિનમુસ્લિમો સાથે હોય, તેમની સાથે નરમીથી વાત કરો, તેમની સાથે સારો વ્યવહાર કરો, કોઈ સ્ત્રી કે વયોવૃદ્ધ માણસ આવી જાય તો પોતે સંકોચાઈ જઈ અથવા ઉઠી જઈ તેમને બેસવાની જગ્યા આપો, કોઈને પાણી જોઈએ તો પાણી આપો, બિનમુસ્લિમ ગરીબોની મદદ કરો, મહોલ્લામાં કોઈ બિનમુસ્લિમ બીમાર હોય તો તેની ખબરઅંતર પૂછવા જાઓ. ગરીબ હોય તો ઈલાજ માટે સહાય કરી દો, બિનમુસ્લિમ ભાઈને ત્યાં શાદી હોય કે બાળક અવતરે તો જઈને મુબારકબાદી પાઠવો, કોઈને ત્યાં કોઈનું અવસાન થઈ જાય તો ખરખરે જઈ આવો, હોસ્પિટલોમાં જઈ બીમાર બિનમુસ્લિમ ભાઈઓને ફળફળાદિ આપો. જો તમે ડોક્ટર હોય તો તેમની અંદર જે ગરીબ લોકો છે તેમની વિનામૂલ્યે સારવાર કરી આપો. જો તમે વ્યાપારી હોય તો બિનમુસ્લિમ ગ્રાહકો સાથે સન્માનપૂર્વક વર્તન કરો.**

**જો પોતાની ગેરસમજ કે દ્વેષના કારણે ધાર્મિક લાગણી દુભાવનારા પ્રશ્નો કરે તો ઉશ્કેરાયા વગર શાંતિપૂર્વક તેમના પ્રશ્નોના ઉત્તરો આપો. જો કોઈ મુસ્લિમ અને બિનમુસ્લિમ વચ્ચે કોઈ મામલે વિવાદ થાય તો મુસલ-માનની ખોટી તરફેણ ન કરે, બલ્કે ન્યાયોચિત વાત કરે. તેમની ધાર્મિક લાગણી ન દુભાવે. તેમના દેવી-દેવતાઓ વિશે ખરાબ વાતો ન કરે. આપના પાડોશમાં જે બિનમુસ્લિમો રહે છે, તેઓની સાથે પોતાના જાન-માલની જેમ તેમની જાન-માલને અને પોતાની ઈઝઝત-આબરૂની જેમ તેમની ઈઝઝત-આબરૂની પણ રક્ષા કરે.**

આ બધી વાતો રાજકારણ કે હંગામી ધોરણની નથી, બલ્કે આપણને

અલ્લાહપાક તથા તેના રસૂલ (સલ.)એ આ વાતોનો આદેશ આપ્યો છે. આ એક ધાર્મિક કર્તવ્ય છે, જે આપણી ઉપર એક મુસલમાનની હેસિયતથી આવે છે. જો આપણે સાચે જ દીનના તે આદેશો પર અમલ કરીએ અને વ્યવહારિક જીવનમાં તેનું ધ્યાન રાખીએ, તો આ વ્યવહાર વડે અપપ્રચારનો જવાબ હશે. આ જવાબ ઈન્શાઅલ્લાહ તે અપપ્રચારથી પણ વધારે અસર-કારક અને લાંબા ગાળાનો હશે. મક્કાવાસીઓ અલ્લાહપાકના રસૂલ (સલ.) વિરૂદ્ધ પોતાની અપપ્રચારલક્ષી ઝુંબેશને ઝડપ આપી રહ્યા હતા. હજ્જના સમયે, ઉક્કાઝના વ્યાપારીક મેળામાં અને વિવિધ દિશામાં થતા તેમના પ્રવાસમાં, દરેક જગ્યાએ તેઓ પૂરી તાકાતથી આ ઝુંબેશમાં જોડાયેલા હતા. દેખીતી વાત છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)ને ફત્હે મક્કા પૂર્વે આ તકો ઉપલબ્ધ જ ન હતી, પરંતુ જ્યારે આપને મોકો મળ્યો, તો આપ (સલ.)એ વળતા પ્રહારરૂપે મક્કાવાસીઓ વિરૂદ્ધ અપપ્રચારની કોઈ ઝુંબેશ નહીં ઉપાડી, બલ્કે મદીનાની વસાહતને આપ (સલ.)એ પ્રેમ તથા સદ્‌વ્યવહારની ભૂમિ બનાવી દીધી. આનું પરિણામ એ આવ્યું કે, લોકો અપપ્રચારથી ખોટી ધારણામાં રહેતા અને કોઈ મુસલમાન સાથે કલાક બે કલાકની પણ મુલાકાત થઈ જતી, તો તેમના મનની સ્થિતિ બદલવા માંડતી. મક્કાથી હિજરત કરીને આવનારા મુસ્લિમોની સંખ્યા ૩૦૦ની આસપાસ હતી, પરંતુ મક્કા વિજય વેળા જ્યારે મુસ્લિમો વિજયી મુદ્રામાં મક્કામાં પ્રવેશ્યા, તો તેમની સંખ્યા લગભગ દસ હજાર હતી. ઈસ્લામ પર જાન ન્યોછાવર કરનારા તે નૂરાની સૈન્યને જોઈ મક્કાવાસીઓની આંખો ચકિત થઈ રહી હતી. આ કઈ વસ્તુનો કરિશ્મા હતો ? આ તે જ સદ્‌વ્યવહાર વડે અપપ્રચારનો મુકાબલો હતો. આજે આપણું ધાર્મિક કર્તવ્ય છે કે, આપણે સદ્‌વ્યવહારની તલવાર વડે આ જુઠ્ઠા અપપ્રચારનો મુકાબલો કરીએ.

## આવો ! ઈમાનની શીરીની વહેંચીએ

દઅ્વતના સાથીઓની એક મજલિસમાં આ લખનારે (મૌ. કલીમ સિદ્દીકી સા.) એક યુવાન હમદર્દ દાઈ (પ્રચારક)ને કારગુઝારી (કાર્યવાહી) સંભળાવવા માટે ઉભો કર્યો, તો તેમણે કારગુઝારી સંભળાવી અને ઘણી

હૃદયસ્પર્શી વાત કહી. તેમણે કહ્યું કે, આ ભારત દેશ એવા પ્રેમભર્યા તથા પ્રેમની કદર કરનારા લોકોનો દેશ છે કે અહીં છેલ્લી કક્ષાના ઈસ્લામ તથા મુસ્લિમ શત્રુ તથા ઈસ્લામ તથા મુસ્લિમો વિરૂદ્ધ ઝેર ઓકતા લોકોની ઈસ્લામ પ્રતિ શત્રુતા ઈદ મિલનની મીઠ્ઠી સેવના બે ચમચાની સામે પરાસ્ત થઈ જાય છે. તેમણે કહ્યું કે, **અંતિમ દરજ્જાના ઇસ્લામ શત્રુ હિંદુ ભાઈને તમે ઈદ મિલનના પ્રોગ્રામમાં નિમંત્રણ પાઠવો અને શીરખુરમો પીવડાવો, ત્યાર પછી તમને ક્યારેય તેમના મોઢામાંથી ઇસ્લામ અથવા મુસ્લિમ શત્રુતાની વાત સાંભળવા નહીં મળે.**

તેમણે દાખલા તરીકે સુદર્શનજીનું નામ લીધું, કે તેઓ બે વખત સંઘના વડા રહ્યા હતા. તેઓ ઈસ્લામ અને મુસ્લિમો વિશે બહુ આકરા શબ્દો વાપરતા હતા. ભોપાલમાં કેટલાક યુવાનોએ ઈદ મિલનના કાર્યક્રમનું એક આયોજન કર્યું અને તેમાં મુખ્ય મહેમાન તરીકે સુદર્શનજીને બોલાવ્યા. કાર્યક્રમમાં કોઈ તકરીર (પ્રવચન) કરવામાં નહીં આવી કે કોઈ ઈસ્લામી સાહિત્ય વહેંચવામાં નહીં આવ્યું કે તેને વાંચીને તેમનું મન પલટાયું હોય. બસ, એટલું થયું કે, હિંદુ-મુસ્લિમોએ એકબીજાને ગળે વળગાડી ઈદની મુબારકબાદી પાઠવી અને મીઠી સેવ અને શીરખુરમો પીવડાવવામાં આવ્યો. આ ઘટના પછી સુદર્શનજી સવા વર્ષ હયાત રહ્યા, પરંતુ ઈસ્લામ અને મુસ્લિમો વિરૂદ્ધ એક શબ્દ પણ નહીં બોલ્યા. બલ્કે ત્યાર પછી દરેક પ્રવચનમાં સહિષ્ણુતા, ભાતૃત્વ તથા પ્રેમની વાતો કરતા રહ્યા અને આવતા વર્ષે જ્યારે ઈદ આવી તો તેમણે ઈદ મિલન કાર્યક્રમના આયોજકોને સામેથી ફોન કર્યો કે, મેં કુર્તો-પાયજામો અને ટોપી સીવડાવી લીધી છે અને સ્નાન કરીને પહેરી લીધી છે. હું આ વખતે ઈદની નમાઝ મુસ્લિમ ભાઈઓ સાથે પઢવા માંગું છું. તેમના કેટલાક રાજકીય સલાહકારોએ તેમની ઉપર દબાણ નાંખ્યું અને તેમને આમ કરતાં એમ કહી રોક્યા કે, જો તમે જ ઈદની નમાઝ પઢશો તો અમારી આખી રાજરમત ઊંધી વળી જશે. તે ઈદના કેટલાક મહિનાઓ પછી તેમનો દેહાંત થઈ ગયો. કોઈ મુસ્લિમે મુહબ્બતની આવી કદરદાની છતાં તેમના સુધી ઈસ્લામની દઅવત આપી, મુહબ્બતનો હક્ક

અદા નહીં કર્યો અને તેઓ ઈમાનની દૌલતથી વંચિત થઈ હંમેશ માટેની નર્કની આગમાં ચાલ્યા ગયા. છતાં આપણે ફરિયાદ કરીએ છીએ કે, અમે અત્યાચાર પીડિત છીએ અને તેઓ અત્યાચારી છે. મારા શેખ હઝરત મવ. અલીમિયાં નદવી (રહ.) ફરમાવ્યા કરતા હતા કે, આપણે કેટલા સૌભાગ્યવાન છીએ કે આપણને એક એવી પ્રેમભરી કૌમ માટે દાઈ-પ્રચારક બનાવી મોકલવામાં આવ્યા. જે પ્રેમની એવી કદરદાની કરે છે કે, પોતાના હિતેચ્છુને પૂજ્ય બનાવી તેની પૂજા શરૂ કરી દે છે. આપણે આવી પ્રેમભરી કૌમની માનસિકતાને સમજવા, તેની કદર કરવા, તેમની સમક્ષ ઈસ્લામનો પયગામ પહોંચાડવાના બદલે તેઓને "ગૈર કૌમ" કહેતા તથા સમજતા રહ્યા અને તેમના સુધી તેમનો હક્ક પહોંચાડવાની ચિંતા ન કરી. તેઓને સ્વજન સમજી તેમના સુધી ઈસ્લામનો પયગામે મુહબ્બત પહોંચાડનાર હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.) અને બીજા અનેક સૂફીસંતોએ અહીંની સ્થાનિક ભાષાઓ નહીં જાણતાં હોવા છતાં તેઓને તેમનો હક્ક પહોંચાડ્યો, તો આ કૌમે તેમને એવી સ્વીકૃતિ આપી કે આજે સદીઓ વીતી ગઈ છતાં હિંદુ પ્રજા હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.) પ્રતિ પ્રેમ પ્રગટ કરે છે.

આપણે ત્યાં વર્ષમાં બે વખત ખૂશીના તહેવાર આવે છે. તેને નિમિત્ત બનાવી આપણે આપણાં પ્રેમભર્યા દેશબાંધવોને દાઈ તથા મદઉ (નિમંત્રેય)ના સબંધની મિઠાશ વહેંચવાનો નિશ્ચય કરવો જોઈએ. મુસ્લિમો આપણાં ઈમાની ભાઈઓ છે, તો અન્ય કૌમના સભ્યો આપણાં માનવીય ભાઈઓ છે. પોતાના ઈમાની ભાઈઓને ભૌતિક મિઠાઈ વહેંચતી વખતે અન્ય કૌમના ઈન્સાની ભાઈઓને આધ્યાત્મિક મિઠાશ વહેંચવાનું નહીં ભૂલીએ.

## કટ્ટર ધાર્મિક હોવું ઇસ્લામ અંગીકારમાં બાધક નથી

મૌલાના ખલીક સાહેબનો ફોન આવ્યો કે, એક ભાઈ જે મૂળ કેરાલાના રહેવાસી અને હાલ મુંબઈમાં ફાયનાન્સ મિનિસ્ટરીમાં મોટા અધિકારી છે, અને વીસ વર્ષથી અહીં જ રહી રહ્યા છે. અલ્હમ્દુલિલ્લાહ ! હમણાં ફિલ્ડવર્ક

દરમિયાન તેમની સાથે મુલાકાત થઈ. અને તેમણે કલિમો પઢી લીધો છે. અને દરિયાકાંઠાથી અમારી સાથે તેઓ પોતે કબ્રસ્તાનની મસ્જિદમાં આવી ગયા છે, આપથી વાત કરવા માંગે છે. આ નાચીઝે તેમની સાથે વાત કરી. તેઓ ઈસ્લામ સ્વીકાર કરવા પર ઘણી ખૂશી વ્યક્ત કરી રહ્યા હતા. બોલ્યા કે, આજનો દિવસ મારી ઝિંદગીનો બહુ મુબારક દિવસ છે કે, માલિકે મને અંધકારથી કાઢ્યો અને સત્ય સુધી પહોંચાડ્યો. આ નાચીઝે તેમને મુબારકબાદી આપી અને ઈસ્લામનો અભ્યાસ કરવાનું કહ્યું. અને દીન શીખવા માટે થોડોક સમય કાઢી પહેલી ફુરસદે જમાઅતમાં જવાની સલાહ આપી. તેમણે વાયદો કરી લીધો. આ નાચીઝે તેમના પરિવારની વિગત જાણવા માંગી, તો તેમણે કહ્યું કે, મારે એક પુત્ર અને એક પુત્રી છે. પુત્ર હોમ મિનિસ્ટરીમાં કોઈ ઉંચા હોદ્દા પર છે, અને પુત્રી કોઈ કોલેજની પ્રિન્સીપાલ છે. અને પત્ની વિશે બતાવ્યું કે, તે પણ એક કંપનીમાં મેનેજર છે.

મૌલાના ખલીકની ઈચ્છા મુજબ આ નાચીઝે બીજી વખત નવેસરથી કલિમો પઢાવ્યો અને રાબેતા મુજબ તેમને માત્ર ખાનદાની મુસલમાન બની જઈ ઈસ્લામ ઉપર અડગ રહેવાની ભલામણ કરવાના બદલે દઅવત સાથે જોડવા માટે તેમનાથી કહ્યું કે, જો તમે એ વિશ્વાસ સાથે ઈસ્લામ લાવ્યા છો કે ઈમાન વગર નજાત (છૂટકારો) નથી અને હંમેશ માટે નર્ક છે, તો આ ઈમાન અલ્લાહપાકને ત્યાં સ્વીકાર્ય છે. મારૂં પણ અને તમારૂં પણ. જ્યારે આ વિશ્વાસનું નામ ઈમાન છે, કે ઈમાન વગર હંમેશની દર્દનાક યાતના અને નર્ક છે, તો એ પત્ની કે જે આખું પરિવાર, માં-બાપ, ભાઈ-બહેન બધાને છોડી દઈ માત્ર તમારા ખાતર આપના સુખ-દુઃખમાં સાથ આપવા અને જીવનસાથી બનવા માટે આવી ગઈ છે, તે નર્કમાં જાય ? અને તે પુત્ર-પુત્રી કે જેનાથી તમે તમારી જાનથી વધારે પ્રેમ કરો છો, તેઓ નરકમાં બળે અને તમે સ્વર્ગમાં જાઓ ? તો આ કેવું ઈસ્લામ અને ઈમાન હશે ? આ વાત મુસલમાન તો દૂરની વાત છે, માનવતાની પણ વિરૂદ્ધ છે. તદુપરાંત ભાઈ-બહેન, માસી, કાકા  વગેરે પણ સગા-સ્નેહીઓ છે. હવે તેમની ઉપર પણ કામ કરવાનું છે.

આ નાચીઝે સલાહ આપી કે, અમારા સાથી અને ઈસ્લામના દાઈ-પ્રચારક મૌલાના ખલીકને ઘરે લઈ જાઓ. રવિવાર રજાનો પણ દિવસ છે, ઘેર કમસે કમ પત્ની, પુત્ર અને પુત્રીથી જરૂર મુલાકાત કરાવો. તેઓ મારી આ વાત સાંભળી એક ક્ષણમાં જાણે ક્યાંક ખોવાય ગયા. મેં કેટલીય વખત હેલો, હેલો કર્યું. પછી તેઓ બોલ્યા : ‘‘નહીં જનાબ ! હું એ લોકો સાથે આ વાતનો ઝિકર પણ કરી શકતો નથી. એ લોકો તો બહુ કટ્ટર ધાર્મિક છે. એ લોકો તો મને પણ ઈસ્લામ અંગીકાર કરવા નહીં દેશે.’’

મેં બહુ આજીજી કરી, પરંતુ તેમણે મારી વાત નહીં માની. બહુ આગ્રહ પછી મેં તેમનાથી કહ્યું : સારૂં, એ બતાવો કે તમારા પરિવારજનો સવારે મોર્નિંગ વૉક માટે જાય છે ? તેઓ બોલ્યા : અમે બધા સાથે સવારે બીચ પર દરરોજ મોર્નિંગ વોક માટે જઈએ છીએ. આ નાચીઝે તેમને તૈયાર કર્યા કે તેઓ કાલે મૌલાના ખલીક અહમદથી મુલાકાત કરાવી દો. જો વાત થઈ ગઈ તો બહુ સારૂ, નહીં તો મૌલાના તેમની સાથે મુલાકાત કરશે તો તેમના માટે દુઆ તો કરશે. આ વાત પર તેઓ સંમત થઈ ગયા.

બીજી સવારે ૯ વાગ્યે મૌલાના ખલીક સાહેબે ફરી ફોન કર્યો કે, અલ્હમ્દુલિલ્લાહ તેમના પરિવારના ત્રણેય સભ્યોએ કલિમો પઢી લીધો છે. તે ત્રણેયના કલિમાની તજદીદ પણ આ નાચીઝે કરાવી (નવેસરથી પઢાવ્યું). મેં તે સજ્જનથી જેમનું નામ હવે અબ્દુલ્લાહ છે, કહ્યું : તમે કહી રહ્યા હતા કે, મારા ઘરવાળાઓ સામે તો આ વાતનો ઉલ્લેખ પણ કરી શકાય એમ નથી, એ લોકો તો બહુ કટ્ટર ધાર્મિક છે. (તો આ વાત તો ખોટી સાબિત થઈ) તેઓ બોલ્યા : સાચે જ મને બહુ મોટી ગેરસમજ હતી. મેં તો ઘણાં બધા સવાલ-જવાબ પછી એક કલાકમાં કલિમો પઢ્યો હતો, પણ મારી પત્ની અને સંતાનોએ તો પચ્ચીસ મિનીટ વાત સાંભળીને જ કલિમો પઢી લીધો ! મેં કહ્યું કે, **માનવી જો ધાર્મિક હોય છે, તો તે પોતાના ખુદાને ખુશ કરવા માટે ધાર્મિક હોય છે. જો તમે એને એ વાત સંતોષજનક રીતે સમજાવી દો કે, ઇસ્લામની રીત સિવાય જે પણ તમે પૂજાપાઠ કરી રહ્યા છો, તે ખુદાને ખુશ કરનારી નથી, બલ્કે તેને નાખુશ**

**કરનારી છે. તો માનવી એટલી જ ઝડપ અને કડકાઈથી ઇસ્લામને સ્વીકારવા તથા અનુસરવા માંડે છે, જેટલી ઝડપ તથા કડકાઈથી તે પહેલાં અજ્ઞાનકાળમાં પોતાના ધર્મ પર અમલ કરનાર હોય છે.**

શૈતાન લોકોને હિદાયત (સત્ય માર્ગ)થી રોકવા માટે અને ઈસ્લામી પ્રચારકને ધર્મપ્રચારથી રોકવા માટે કોઈ ધર્મને કડકાઈપૂર્વક અનુસરે છે, તેને 'કટ્ટરતા' દર્શાવી હિદાયત તથા દઅવતથી રોકે છે. એટલે દઅવતનું તૂટેલું-ભાંગેલું કામ કરનાર મુસલમાન તો કોઈ ધાર્મિક માણસને કટ્ટર માની તેનાથી બચે જ છે. તે નવમુસ્લિમ જે પોતે એ જ કટ્ટર ધાર્મિક પરિવારનો સભ્ય છે, તે પણ પોતાના ઘરવાળાઓને દઅવત આપવાના બદલે તેમની સાથે વાત કરવાથી ડરે છે. જો કે ધર્મ સાથે મજબૂત સબંધ ઈસ્લામ સ્વીકાર માટે અવરોધક નથી, બલ્કે ઈસ્લામ સ્વીકાર માટે સાધક છે. તે ઈસ્લામ સ્વીકારની એક સંભવિત ક્ષમતાનું નામ છે. કાશ ! આપણે આ મુદ્દો સમજીએ.

## યુરોપિયન સન્નારી તરફથી મુસ્લિમોને સંબોધન

મુહમ્મદ ઈઝહારૂલહક, પાડોશી દેશના વયોવૃધ્ધ વિશ્લેષક અને વિખ્યાત કટારલેખક છે. દેશમાં બહોળો ફેલાવો ધરાવતું દૈનિક 'દુન્યા'માં 'તલ્ખનવાઈ'ના શિર્ષક તળે તેમની કટાર અત્યંત લોકપ્રિય છે. તેમના લેખોમાં ઉંડાણની સાથો-સાથ દિલની તડપ અને પયગામે અમલ પણ હોય છે. ૧૨, રબીઉલ અવ્વલના પ્રસંગે લખવામાં આવેલ તેમની એક કટારમાં તેમણે પોતાનો સ્પેનનો પ્રવાસ અને ત્યાં 'અલ-હમ્રાઅ્'ની ઈમારતોના નિરીક્ષણ દરમિયાન ઘટેલી ઘટનાનો ઉલ્લેખ કર્યો છે. જ્યારે તેઓ અલહમ્રાઅ્ની ઈમારતોને જોતાં જોતાં 'કોર્ટ ઑફ લાઈન્સ'ને જોઈ રહ્યા હતા, તો તેમની વચ્ચે અને એક શ્વેતવર્ણ સન્નારી વચ્ચે જે રસપ્રદ વાર્તાલાપ થયો. વાર્તાલાપની શરૂઆત ખુદ અંગ્રેજ સન્નારીએ ત્યારે કરી, જ્યારે તેણીએ ગ્રેનેડા (ગર્નાતહ્) -ના મુસ્લિમ શાસક સુલ્તાન મુહમ્મદ (પાંચમા) દ્વારા બનાવવામાં આવેલી કોર્ટ ઓફ લાઈન્સમાં સજીવોની મૂર્તિઓ જોઈ. જ્યારે ઈસ્લામમાં મૂર્તિઓ

બનાવવી હરામ છે. વાર્તાલાપની વિગતો દર્શાવતાં મુહમ્મદ ઈઝહારૂલ હક્ક લખે છે :

"કોર્ટ ઓફ લાઈન્સથી આજુબાજુ પર્યટકોની ભીડ હતી, સિંહના મોઢામાંથી પાણીના ફુવારાઓ ફૂટી રહ્યા હતા. ગ્રેનેડાના સુલ્તાન મુહમ્મદ પાંચમાએ આ કોર્ટ યાર્ડ બંધાવ્યો હતો, જે સદીઓ બાદ પણ જેવો હતો તેવો જ છે."

પરંતુ ઈસ્લામમાં બૂતો અને બાવલાઓની તો પરવાનગી જ નથી. અચાનક મારી પાસે ઉભેલ શ્વેત (ગોરી) મહિલાએ મને સંબોધન કરતાં કહ્યું : "તો પછી તે બાદશાહોએ આ કેમ બનાવ્યા ?"

હું એક પળ માટે ચકરાય ગયો. પછી માર્કસવાદીઓનો ઈતિહાસ કામ આવી ગયો. "આ રાજાઓ સુધારાવાદીઓ થઈ ગયા હતા." તેણે મજાક ઉડાવતી શૈલીમાં ટહાકો માર્યો : "મુસ્લિમ છો ને ! તમે લોકોએ દરેક વાત માટે દલીલ ઘડી કાઢી છે, પરંતુ સમસ્યા એ છે કે, તમારૂં જીવન તમારા પયગમ્બરની આસપાસ નથી ફરતું."

ટોણો હતો કે માતમ, જે કાંઈ પણ હતો દિલમાં તીરની જેમ પેસી ગયો. નજીકમાં કેફે હતો, અમે લાકડાની એક બેંચ પર જઈ બેસી ગયા.

મેડમ ! તમને શી ખબર અમારા પયગમ્બરના આદેશો શું છે ? અને અમારૂં જીવન તેમની આજુબાજુ ફરી રહ્યું છે કે નહીં ?

તે કેટલાય દિવસોથી પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના જીવનચરિત્રનો અભ્યાસ કરી રહી હતી. હવે યાદ નથી ફ્રાંસમાં કે હોલેન્ડમાં અંગ્રેજીની પ્રોફેસર હતી. પાકિસ્તાન સહિત કેટલાય મુસ્લિમ દેશોને જોઈ ચૂકી હતી. અને માત્ર જોઈ ચૂકી ન હતી, મામલાની ઉંડાણ સુધી પહોંચી ચૂકી હતી ! એ કહેવા લાગી : તમારા પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને અલ્લાહ તઆલાએ પોતાના ગ્રંથમાં "રહમતુલ લિલ આલમીન" (સર્વ જગતો માટે કરૂણા) ઠરાવ્યા છે, માત્ર મુસ્લિમો માટે નહીં. શું તમે ક્યારેય એના ઉંડા અર્થ પર વિચાર કર્યો છે ? મેં નકારમાં

માથું હલાવી દીધું. વિચાર કર્યો હોતે તો કાંઈ કહી શકતેને !

ક્યારેક વિચાર કરો કે, આજે કરોડો મુસ્લિમો અમારા બિનમુસ્લિમ દેશોમાં આવી વસી રહ્યા છે, કરોડો આવવાની કોશિષ કરી રહ્યા છે. તેનાથી વિપરીત, પશ્ચિમી દેશોમાંથી કેટલા લોકો મુસ્લિમ દેશોમાં જઈ વસવા માટે તમન્ના ધરાવે છે ? અમારા દેશોને જન્નત સમજવામાં આવે છે. કોઈ મુસલમાન દેશમાંથી એક યુવાન (અમારા કોઈક દેશમાં) આવે છે, પછી તે પોતાના ભાઈઓ-બહેનોને લાવે છે અને પરિવારના પરિવાર અહીં આવી વસી જાય છે. અમે પશ્ચિમી દેશોવાળા મોઢાથી સ્વીકાર કરીએ કે નહીં કરીએ, આ બધું એટલા માટે છે કે અમે તમારા પયગમ્બર (સલ.)ના આદેશોનું પાલન કર્યું છે. આ દાવો તમને વિચિત્ર લાગશે. કારણ કે **અમે મુસલમાન નથી, ન મુસલમાન હોવાનો દાવો કરીએ છીએ. પરંતુ જે આદેશો તમારા પયગમ્બરે તમને આપ્યા, તેના પાલન થકી જ અમે એ ઉચ્ચ સ્તરે સ્તરે પહોંચ્યા કે મુસ્લિમો અમારી તરફ ખેંચાતા ચાલ્યા આવી રહ્યા છે.** પયગમ્બર (સલ.)એ ફરમાવ્યું : જેમાં પ્રમાણિક્તાનો ગુણ નથી, તેમાં ઈમાન નથી. અને વાયદો પૂરો નથી કરતો તેમાં દીન(દારી) નથી. અમે લોકો વાયદો પૂરો કરીએ છીએ, અમાનતની સુરક્ષા કરીએ છીએ. અમારા શાસકો પાસે સરકારી તિજોરી (ખજાનો) અમાનત છે. અને અમે તેમની પાસેથી એક-એક પૈસાનો હિસાબ લઈએ છીએ.

પયગમ્બર (સલ.)થી પૂછવામાં આવ્યું કે, મુસલમાન જુઠ્ઠો હોઈ શકે છે ? ફરમાવ્યું : “જૂઠની ટેવ અને ઈમાન ભેગા રહી નથી શકતા.” અમે લોકો જૂઠ નથી બોલતા. અમારા બાળકોમાં જૂઠ બોલવાનો ખયાલ નથી. પયગમ્બર (સલ.)એ ગરીબો અને જરૂરતમંદોના ખબર-અંતર કાઢતા રહેવાનો હુકમ કર્યો. અમારા દેશોમાં દરેક ગરીબ, બેરોજગારને સરકાર આર્થિક મદદ પહોંચાડે છે. જે પ્રજાના કરવેરાથી પ્રાપ્ત થાય છે. અહીં સુધી કે, સરકાર ઘરવિહોણા લોકોને ઘર પણ પુરૂ પાડે છે. આજે બ્રિટન, કેનેડા અને ઓસ્ટ્રેલિયામાં મુસ્લિમો સહિત કેટલાય લોકો સરકારે આપેલા ઘરોમાં જીવન વિતાવી રહ્યા છે. તમારા પયગમ્બર (સલ.)એ સુચના આપી કે, જે

દુન્યામાં દેખાડા કે ખ્યાતિ મેળવવા ખાતર કપડાં પહેરશે, તેને કયામતના દિવસે અપમાનના વસ્ત્રો પહેરાવવામાં આવશે. અમારા દેશોની તમારા દેશોથી તુલના કરી જુઓ ! અમારા પ્રધાનો, અધિકારીઓ, મોટા મોટા ટેકનોક્રેટ, ધારાસભ્યો, અત્યંત ખાસ પ્રસંગોને બાદ કરી અત્યંત સાદા વસ્ત્રોમાં હોય છે. તેઓ ગરમીઓમાં ગંજી, સામાન્ય પેન્ટ કે ચડ્ડી તથા ચંપલ પહેરીને બહાર જાય છે. અને શિયાળામાં જેકેટનો ઉપયોગ કરે છે. તમારે ત્યાં એક-એક માણસના ઓછામાં ઓછા ડઝનબંધ કપડાંની જોડીઓ હોય છે, તમે મધ્યપૂર્વના મુસ્લિમોની જીવનશૈલી જુઓ ! તેમની કિંમતી ગાડીઓનો અમારે ત્યાંના ઘણાં જ અમીર લોકો પણ મુકાબલો નથી કરી શકતા, ન કરવા માંગે છે. તમારા શાસકોના મહેલોમાં નળ, કડાં અને તાળાંઓ પણ સોનાના હોય છે.

તમારા પયગમ્બર (સલ.)નો ઈર્શાદ છે કે, કોઈએ ક્યારેય કોઈ ભોજન એનાથી સારૂં નહીં આરોગ્યું જેટલું કે પોતાના હાથોની મહેનતથી કમાયને ખાય. અલ્લાહના પયગમ્બર હઝ. દાવૂદ (અલૈ.) પોતાના હાથોથી કામ કરતા હતા (અને તેની કમાણીમાંથી ખાતા હતા). દરેક મુસલમાનને એ તો યાદ છે કે, હાથથી કમાણી કરનાર અલ્લાહ તઆલાનો પ્રિય છે, પરંતુ હાથથી કામ કરવાને પછાતપણું સમજવામાં આવે છે. અમારે ત્યાં માળી, વેલ્ડર, મરામત કરનાર તે જ સામાજીક હેસિયત ધરાવે છે, જેવી હેસિયત અન્ય કોઈ સભ્યની છે. ઝાડુવાળો સંસદ સભ્યનો પડોશી છે, અને હોટલમાં સાફસફાઈ કરનાર જે લાઈનમાં ઉભા રહી કંઈક ખાવાનું ખરીદે છે, તે જ લાઈનમાં પ્રધાન પણ ઉભો હોય છે. તમારા પયગમ્બર પોતાના કપડાં ખુદ ધોઈ નાંખતા હતા, પોતાના જૂતા ખુદ સીવી લેતા હતા. અમે પણ આ કામો પોતે કરી લઈએ છીએ. અમારે ત્યાં નોકરો નથી હોતા. મોટામાં મોટો માણસ પોતાના જૂતા ખુદ પૉલિશ કરે છે, કપડાં ખુદ ધોવે છે, કપડાંને પ્રેસ પોતે કરે છે, પોતાનો રૂમ અને ટોયલેટ પોતે સાફ કરે છે.

તમારા પયગમ્બર (સલ.)એ ફરમાવ્યું : જેણે ભેળસેળ કરી, તે અમારામાંથી નથી. શું યુરોપમાં કોઈ જગ્યાએ ભેળસેળયુક્ત ખાદ્યપદાર્થનું

વેચાણ થાય છે ? નહીં ! આ માત્ર તમારે ત્યાં થઈ રહ્યું છે. તમારા પયગમ્બર (સલ.)એ ફરમાવ્યું છે કે, જેણે કોઈ ખામીયુક્ત વસ્તુ વેચી દીધી અને ખરીદનારને તે ખામી બતાવી નહીં, તો અલ્લાહના ફરિશ્તા તેની પર હંમેશ ફિટકાર વરસાવતા રહેશે. તમારા વેપારીઓ અને અમારા વેપારીઓની તુલના કરો. અમારે ત્યાં ડિફેક્ટવાળી વસ્તુ બતાવ્યા વગર વેચવાની કોઈ કલ્પના પણ નથી કરી શકતો.અને ખરીદેલી વસ્તુ પાછી પણ થઈ શકે છે, બદલી પણ શકાય છે.

તમારા પયગમ્બર (સલ.)નું ફરમાન છે કે, સફાઈ અડધું ઈમાન છે. સાફ-સફાઈમાં તમે તમારા બજારોની તુલના અમારા બજારો સાથે, તમારા રાજમાર્ગોની તુલના અમારા રાજમાર્ગો સાથે, તમારા સ્નાનગૃહોની અમારા સ્નાનગૃહો સાથે અને તમારા બગીચાઓની અમારા બગીચાઓ સાથે તુલના કરી જુઓ કે કોના ચોખ્ખાચણાક છે, અને કોના ગંદાગોબર !

તમારા પયગમ્બર (સલ.)એ ફરમાવ્યું હતું કે, તમારા વૃદ્ધો અને કમજોરોનો ખ્યાલ રાખશો. કારણ કે તેમના કારણે તમને રોઝી મળે છે. અમે અમારા વયોવૃદ્ધ નાગરિકો માટે મફત ઈલાજ, બસ-ટ્રેનમાં મફત મુસાફરી અને અત્યંત ઓછી કિંમતના ઘરો ઉપલબ્ધ કરાવ્યા છે. અમારા 'ઓલ્ડ હૉમ' ફાઈવ સ્ટાર હોટલની કક્ષાના છે, અને અસંખ્ય વોલંટિયર્સ રાત-દિન તેમની વિનામૂલ્યે સેવા કરી રહ્યા છે. જે વૃદ્ધો પોતાના ઘરોમાં એકલા રહે છે, વોલંટિયર્સ તેમના ઘરોમાં જઈ તેમનું કામ કરી આપે છે.

તમારી દુકાનો અને કારખાનાઓ પર કલિમો-દુરૂદ લખેલા હોય છે, અને અંદર જૂઠ, વાયદાભંગ, ભેળસેળ અને કરચોરીનો કારોબાર થાય છે. તમારા ઘરો પર **'હાઝા મિન ફઝલિ રબ્બી'** લખેલું હોય છે, અને અંદર નોકરો પર અત્યાચાર થાય છે. તમારી ગાડીઓમાં સૂરએ યાસીન લટકેલી હોય છે, અને તમે ટ્રાફિકના નિયમો તોડો છો, તમે ૧૨ રબીઉલ અવ્વલ મનાવવા માટે કરોડો રૂપિયા ખર્ચો છો, અને આખું વર્ષ પોતાના પયગમ્બરની તાલીમાતને વિસારે પાડી દો છો. અમારો દરેક દિવસ ૧૨ રબીઉલ અવ્વલ છે, અમે જે કાંઈ પણ છીએ, એટલા માટે છે કે, હઝ. મુહમ્મદ (સલ.)ની

શિક્ષાઓ પર અમલ કરી રહ્યા છીએ. જેઓ આ જગત માટે પણ રહમત છે, જેમાં આપણે રહીએ છીએ. અમને આશા છે કે, હઝરત મુહમ્મદ (સલ.)નો માલિક (અલ્લાહ) અમને ઈમાનથી પણ નવાજશે. તમે જોઈ લો, અમારામાંથી જે લોકો મુસલમાન બની રહ્યા છે, તેમની અંદર તે ખામીઓ નથી, જેમાં તમારા જેવા ખાનદાની મુસ્લિમો પૂરેપૂરા ડૂબેલા છો.

હું તે સાંજે બસમાં બેસીને કાર્દોબા ચાલ્યો ગયો. ખબર નહીં તે મુસલ-માન હતી કે નહીં. વધારે સંભાવના એ છે કે, તે મુસલમાન હતી અથવા થોડાક દિવસો પછી મુસલમાન થઈ ગઈ હશે. પરંતુ હું દરેક ૧૨મી રબી. અવ્વલે વિચારૂં છું કે, મુસલમાન કહેવડાવવાને લાયક છું કે નહીં ?

વયોવૃદ્ધ કટાર લેખક મુહમ્મદ ઈઝહારૂલ હક્ક સાહેબથી શ્વેતવર્ણ (ગોરારંગ) સન્નારીએ ઈસ્લામી શિક્ષણ સાથે મુસ્લિમોના વર્તન સબંધી જે વિચારો વ્યક્ત કર્યા છે, શું તે મુસ્લિમ સમાજનું સાચું ચિત્ર નથી ? શું અલ્લાહપાકના રસૂલ (સલ.)ના જીવનકવન સાથે આપણો સબંધ માત્ર દેખાડાનો નથી ? શું આપણે કેટલાક રિવાજો અપનાવી લઈ તેને 'મુહબ્બતે રસૂલ'નું શિર્ષક નથી આપી દીધું ? મવ. અબ્દુલમાજિદ દરયાબાદીના શબ્દોમાં : "જો આપણે આજે તે મોટા અમાનતદાર (હઝ. મુહંમદ સલ.)ના પદચિહ્નો પર ચાલ્યા હોતે તો આપણી અંદર અપ્રમાણિક્તા નહીં હોતે. જો આપણે પેલા રઉફ-રહીમ (દયાવાન-કરૂણાવાન)ના અનુયાયીઓ હોતે તો આપણાં દિલોમાં એકબીજા પ્રત્યે અવિશ્વાસ ન હોતે. જો આજે આપણે હિરા નામની ગુફામાં બેસનારના મુબારક પગની ધૂળને સુરમો બનાવ્યો હોતે તો આપણાં અંતરમનમાં કોઈ ગંદકી ન હોતે. જો આપણે આજે 'રહમતુલ લિલ આલમીન'ના પયગામ પર સાચા દિલથી વિશ્વાસ રાખતા હોતે, તો પોતાના જેવા જીવો (માનવીઓ) સાથે પારકાપણું અને મતભેદ નહીં હોતે. જો આજે સાચું બોલનારા અને સાચું વર્તન કરનારા પૈગમ્બરના માર્ગ પર આપણે ચાલતા હોતે, તો આપણાં સમાજમાં જૂઠનું સ્થાન ન હોતે. જો આજે આપણને આપના મુબારક નામ 'અહમદ'ની શરમ નડતી હોતે, તો અલ્લાહની હમ્દ (સ્તુતિ) કરવાથી આપણે આટલાં દૂર નહીં ભાગતે. જો

આપણને આપના સન્માનનીય નામ 'મુહમ્મદ' સાથે કોઈ વ્યવહારિક સબંધ હોતે, તો આપણી વર્તમાન પછાત અવસ્થાથી બહુ દૂર હોતે.

પેલી શ્વેતવર્ણ સન્નારીએ સાચે જ આપણને સીરતે રસૂલનો અરીસો દેખાડ્યો છે. હવે આપણી જવાબદારી છે કે, તે અરિસામાં જોઈને આપણે આપણી ઉપર ડાઘ-ધબ્બા દૂર કરવાની કોશિશ કરીએ.

## ઇસ્લામી તવહીદ (એકેશ્વરવાદ)ની વિશિષ્ટતા

કુર્આન શરીફ કહે છે : "(હે અમારા રબ) અમે તારી જ ઉપાસના (ઈબાદત) કરીએ છીએ, અને તારાથી જ મદદ માંગીએ છીએ.(૧:૪) સામાન્ય રીતે અરબી વાકયરચનામાં પહેલા ક્રિયાપદ પછી કર્તા અને ત્રીજા સ્થાને કર્મ આવે છે. પરંતુ કોઈ બાબત ઉપર ભાર આપવા માટે (કે અમુક બાબત અમુક વ્યકિત પુરતી સીમિત છે, એમ દર્શાવવા માટે) આખી વાકય-રચનાને ઉલટાવી નાંખવામાં આવે છે. તદ્નૂસાર કર્મને પ્રથમ ક્રમે મૂકવામાં આવે છે. ઉપર્યુકત આયતની મૂળ વાકયરચના આવી જ ભારદર્શક જોવા મળે છે. તેના કારણે ભાષાંતર કરતી વખતે તેને દર્શાવવા માટે 'જ' અવયયનો વધારો અનિવાર્ય બની જાય છે.

વાસ્તવમાં આ આયત વડે એક વિશ્વવ્યાપક બૂરાઈને નિર્મૂળ કરવાનો આશય છે. એમ તો જગતનો પ્રત્યેક ધર્મ (જો તે આસ્તિક ધર્મ હોય) એમ કહે છે કે **"ખુદા એક જ છે"** પણ ફરી ફેરવી તોડીને એમ પણ કહે છે કે "કણ કણમાં ખુદા સમાયેલો છે" અથવા "અમુક અમુક મહાન હસ્તીમાં ખુદા ઉતરી આવ્યો છે", "ખુદાએ તેમને પોતાના નૂર (પ્રકાશ)માંથી સર્જયા છે" વગેરે... અને ઈશ્વરના વિવિધ રૂપો કે અવતાર (મઝહર)નાં બહાના હેઠળ એક ખુદા અનેક ખુદામાં વહેંચાય જાય છે. અને પછી એક ખુદાની પૂજાના નામે અનેક ખુદાઓની પૂજાનો અત્યાચારપૂર્ણ વ્યવહાર શરૂ થાય છે. ઈસ્લામ તેને નકારી કાઢે છે. એકની પૂજા એટલે એકની પૂજા. કોઈ પણ બહાના હેઠળ બે પૂજ્ય નથી. એકથી મદદ-યાચના એટલે એકથી જ. કોઈ બહાના હેઠળ બે મદદગારો નથી એમ ઈસ્લામ સ્પષ્ટપણે દર્શાવે છે.

ઈસ્લામમાં જેમ પૂજાની બાબતમાં કોઈ "માધ્યમ" નથી તેમજ મદદ-યાચના માટે પણ કોઈ માધ્યમ નથી. ઈસ્લામી તૌહીદ એટલે એકેશ્વરવાદ અને એક સહાયકવાદ ! આ જ તેની વિશિષ્ટતા છે.

## ઉઠકે અબ બઝમે જહાંકા ઔર હી અંદાઝ હૈ

કપરા સંજોગોમાં અલ્લાહ તઆલા પર વિશ્વાસ ધરાવનારાઓને આ આયતથી ઘણી હિંમત મળે છે. જેમાં દર્શાવ્યું છે : "શક્ય છે કે તમે કોઈ વસ્તુ (સ્થિતિ)ને પસંદ નહીં કરો, પરંતુ એ તમારા માટે બહેતર હોય." કુર્આન શરીફમાં અન્ય એક જગ્યાએ દર્શાવ્યું છે કે, "નિઃશંક, દરેક તકલીફ, પરેશાની સાથે અનુકુળતા અને આસાની છે." અહીં એક શબ્દ-પ્રયોગ ધ્યાન ખેંચે એવો છે. એમ નહીં કહ્યું કે, મુશ્કેલી પછી આસાની છે, બલ્કે એમ કહ્યું કે, મુશ્કેલીની સાથોસાથ આસાની છે. એનાથી સ્પષ્ટ થાય છે કે, તકલીફના ગર્ભમાં જ અનુકુળતા અને રાહતની શક્યતાઓ હોય છે. એટલે વિકટ પરિસ્થિતિમાં જ તેનાથી બહાર નીકળવાના પ્રયત્નો આદરી દેવા જોઈએ. હાથ પર હાથ રાખી બેસીને સ્થિતિ સારી થઈ જવાનો ઈન્તેઝાર ન કરવો જોઈએ.

પરિસ્થિતિ ખરાબ છે, ભય દિવસે-દિવસે વધતો જાય છે. ભવિષ્ય અંધકારમય છે, પરંતુ માર્ગ નક્કી છે. આપણું માર્ગદર્શક કુર્આન શરીફ છે. તેણે સફળતા માટે બે ઉપચાર સૂચવ્યા છે. એક ધીરજ અને બીજું સંયમ (તકવા).

સબ્ર, ધીરજ બહુ વિશાળ અર્થ ધરાવે છે. સબ્રનો અર્થ થાય છે અડગ રહેવું, નેકીઓ પર અડગ રહેવું, બુરાઈ નહીં કરવા પર અડગ રહેવું. ઈસ્લામના દુશ્મનો તરફથી જે વિકટ સંજોગો ઉભા થાય તેને અડગતા-પૂર્વક સહન કરવાને પણ સબ્ર-ધીરજ કહેવામાં આવે છે.

મુસ્લિમોની ખામી એ છે કે, અલ્લાહપાકના આદેશોનું પાલન કરવામાં **ધીરજની જે આવશ્યકતા છે, એ તેમનામાં નથી. એમની જીવનરીતિ પશ્ચિમી ઢબની છે. તેઓ અલ્લાહ તઆલાના હુકમ અને ઈચ્છાનુસાર**

**જીવન નથી જીવતા, મનેચ્છા મુજબ જીવન જીવી રહ્યા છે. બીજી ખામી એ છે કે, તેઓ દુશ્મનોની દુશ્મનીને દોસ્તીમાં ફેરવવા માટે ધીરજપૂર્વક કોઈ યોજના બનાવી પણ નથી શકતા અને તેને ચલાવી પણ નથી શકતા.** આજે મુસ્લિમોને એવા લોકોની જરૂર છે, જે દુશ્મનની નફરતના જવાબમાં મુહબ્બત આપી શકે. બીજી બાજુ આપણાં શત્રુઓ પૂરી મહેનત અને કોશિશ સાથે પોતાના વિચારો ફેલાવી રહ્યા છે. આપણી પાસે માત્ર જોશીલા નારાઓ છે. નારાઓ વડે દુશ્મન પર જીત મેળવવી કોઈ પાગલના સપના જેવું છે.

ઉપરોક્ત બન્ને વાતો પર અમલ કરવાના લીધે જે મુસીબતો આવે તેનો હિંમતભેર મુકાબલો કરવો એ પણ સબ્ર-ધીરજ છે. આ નબીઓની સુન્નત છે. સામાન્ય મુશ્કેલીઓથી હિંમત હારી જવું એ મર્દાનગી નથી. સબ્રનું આ પાસું જો કે બહુ સરળ નથી, એ હિંમતવાળાઓનું કામ છે.

સબ્ર સાથે તકવા (ધર્મભીરૂતા) પણ અત્યંત જરૂરી છે. અલ્લાહપાકનો ખૌફ દરેક મુશ્કેલીનો ઈલાજ છે. હર દર્દની દવા છે. તકવા તથા સબ્રનું સંયોજન મુસ્લિમ સમાજના સર્વાંગી વિકાસના પાયાનો પથ્થર છે.

ઈસ્લામની દઅવત માટે સમજદારીભરી શૈલી અપનાવવામાં આવે. નબી (સલ.)ની કાર્યશૈલી મુજબ ઈસ્લામનો પ્રચાર-પ્રસાર કરવામાં આવે. આપ (સલ.)એ સામાન્યજનો સહિત વિરોધીઓના વિશેષજનો (મોટી વ્યક્તિઓ)ને પણ દઅવત આપી હતી. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ હઝરત ઉમર તથા અબૂજહલની હિદાયત માટે દુઆ કરી હતી. હઝરત ખાલિદ બિન વલીદ (રદી.) વિશે કહ્યું હતું કે, ‘‘જો ખાલિદ અમારી પાસે આવશે તો અમે તેઓને પહેલી હરોળમાં જ સ્થાન આપીશું.’’ એટલે સમાજમાં પ્રભાવી લોકોને દીનથી નજીક લાવવા એ દીનના પ્રસાર માટે મહત્વપૂર્ણ કારણ બને છે. સેવા દ્વારા પણ દીનની દઅવતનું કામ કરવું જોઈએ. સેવા કેવી અમીટ છાપ છોડી જાય છે તેનો અંદાજો એક ઘટનાથી લગાવી શકાય છે. વિખ્યાત સાહિત્યકાર પ્રોફેસર રશીદ અહમદ સિદ્દીકી

લખે છે કે, "મદ્રાસના રેલ્વે સ્ટેશન પર એક અજાણ્યો મુસલમાન ચિંતા-ગ્રસ્ત ચહેરે આમ-તેમ ફરી રહ્યો હતો કે રાત પસાર કરવા માટે કોઈ જગ્યા મળી જાય. સ્ટેશનના અધિકારીઓએ કોઈ દાદ ન આપી. એટલામાં એક હિંદુ યુવાન આવ્યો. પેલા મુસલમાનની કફોડી પરિસ્થિતિની એને જાણ થઈ તો તેણે તેને શાંતિથી એક જગ્યાએ બેસી જવાનું કહ્યું અને પોતે રેલ્વે અધિકારીઓ પાસે જઈ વિનંતી કરી અને જરૂર પડ્યે દલીલો કરી પેલા મુસલમાનને યથાસ્થાને પહોંચાડી દીધો. પેલા મુસ્લિમે એ હિંદુ ભાઈથી તેનો પરિચય માંગ્યો તો તેણે કહ્યું કે, હું બહુ ગરીબીમાં સબડતો હતો, કોઈ પૂછનાર ન હતું. આવી પરેશાન સ્થિતિમાં હું ડો.અબ્દુલહક્ક મદ્રાસીની સેવામાં હાજર થયો. તેમણે મને સાંત્વન આપ્યું, મારી રોજી-રોટીની વ્યવસ્થા કરી આપી. ત્યારથી મારી કાયાપલટ થઈ ગઈ. મેં ત્યારથી એક નિશ્ચય કર્યો કે, જ્યાં સુધી જીવીશ જે કોઈ મુસલમાનને તકલીફમાં જોઈશ, તો તેને દૂર કરવાની યથાશક્તિ કોશિશ કરીશ."

*(કુલ્લિયાતે રશીદ અહમદ સિદ્દીકી : ૩૦૮)*

કાળક્રમે મુસ્લિમોમાં જે વૈચારિક તથા વ્યવહારિક અધઃપતન થયું છે તેની સુધારણા તથા સંગઠનના હિસાબથી તેમને સુદૃઢ કરવા એ પણ મુસ્લિમ સમાજની એક મૂળભૂત સેવા છે. તેમજ વિવિધ સંગઠનો, સંસ્થાઓ એક સાથે રહી કામ કરે એ પણ આજના સમયની માંગ છે. ઈસ્લાહ (સુધારણા)ના પ્રયત્નો મસ્જિદ, મદ્રસા અને ખાનકાહો સુધી સીમિત રહે છે. આ પ્રયાસોનું વિસ્તરણ કરી એવા મુસ્લિમો સુધી પણ પહોંચાડવું જોઈએ, જેઓનો કોઈ સબંધ મસ્જિદ, મદ્રસા તથા ખાનકાહ સાથે નથી, તો એ વધારે લાભકારી નીવડશે. આંશિક ખામીઓના બદલે મોટી મોટી રૂહાની બીમારીના ઉપચાર તરફ ધ્યાન આપવું જોઈએ. જે અનેક બીમારીઓનું કારણરૂપ છે. દા.ત. મૌતનો ડર, દુનિયાની મુહબ્બત અને યુરોપિય સંસ્કૃતિથી લગાવ વગેરે.

ઈમામ માલિક (રહ.)એ ફરમાવ્યું હતું કે, પાછલા કાળના મુસ્લિમ સમાજની સુધારણા તે જ નિયમો વડે થશે, જે નિયમો વડે તેના પ્રથમ કાળના મુસ્લિમ સમાજની સુધારણા થઈ હતી. સહાબાએ કિરામ (આપ

સલ.ના માનવંત સાથીઓ)ના જીવનમાં જે સદ્ગુણો હતા અને જેના આધારે તેઓએ લગાતાર સફળતાઓ મેળવી, જો એ સદ્ગુણો આપણી અંદર પણ વિકસે તો આપણે બન્ને લોક (જહાં)માં સફળતા પ્રાપ્ત કરીશું.

સહાબાએ કિરામનું જીવવું-મરવું અલ્લાહપાક માટે હતું. તેમની નમાઝ તથા હજ્જ અલ્લાહપાક માટે હતી. તેઓ નૈતિક મૂલ્યો સાથે જીવન જીવતા હતા. ઈસ્લામનો પ્રચાર તથા લોકસેવા એ તેમના જીવનનો મુખ્ય હેતુ હતો. કંચન અને કિર્તીનો મોહ તેમને ન હતો. અહંકાર તેમણે કચડી નાંખ્યો હતો. તેઓ અલ્લાહપાકના રસૂલ (સલ.)ની સંપૂર્ણપણે ફરમાં-બરદારી કરતા હતા. તેઓ સાંભળતા હતા અમલ કરવા માટે અને અમલ કરતા હતા અલ્લાહપાકની ખૂશી મેળવવા ખાતર. સહાબાએ કિરામને અલ્લાહપાકના રસૂલ (સલ.)ના નેતૃત્વ પર સંપૂર્ણ વિશ્વાસ હતો. આ એવો ગુણ છે, જે કોઈ પણ સંગઠન માટે કરોડરજ્જુની હેસિયત ધરાવે છે. એટલું જ નહીં, સહાબાએ કિરામ (રદી.)એ આપ (સલ.)ની વફાત પછી આપના માનવંત ખલીફાઓ (અનુગામીઓ) ઉપર પણ પૂરેપૂરો વિશ્વાસ કર્યો. હઝરત ઉમર (રદી.)એ હઝરત ખાલિદ બિન વલીદ (રહ.)ને સરસેનાપતિના હોદ્દાથી યુદ્ધ દરમિયાન જ હટાવ્યા, તો તેમણે ખૂશી ખૂશી તેમનો આદેશ માથે ચઢાવ્યો. અને કહ્યું કે, "હું તો ઉમર માટે યુદ્ધ નથી કરી રહ્યો, હું તો ઉમરના પાલનહારને રાજી કરવા ખાતર ધર્મયુદ્ધ લડી રહ્યો છું." અને હઝ. ઉમરે પણ આપને એટલા જ માટે હટાવ્યા હતા કે, લોકોનો ભરોસો અલ્લાહપાકથી હટીને હઝરત ખાલિદ ઉપર થવા માંડ્યો હતો કે જીત એમના લઈ પ્રાપ્ત થાય છે. જરૂર છે આ વિશ્વાસ ફરી પેદા કરવાની.

મુશ્કિલેં ઉમ્મતે મરહૂમકી આસાન કર દે
મોરે બેમાયા (ગરીબકીડી)કો હમદોશે સુલેમાન કર દે
જિન્સે નાયાબ મુહબ્બતકો ફિર અરઝાં કર દે
હિન્દકે દયરનશીનો (ગેરમુસ્લિમો)કો મુસલમાં કર દે



# પશ્ચિમમાં ઈસ્લામ સ્વીકારનો ઝોક

યુરોપમાં જેટલી ઝડપથી ઈસ્લામ પ્રસરી રહયો છે, યુરોપના ઓરિએન્ટલિસ્ટો (પૂર્વિય વિષયોના જાણકાર), બૌધ્ધીકો, નીતિ ઘડનારાઓ, ચિંતકો, પત્રકારો અને સાહિત્યકારો આ નવી દિશા, નવી ક્રાંતિના લીધે આત્ર્યર્યચકિત થઈ ગયા છે...

ન્યૂયોર્કથી પ્રગટ થતા લોકપ્રિય માસિક ''ટાઈમ''એ આ સંદર્ભે એક રિપોર્ટ છાપી છે. જેના એક એક શબ્દથી ઈસ્લામની સત્યતા સ્પષ્ટ થઈ રહી છે. રિપોર્ટ મુજબ યુરોપમાં નવી મસ્જિદોની સંખ્યામાં વધારો નોંધાય રહયો છે. વાતાવરણમાં પાંચેય વખત અઝાનની અવાજ ગૂંજે છે. રોમમાં ત્રણ કરોડ ડોલરના ખર્ચે જે મસ્જિદ બંધાઈ, તેના માટે જમીન સરકારે ભેટ તરીકે આપી છે. ફ્રાંસમાં એક હજાર મસ્જિદો છે. જ્યારે ૧૯૭૦માં તેની સંખ્યા માત્ર એક ડઝન જેટલી હતી. બ્રિટનમાં લગભગ ૧૦૦ જેટલી પબ્લીક સ્કૂલોમાં બાળકોના અભ્યાસક્રમમાં ''ઈસ્લામ''નો વિષય શામેલ છે. પશ્ચિમ જર્મનીમાં જે પબ્લીક સ્કૂલો છે, તેના વિદ્યાર્થીઓમાં એક તૃતિયાંશ સંખ્યા મુસ્લિમોની છે. ''ટાઈમ'' મુજબ ત્રણ શતક પહેલાં મુસ્લિમો યુરોપમાં અજાણ્યા હતા. તેમને શંકાની નજરે જોવામાં આવતા હતા, પરંતુ મુસ્લિમો પોતાની હેસિયત મનાવવામાં કામિયાબ થઈ ગયા. અને પોતાના મત દ્વારા લોર્ડ નઝીર અહમદને બ્રિટનના સંસદસભ્ય તરીકે ચૂંટી કાઢયા. આલિમો તથા તબ્લીગી જમાઅતો યુરોપ આવે છે. મુસ્લિમો તેમના પ્રોગ્રામોમાં ઘણા ઉત્સાહથી ભાગ લે છે. કુર્આનનું ભાષાંતર તથા ઈસ્લામી સાહિત્યના વેચાણમાં દેખીતો વધારો નોંધાય રહયો છે. જે પશ્ચિમી બુધ્ધિજીવીઓ અને સામાન્યજનોના દિલો પર ઊંડો પ્રભાવ પાડી રહયો છે.

યુરોપમાં ઈસ્લામના ફેલાવામાં જે વધારો નોંધાયો છે, તેમાં તબ્લીગી જમાઅત તથા વિશ્વભરના સક્ષમ ઉલમાએ કિરામના યુરોપ પ્રવાસે ચાવીરૂપ ભૂમિકા ભજવી છે. નિઃશંક તેમાં સ્થાનિક આલિમો તથા તબ્લીગના મકામી સાથીઓના પ્રયત્નો પણ પ્રસંશાપાત્ર છે. આ સંદર્ભમાં યુરોપના બે વિદ્વાનોના વિચારો તથા તેમણે મુસ્લિમો વિશે એકત્ર કરેલા આંકડાઓ અહીં રજૂ કરી રહયા છીએ.

બ્રિટન સ્થિત એક શૈક્ષણિક ટ્રસ્ટ ઈસ્લામિક ફાઉન્ડેશનના ડાયરેકટર જનરલ ખુરશીદ અહમદ કહે છે કે, ઈસ્લામિક ફાઉન્ડેશનના સર્વેક્ષણ મુજબ યુરોપમાં અઢી કરોડ મુસ્લિમો છે. તે પૈકી એક કરોડ ૧૫ લાખ રશિયામાં, ૭૫ લાખ પશ્ચિમ યુરોપના બાકી બચેલા દેશોમાં અને લગભગ ૭૦ લાખ પશ્ચિમ યુરોપમાં વસવાટ કરે છે. આમ, ઈસ્લામ યુરોપનો બીજા નંબરનો સૌથી મોટો ધર્મ છે. યુરોપના મુસ્લિમ લઘુમતી બોર્ડના ડાયરેકટર મહમૂદ સિદ્દીકી સઅદીએ ઘટસ્ફોટ કર્યો છે કે સંયુક્ત રાષ્ટ્રસંઘે યુરોપના મુસ્લિમોની સંખ્યા વિશે જે રિપોર્ટ છાપી છે, તેમાં મુસ્લિમોને ૨૧ મિલિયન દર્શાવવામાં આવ્યા છે. જ્યારે હકીકતમાં તેમની સંખ્યા ૪૨ મિલિયનથી પણ વધારે છે. જે યુરોપના વિવિધ દેશોમાં ફેલાયેલા છે.

યુરોપના વિવિધ દેશોમાં વસેલા મુસ્લિમોના આંકડાઓ જોઈએ :

બ્રિટનમાં દિવસે દિવસે મુસ્લિમોની સંખ્યામાં વધારો થઈ રહ્યો છે. આંકડાઓ મુજબ બ્રિટનમાં મુસ્લિમોની વસ્તી ૨૦ લાખ છે. ૬૦૦ મસ્જિદો અને ૧૪૦૦ ઈસ્લામી સંસ્થાઓ ત્યાં કાર્યરત છે. મસ્જિદોના બાંધકામમાં પણ ઝડપી વધારો દેખાય રહયો છે. તેનો અંદાજો માત્ર એ વાતથી લગાવી શકો છો કે ૧૯૬૩માં બ્રિટન ખાતે માત્ર ત્રણ મસ્જિદો હતી. અને તે મસ્જિદોમાં માત્ર ફજર, મગરિબ તથા ઈશાંની નમાઝો થતી હતી. જુમ્આની નમાઝ માટે બ્રિટનમાં કોઈ ખાસ પરંપરા ન હતી. તેના માત્ર ૩૦ વર્ષ પછી આજે બ્રિટનમાં ૫૭૫ મસ્જિદો બંધાય ચૂકી છે. અને ઉક્ત મસ્જિદોમાં હવે પાંચેય નમાઝો સહિત જુમ્આની નમાઝ પણ પાબંદીથી થાય છે.

ફ્રાંસ યુરોપનો એ દેશ છે, જેમાં સૌથી વધારે મુસ્લિમો વસે છે. ફ્રાંસમાં મુસ્લિમોની વસ્તી ૬૦ લાખ છે. ૧૩૦૦ મસ્જિદો તથા ઈસ્લામિક સેન્ટરો છે. ૬૦૦ ઈસ્લામી સંસ્થા કાર્યરત છે. રાષ્ટ્રીય સ્તરથી જુઓ તો મુસ્લિમોની પોતાની રેડિયો ચેનલ છે. મુસ્લિમોએ પોતાની પહેલી સ્કૂલ ફ્રાંસ હસ્તકના ટાપુ રિયુનિયનમાં ખોલી. પહેલી કોલેજનું ઉદ્‌ઘાટન વેલેરીઝમાં કર્યું. હવે અલ્હમ્દુલિલ્લાહ ! કેટલીય શૈક્ષણિક સંસ્થાઓ કાર્યરત્‌ છે. સરકારના સત્તાવાર આંકડાઓ મુજબ જે મૂળ ફ્રેંચ નાગરિકોએ ઈસ્લામ સ્વીકાર્યો છે, તેમની સંખ્યા ૩૦ હજાર છે. જો કે ઓકસફોર્ડ યુનિવર્સિટીના વિખ્યાત વિદ્વાન અબ્દુલકરીમ મુરાદે ઘટસ્ફોટ કર્યો કે એક લાખ ફ્રેંચ નાગરિક ઈસ્લામ અંગીકાર કરી ચૂકયા છે. આમ, નવમુસ્લિમોના સંદર્ભે ફ્રાંસ યુરોપમાં પહેલા નંબર પર આવે છે. સરકારનું માનવું છે કે આવનારા પંદર વર્ષોમાં ફ્રાંસમાં મુસ્લિમોની સંખ્યા ૬૦ થી ૮૦ લાખ સુધી થઈ જશે.

ઈટાલીથી પ્રગટ થતા ''ધી જર્નલ''માં ઘટસ્ફોટ કરવામાં આવ્યો છે કે, બસો (૨૦૦) વર્ષ પછી યુરોપિયન સમાજ સંપૂર્ણપણે ઈસ્લામને ધર્મ તરીકે સ્વીકારી લેશે.

ઈટાલી તથા જર્મનીમાં પણ મુસ્લિમોની સ્થિતિ સંતોષકારક છે. ઈટાલીમાં મુસ્લિમોની સંખ્યા ૧૦ લાખ છે. ૪૫૦ મસ્જિદો તથા ઈસ્લામી કેન્દ્રો છે. ૧૦ લાખ પૈકી ૮૦ હજાર લોકો પાછલા કેટલાક વર્ષો દરમ્યાન મુસલમાન બન્યા છે.

જર્મનીમાં ૪૦ લાખ મુસ્લિમો વસે છે. ૧૪૦૦ મસ્જિદો તથા ઈસ્લામિક સેન્ટરો છે. વસ્તીમાં મુસ્લિમોનું પ્રમાણ ૩૭ ટકા છે.

કેનેડામાં પણ ઈસ્લામ સ્વીકાર કરવાનો દર ૧૯૯૧ પછી સતત વધતો રહયો છે. ૯/૧૧ પછી સ્વીટઝરલેન્ડમાં ૬૦૦૦ ખ્રિસ્તીઓ મુસલમાન થયા.

વિશેષજ્ઞોનું માનવું છે કે ઈ.સ. ૨૦૨૦ સુધી યુરોપની કુલ વસ્તીમાં મુસ્લિમોની સંખ્યા ૧૦% થઈ જશે.

અમેરીકાની એક સ્વતંત્ર સંશોધન કરતી સંસ્થાના કહયા મુજબ ૨૦૨૫

સુધી વિશ્વપટ પર વસતા માનવબંધુઓમાં એક તૃતિયાંશ મુસ્લિમો હશે.

સાંડયાગો યુનિવર્સિટીના એક સંશોધક જોન વેકસ મુજબ ૨૦૨૦ સુધી વિશ્વમાં દરેક ચાર માણસમાં એક મુસલમાન હશે.

વિખ્યાત પાદરી માજોલીનીના કહયા મુજબ ભવિષ્ય ઈસ્લામનું છે.

ટાઈમના જણાવ્યા મુજબ ૨૦૨૫ સુધી મુસ્લિમો પુરા વિશ્વમાં ૩૫.૫ ટકા થઈ જશે.

હિંદુઓ ઈ.સ. ૨૦૦૦માં ૧૩.૪ ટકા હતા. ૨૦૨૫માં ૧૩.૧ ટકા થઈ જશે. બૌધ્ધો ૫.૯ હતા, ૨૦૨૫માં ૫.૭ થઈ જશે. યહૂદીઓ ૩.૭ હતા, તેઓ ૨૦૨૫માં ૨.૫ પ્રતિશત થઈ જશે.

આ રિપોર્ટ મળ્યા પછી ખ્રિસ્તી પાદરીઓ તથા યહૂદી રબ્બીઓએ મુસ્લિમોની વધતી વસ્તીને રોકવા યોજનાઓ બનાવી. તેના માટે સર્વપ્રથમ ૯/૧૧નું તૂત ઉભુ કરવામાં આવ્યું. તેની આડ લઈ અફઘાનિસ્તાન પર હુમલો કરી ત્યાંની મુસ્લિમ સરકારને તોડી પાડવામાં આવી. રજીસ્ટ્રેશનના નામે મુસ્લિમોને દેશમાંથી કાઢવામાં આવ્યા. ઈમિગ્રેશનના કાયદાઓ કડક કરી મુસ્લિમોને એરપોર્ટથી ડીપોર્ટ કરવામાં આવ્યા. કાયદેસર રીતે રહેતા મુસ્લિમો પર દબાણ નાંખી ભયભીત કરવામાં આવ્યા. તેમના ટેલિફોન્સ ટેપ કરવામાં આવી રહયા છે, જેથી તેઓ ઈસ્લામના પુનરૂત્થાન (તરક્કી)માં કોઈ સક્રીય ભાગ નહીં ભજવી શકે.

બીજું એ કે, નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું અપમાન કેમ કરવામાં આવ્યું ? કુર્આન મજીદને આતંકવાદની પ્રેરણા આપતો ધર્મ ગ્રંથ કેમ ઠરાવવામાં આવ્યો ? અને 'ફિત્ના' નામી ફિલ્મ બનાવી કુર્આન શરીફનો વિરોધ કેમ કરવામાં આવ્યો ? જો ઊંડાણપૂર્વક વિચાર-વામાં આવે તો આ બધુ ઈસ્લામને નુકસાન પહોંચાડવા માટે કરવામાં આવી રહયું છે.

ત્રીજું એ કે, મુસ્લિમોને જાતિ નિકંદન દ્વારા કેમ કમજોર કરવામાં આવી રહ્યા છે. પહેલાં ઈરાક, પછી અફઘાનિસ્તાન અને હવે દરરોજ પેલેસ્ટાઈનમાં કેમ લાશો પાડવામાં આવી રહી છે ?

આ બધી યોજનાઓ એટલા માટે પાર પાડવામાં આવી રહી છે કે, મુસ્લિમોને, કુર્આને પાકને તથા પયગમ્બર (સલ.)ને નઊઝુબિલ્લાહ આતંકવાદી સાબિત કરવામાં આવે. જેથી લોકોને કુર્આન તથા સીરતના અભ્યાસથી રોકવામાં આવે. વિવિધ દેશોમાં તબ્લીગી પ્રવૃત્તિ પર પાબંદી તથા વીઝા નહીં આપવાની નીતિ પણ આ જ યોજનાનો એક ભાગ છે.

ઈંગ્લેન્ડના વિખ્યાત વિચારક જ્યોર્જ બર્નાડ શોએ કહયું હતું કે, ''આવનારી સદીમાં દુનિયાના બધા ધર્મો નાશ પામશે, સિવાય ઈસ્લામ. કારણ કે ઈસ્લામ ધર્મ જ એક એવો ધર્મ છે, જે સમયની બધી જરૂરિયાત પૂરી કરે છે.''

## પશ્ચિમમાં વધતી જતી મુસ્લિમ વસ્તી

પશ્ચિમ આપણને ''નાનો પરિવાર, સુખી પરિવાર''નો પાઠ ભણાવી રહયું છે. આપણાં મુસ્લિમ શાસકો કંઈ પણ સમજ્યા વગર દિલોજાનથી આ ઉપચાર કરી રહયા છે, પરંતુ આ ઉપચાર પછી પશ્ચિમે કેવા માઠા ફળો ભોગવવાના આવ્યા છે, તેનાથી તેઓ અજાણ છે. તેમના વિચારવંતો આ બાબતે પરેશાન છે. વધારામાં પુરૂં આ સમસ્યામાં મુસ્લિમ પરિબળ પણ ઉમેરાયું છે. ખબર નહીં શા માટે અમેરીકાએ ૯/૧૧ રૂપી પોતે જ પોતાના ગાલ પર તમાચો ચોપડી દીધો અને હવે પોતે પોતાની રાતની ઉંઘ હરામ કરી નાંખી છે. પાયાવિહિન અફવાઓના કારણે પણ શહેરોના શહેરો સૂમસામ થઈ શકે છે. માલ્થસે કહયું અને પશ્ચિમે સાચું માની લીધું. એની પાછળ પણ યહૂદી ષડયંત્ર હતુ. જેના લીધે ખ્રિસ્તી જગત પરેશાન થઈ ગયું.

તાતારીઓએ ઈસ્લામ ધર્મ અંગીકાર કરી ''કઅબાને બુતખાનામાંથી રક્ષકો મળી આવ્યા''વાળી ઉક્તિ સાચી ઠેરવી તેવી જ રીતે આજે પણ બની રહયું છે. અહીં માત્ર જન્મદરની ગણત્રી કરવાની વાત નથી, બલ્કે જે ઝડપથી ઈસ્લામ પ્રસરી રહયો છે તેની વાત છે. જો મુસ્લિમો દઅવતી તકાદાઓને સારી રીતે અદા કરે તો પશ્ચિમના વિચારકો જે ઘટનાને હજુ

દૂર સમજી રહયા છે તે નજીકના ભવિષ્યમાં બની શકે છે. જો બિનમુસ્લિમો મુસલમાન બની જતા હોય તો અમને બીજુ શું જોઈએ ? નવા પરિપ્રેક્ષ્યમાં સમગ્ર પશ્ચિમ 'દારુદ્દઅવહ' પ્રચાર કરવા લાયક સ્થળ છે. આપણે થોડાય દેશોમાં ઈસ્લામી સમાજ પ્રસ્થાપિત કરી લઈશું તો પ્રચાર માધ્યમોના કારણે તેના સમાચાર પરેશાનહાલ સમાજમાં જંગલની આગની જેમ ફેલાય જશે અને ઘણાં બધા લોકો પોતાના પ્રાકૃતિક ધર્મ તરફ પાછા ફરશે.

ઈસાઈ દેશોમાં વસ્તી આજે એટલી ઘટી ગઈ છે કે ત્યાં ખતરાની ઘંટી વાગી ચૂકી છે. ત્યાંના શાસકો તથા વિચારકોને આવનારા વર્ષોમાં ચિત્ર-વિચિત્ર પ્રકારના ખતરાઓ મંડરાતા દેખાય છે. આ સંદર્ભે કેટલીક ચોંકાવનારી હકીકતો અત્રે રજૂ કરી રહયા છીએ :

બ્રિટનના વિશેષજ્ઞો બ્રિટનના ખતરનાક હદે ઓછા જન્મ દરથી બહુ ચિંતિત છે. કારણ કે ત્યાં રાજ્ય વ્યવસ્થા ચલાવવા માટે યોગ્ય લોકોની જબરી અછત વર્તાય છે. *(વર્તમાનપત્ર 'ઈસ્લામ', ૨૫ /૧/૨૦૦૬)*

આવનારા ત્રણ દશકાઓમાં (યાને ૨૦૩૦ સુધી) જાપાન, યુરોપ અને અમેરિકામાં બાળકોના કાકા, મામા અને ફુવા નહીં હશે. કારણ કે ત્યાં બાળકો ઓછા હોવાના લીધે ભાઈ-બહેનો જેવા કોઈ સબંધીઓ જ નહીં હશે. *(મઆરિફ ફીચર સર્વિસ, ૧૬ મે ૨૦૦૧)*

૨૦૪૦ સુધી બ્રિટનમાં ખ્રિસ્તી વસ્તી ૭૨ ટકાથી ઘટી જઈ માત્ર ૩૨ ટકા રહી જશે. *(નવાએ વક્ત, ૬/૯/૦૫)*

જાપાનનો સમાજ એક એવો સમાજ છે, જે બાળકોથી ખાલી છે. કારણ કે ત્યાં જન્મ દર ઝડપથી ઓછું થઈ ગયું છે. જાપાની મહિલા મંડળોનું કહેવું છે કે, સમાજનો સામાન્ય અભિગમ બાળકો પેદા કરવાની તરફ નથી. *(નવાએ વક્ત, ૫ ડિસેમ્બર ૨૦૦૬)*

જાપાનમાં બાળકોનો જન્મ દર હાલની વસ્તી ૧,૨૯ હિસાબથી યથાવત્ રહયો તો ૩૩૦૦ ઈ.સ. સુધી સમગ્ર જાપાની કૌમ નામશેષ થઈ જશે. *(મઆરિફ ફીચર સર્વિસ, ૧૬ ફેબ્રુ.૨૦૦૬, ટાઈમ મેગેઝિન, ૧૬ જાન્યુ.૨૦૦૬ના હવાલાથી)*

રશિયામાં જન્મ દર આજે ૧,૦૩ છે, જ્યારે ૮૦ના દશકમાં આ દર ૨,૩ હતું. *(ન્યુઝ વીક, ૪ નવે. ૨૦૦૬)*

ફ્રાંસમાં હાલ જે જન્મદર છે તે અપુરતો જન્મદર છે. જો વસ્તીમાં વધારો કરવો હોય તો હજુ દોઢ ગણો જન્મદર વધારવો પડે. *(મઆરિફ ફીચર સર્વિસ, ૧૬ ઓક્ટોબર ૨૦૦૫, ટાઈમ મેગેઝિન, ૩ ઓક્ટો. ૨૦૦૫ના હવાલાથી)*

ઓસ્ટ્રેલિયામાં પણ નાની ઉંમરે ગર્ભ ધારણ કરવા માટે પ્રોત્સાહન આપવામાં આવી રહયું છે. અને બાળક અવતરવા બદલ બોનસ આપવાની જાહેરાત કરવામાં આવી છે. પહેલાં તેમને ૨૧૦૦ અમેરિકી ડોલર બાળ ક દીઠ આપવામાં આવતા, જેને વધારીને ૩૫૦૦ અમેરિકી ડોલર કરી દેવામાં આવશે. *(નવાએ વક્ત, ૩૦ જુન ૨૦૦૬)*

વિશ્વમાં ૨૦૫૦ સુધી દર ત્રણ પૈકી એક માણસ વૃદ્ધ હશે. ૨૦૫૦ સુધી જાપાન, ઓસ્ટ્રેલિયા, ન્યુઝીલેન્ડ, યુરોપ અને દક્ષિણ અમેરિકામાં વર્ષે દશ (૧૦) લાખ માણસોની અછત સર્જાશે. જ્યારે તે વર્ષ સુધી જાપાનની ૮૦% વસ્તી વૃધ્ધોની હશે.

*(દૈનિક અવામ, ૮–૩–૫ થી સંયુકત રાષ્ટ્ર સંઘના રિપોર્ટના હવાલાથી)*

ચીનમાં એક બાળકની જાતિના કારણે સ્ત્રી ભૃણ હત્યા થઈ રહી છે. એવો અંદાજો છે કે, ૨૦૨૦ સુધી ૩૦ કરોડ ચીની યુવાનો પોતાની પત્ની શોધી નહીં શકે. *(જસારત, ૩૦ મે ૨૦૦૭)*

વિખ્યાત મહિલા પત્રકાર ઓરિયાના ફલાસીએ પોતાનું વિશ્લેષણ રજૂ કરતા કહયું છે કે, આવનારા ૨૦ વર્ષોમાં અડધા ડઝન યુરોપીયન શહેરો ૩૦ થી ૪૦ ટકા મુસ્લિમ બની જશે. અને ત્યાં ઈસ્લામની કોલોની બની જશે. તેનું કારણ ત્યાં મુસ્લિમોની વધતી જતી વસ્તી છે.

આજે યુરાપિય યુનિયનના મહત્વપૂર્ણ સભ્ય ફ્રાંસમાં મુસ્લિમ લોકોની વસ્તી ૫૦ લાખ (અર્થાત્ યુરોપમાં સૌથી મોટી મુસ્લિમ વસ્તી) છે. અને જર્મનીમાં ૩૫ લાખ છે. આવનાર થોડાક દશકાઓ પછી યુરોપના કેટલાય મોટા મોટા શહેરો મુસ્લિમ બહુલ શહેરો બની જાય એવી શક્યતા છે.

*(નવાએ વકત, ૧૯ જુન ૨૦૦૫)*

યુરોપમાં ઈસ્લામના પ્રસારની ગતિ જો આવી જ રહેશે તો આવનારા ૨૫ વર્ષોમાં મુસ્લિમોની સંખ્યા ૬ કરોડને આંબી જશે. (અહીં સ્પષ્ટતા કરી લઈએ કે બહુધા યુરોપીયન દેશોની વસ્તી મુશ્કેલીથી ૫ થી ૬ કરોડ સુધી છે.) યુરોપીય યુનિયનમાં તુર્કીના સમાવેશના વિરોધ પાછળ એક મહત્વપૂર્ણ કારણ તેની મુસ્લિમ વસ્તી પણ છે. તેના કારણે યુરોપીય યુનિયનની મુસ્લિમ વસ્તી ખ્રિસ્તી વસ્તીથી વધી જશે. *(જંગ, ૧૬/૨/૦૭)*

બ્રિટનની નીતિ ઘડતી સંસ્થા ''ક્રિશ્ચિયન રિસર્ચ'' મુજબ ૨૦૨૨ સુધીમાં બ્રિટનના ચાર હજાર ચર્ચ બંધ થઈ જશે. *(નવાએ વક્ત, ૧૫/૩/૦૭)*

વિખ્યાત ઓરિએન્ટ લિસ્ટ બર્નાર્ડ લેવિસએ ભવિષ્યવાણી ઉચ્ચારી છે કે, એકવીસમી સદી ખત્મ થતાં સમગ્ર યુરોપ મુસ્લિમ બહુલ વિસ્તાર બની જશે. *(નવાએ વક્ત, ૧૯/૬/૦૫)*

મુસ્લિમો માટે આતંકવાદ તથા કટ્ટરવાદનો જે વૈશ્વિક અપપ્રચાર થઈ રહયો છે, તે અનિષ્ટ (બુરાઈ)માંથી આ ઈષ્ટ (સારૂ) અવતર્યુ છે. પશ્ચિમમાં ઈસ્લામને સમજવાનો અને ત્યારપછી સ્વીકારી લેવાનો ઝોક વધ્યો છે. હમણાં જાપાન સહિત અમેરિકા અને યુરોપમાં સ્થાનિક ખ્રિસ્તી વસ્તીના ઈસ્લામ અંગીકાર કરવાની ઘટનાઓ ઝડપથી બની રહી છે. જેમાં તેમના આગળ પડતા લોકો પણ શામેલ છે.

ફ્રાંસ અને બ્રિટનમાં પાછલા ૧૦ વર્ષો દરમિયાન એક લાખથી વધારે સ્થાનિક લોકોએ ઈસ્લામ કબૂલ કર્યો છે.

*(જંગ, ૧૬/૨/૦૭, એક ફ્રેન્ચ પત્રના હવાલાથી)*

અમેરિકી ખ્રિસ્તીઓમાં કુર્આન શરીફના અભ્યાસ પ્રત્યે ઝોક વધી રહયો છે. *(નવાએ વક્ત, ૪/૬/૦૫)*

અમેરિકામાં હાલ મુસ્લિમોની સંખ્યા એક કરોડ છે, જ્યારે દર વર્ષે ૬ ટકાના હિસાબથી ૨૦ હજાર લેટિન અમેરિકન્સ ઈસ્લામ સ્વીકારી રહયા છે. *(નવાએ વક્ત, ૭/૨/૦૫)* સ્પષ્ટતા કરી લઉં કે, ઉત્તર અમેરિકામાં લેટિન અમેરિકન્સ પણ સારી એવી સંખ્યામાં વસે છે.

ફ્રાંસમાં મસ્જિદોની સંખ્યા ચાર હજાર (૪૦૦૦) સુધી પહોંચી ગઈ છે. ઈસ્લામ આર્કયુઝ સેન્ટ્રલ ઈન્સ્ટીટયુટે અંદાજો લગાવ્યો કે, ૨૦૪૬ સુધી મુસ્લિમો જર્મનીની બહુમતિ બની જશે. ગ્લાસ્ગો યુનિવર્સિટી (બ્રિટન)માં ધર્મ અભ્યાસના પ્રોફેસર નિકોલ બોર્ગનું કહેવું છે કે, તેઓ એકલા ગ્લાસ્ગો વિસ્તારમાં ૨૦૦ એવા સભ્યોને જાણે છે, જેમણે ખ્રિસ્તી ધર્મ છોડી દઈ ઈસ્લામ સ્વીકારી લીધો છે. *(નવાએ વક્ત, ૫/૩/૨૦૦૭)*

ઓસ્ટ્રેલિયાની એક નવમુસ્લિમ સન્નારી આયશાએ એક પ્રશ્નના ઉત્તરમાં જણાવ્યું કે, અહીં દર સપ્તાહે આપને દેશભરમાંથી નવા નવા લોકોના મુસલમાન બનવાના સમાચાર સંભળાય છે. તેમણે કહયું કે, ''ઓસ્ટ્રેલિયાના નવમુસ્લિમોમાં ૮૦ ટકા સ્ત્રીઓ હોય છે.''

*(પોલ લમ્યાથોકસ, સન્ડે મેગેઝીન, ૨૯૪/૦૭)*

મુસ્લિમોની વધતી જતી વસ્તીના કારણે ખ્રિસ્તી સંસ્કૃતિ પર મુસ્લિમોની સંસ્કૃતિ પ્રભાવ પાડી રહી છે. યુરોપ અમેરિકાના દરેક મોટા મોટા શહેરોમાં મસ્જિદોની સંખ્યામાં ઝડપથી વધારો નોંધાય રહયો છે. જ્યાં ત્યાં મિનારાઓ દેખા દે છે. રસ્તાઓ પર સ્કાર્ફ પહેરેલી સ્ત્રીઓ અને દાઢી–ટોપીધારી પુરૂષો વધારે નજર આવવા માંડયા છે. દુકાનો પર અરબી કે અન્ય પૂર્વિય ભાષાના બોર્ડ પહેલાંથી વધારે લટકતા જોવા મળે છે. ઉર્દૂ તથા અરબી અખબારો કે પત્રોના ફેલાવામાં ખાસ્સો વધારો થયો છે.

મુસ્લિમ વસ્તીના વધતા જતા દબાણના કારણે સ્થાનિક તથા રાજ્ય સ્તરના રાજકારણમાં પણ મુસ્લિમોની શામેલગીરી વધી છે. ઉપલા ગૃહ તથા નીચલા ગૃહમાં પણ મુસ્લિમો સીટ પ્રાપ્ત કરી રહયા છે. હાલમાં જ અમેરિકી કોંગ્રેસની એક નવમુસ્લિમ સભ્યે કુર્આને પાક પર હાથ રાખી સોગંદ લીધા હતા. નવાએ વક્ત પેપરના ૨૧ મે ૨૦૦૭ના એક સમાચાર મુજબ ફ્રાન્સમાં પહેલી વખત એક મુસ્લિમ મહિલા પ્રધાન સરકારમાં શામેલ થઈ છે. તે મહિલાનો સબંધ ઉત્તર આફ્રિકા સાથે છે. એટલે જેમે જેમ આ દેશોમાં મુસ્લિમોની સંખ્યા વધતી જશે તેમ તેમ સેનેટ તથા કોંગ્રેસમાં તેમના પ્રતિનિધિત્વનું પ્રમાણ વધતું જશે.

મુસ્લિમ વસ્તીમાં વધારાના કારણે ઈસ્લામપ્રેમી યુવાનોમાં પણ વધારો થશે. જેથી તેમનો પ્રભાવ પણ વિસ્તરશે. એટલે પશ્ચિમના બુધ્ધિજીવીઓને ખ્રિસ્તીઓના લઘુમતીમાં મૂકાય જવાની જે બીક લાગે છે તે અતિશયોકિતપૂર્ણ નથી. તેનાથી બચવાનો એક જ ઉપાય છે કે, યુરોપીયન ખ્રિસ્તી એકવાર ફરી પોતાની વસ્તી વધારવાની કોશિશ કરે. પરંતુ પશ્ચિમી સ્ત્રી પુરૂષો પોતાની અય્યાશીમાં હવે એટલા આગળ વધી ચૂકયા છે કે, ત્યાંથી પાછા ફરવું તેમના હાથમાં નથી.

## યુરોપિયન સ્ત્રીઓ ઇસ્લામ કેમ સ્વિકારી રહી છે ?

આંતકવાદ, અંતિમવાદ અને સ્ત્રીઓના અધિકારો વિગેરેના હવાલાથી સંપૂર્ણ નકારાત્મક અપપ્રચાર છતાં પશ્ચિમમાં ઈસ્લામની લોકપ્રિયતા સતત વધી રહી છે. દિલચસ્પ વાત એ છે કે ઈસ્લામને સ્ત્રીઓનો શત્રુધર્મ ઠરાવી દેવાના શોરબકોર છતાં પશ્ચિમની સ્ત્રીઓ, પુરૂષો કરતાં કયાંય વધુ ઈસ્લામ સ્વીકારી રહી છે. વિશ્વ સ્તરના પ્રસાર માધ્યમોમાં અવારનવાર આ સબંધે અહેવાલો તથા વિશ્લેષણો પ્રગટ થતા રહે છે. એવામાં એક સમિક્ષાત્મક રિપોર્ટ થોડાક દિવસો અગાઉ અગ્રણી અમેરિકી પત્ર ‘ક્રિશ્ચિયન સાયન્સ મોનિટર’ની એક આવૃત્તિમાં શામેલ કરવામાં આવી, જેનું મથાળુ હતું : ‘‘યુરોપિયન સ્ત્રીઓ ઈસ્લામ કેમ સ્વીકારી રહી છે ?’’ પીટર ફોડે સંકલિત કરેલી **આ રિપોર્ટ મુજબ મુસ્લિમ તથા બિનમુસ્લિમ સંશોધકો કહે છે કે, ૯/૧૧ પછી ઈસ્લામ વિશે ઉભરેલી જિજ્ઞાસાના લીધે ઈસ્લામનો પયગામ વધારેમાં વધારે યુરોપવાસીઓને અપીલ કરવાનું કારણ બની ગયો છે.** સચોટ આંકડા પ્રાપ્ય નથી, પરંતુ યુરોપમાં મુસ્લિમોની વસ્તી પર નજર રાખનારા વિશ્લેષકોનો અંદાજો છે કે દર વર્ષે હજ્જારો પુરૂષો તથા સ્ત્રીઓ ઈસ્લામ સ્વીકારે છે. આ સંશોધકો એ પણ અંગુલિનિર્દેશ કરે છે કે આ મુસ્લિમ બનનારાઓમાં જવલ્લે જ ગણ્યાગાંઠયા લોકો હિંસાનો માર્ગ અપનાવે છે. ઉક્ત પ્રતિષ્ઠિત અમેરિકી પત્રે તારવેલા આ તારણો એ વાતનું ખુલ્લુ એલાન તથા સ્વીકાર છે કે, ઈસ્લામને આંતકવાદનું સ્ત્રોત

સમજવું ચોક્કસ જ પૂર્વગ્રહ પ્રેરિત છે, વાસ્તવિકતા સાથે તેનો કોઈ સબંધ નથી. પત્રના જણાવ્યાનુસાર પુરૂષોની તુલનામાં જો કે ઈસ્લામ સ્વીકારનો ઝોક સ્ત્રીઓમાં વધારે છે, પરંતુ વિશેષજ્ઞોનું કહેવું છે કે, સામાન્ય માન્યતા વિરુદ્ધ તેનું કારણ મુસ્લિમ પુરૂષો સાથે શાદી નથી. બહુ ઓછી સ્ત્રીઓ આ કારણોસર ઈસ્લામ સ્વીકારે છે.

મુસ્લિમ બનનારી હજારો યુરોપિયન સન્નારીઓમાંથી એક ફ્રાંસની મિસ મેરી ફલ્યુટ પણ છે. તેણીએ એક વર્ષ પહેલાં ઈસ્લામ ધર્મ અંગીકાર કર્યો હતો. જ્યારે તેનાથી પૂછવામાં આવ્યું કે, ‘‘શું તેનું કોઈ પ્રેમ પ્રકરણ તેના આ નિર્ણય માટે પ્રેરક બન્યું છે ? તો તેણીએ હસતાં હસતાં કહયું : ‘‘જ્યારે મેં મારી ઓફિસના સાથીઓને બતાવ્યું કે, હું મુસ્લિમ થઈ ગઈ છું. તો તેઓનો પહેલો પ્રશ્ન એ જ હતો કે, શું તારો કોઈ મુસ્લિમ બોયફ્રેન્ડ છે ? તેઓને વિશ્વાસ બેસતો ન હતો કે આ નિર્ણય મેં મારી પોતાની મરજીથી કર્યો છે.’’

મિસ ફલ્યુટના કથન મુજબ ઈસ્લામનો માર્ગ તેણીએ એટલા માટે અપનાવ્યો છે કે, **ઈસ્લામ અલ્લાહપાકથી માનવીનું સાંનિધ્ય-નજદીકી ઈચ્છે છે. ઈસ્લામ વધારે સાદો તથા સંપૂર્ણ છે, વધારે સ્પષ્ટ તથા સાફ છે એટલે વધારે સરળ પણ છે.** આ ફ્રેન્ચ નવમુસ્લિમાએ પોતાના ઈસ્લામ સ્વીકારના કારણોની વધુ સ્પષ્ટતા કરતાં કહયું કે, ‘‘મને જીવન માટે એક નીતિ-નિયમની તલાશ હતી. દરેક માણસને આવા નીતિ-નિયમની જરૂર હોય છે, જેના મુજબ તે જીવન પસાર કરી શકે. ખ્રિસ્તમત મને એવો રેફરન્સ પોઈન્ટ (સંદર્ભબિંદુઓ) આપી ન શકી.’’ મેરી ફલ્યુટનું કહેવું છે કે, **‘‘ઈસ્લામ મારા માટે પ્રેમ, સહનશીલતા અને શાંતિનો સંદેશ છે.’’**

પીટર ફોર્ડ સંશોધકોના હવાલાથી લખે છે કે, ‘‘તે કારણો જે ઈસ્લામ સ્વીકારનારી ઘણી યુરોપિયન સ્ત્રીઓએ જણાવ્યા, તથા જે તેમની વિચારશૈલીનું પ્રતિબિંબ પણ પુરૂ પાડે છે, તેના મુજબ **સ્ત્રીઓની એક મોટી સંખ્યા પશ્ચિમી સમાજના બેજવાબદારીભર્યા વર્તન વિરૂદ્ધ પ્રતિક્રિયા**

**દર્શાવી રહી છે. પરસ્પરનો સબંધ, એકબીજાની દરકાર તથા એક-બીજાના મામલાઓ તથા મુશ્કેલીઓમાં સાથ આપવાની જે સમજ ઈસ્લામ પૂરી પાડે છે, તે પશ્ચિમી સ્ત્રીઓના દિલ જીતી રહ્યો છે.**

સન્નારીઓના ઈસ્લામ સ્વીકાર પર સંશોધન કરનારી **કેરિયન વેન ન્યુવોકર્કના મતે પશ્ચિમી સ્ત્રીઓમાં ઈસ્લામની લોકપ્રિયતાનું મોટું કારણ સ્ત્રીઓ તથા પુરૂષોના જુદા જુદા કાર્યક્ષેત્રો, અધિકારો તથા જવાબદારી-ઓના તે સ્પષ્ટ વિચારો છે, જે ઈસ્લામી શિક્ષાઓ દ્વારા સમજમાં આવે છે.** ઈસ્લામમાં સ્ત્રીની માતૃત્વની ભૂમિકાનું બહુ ઉંચું સ્થાન છે. અહીં સ્ત્રી ‘‘જાતીય રમકડું’’ નથી હોતી. આ મત ચોક્કસ બહુ મહત્વપૂર્ણ છે, અને ધ્યાનપાત્ર છે. કારણ કે **ઈસ્લામ સ્ત્રીઓને માં, બહેન, પત્ની તેમજ પુત્રીની હેસિયતથી જે માન-સન્માન આપે છે, પશ્ચિમી સમાજમાં તેની કોઈ વિભાવના નથી. આ જાતિગ્રસ્ત સમાજમાં સ્ત્રીઓના અધિકારો તથા સ્ત્રી સ્વાતંત્ર્યના તમામ દાવાઓ છતાં ઔરત માત્ર પુરૂષોનું રમકડું છે.**

ભૌતિકવાદી સમાજમાં આમ થવું બિલ્કુલ સાહજીક છે. જ્યારે અધ્યાત્મિક (રૂહાની) જીવન તથા પારલૌકિક વિશ્વ (આખિરત)ની સફળ -તાનો ઉચ્ચતમ ધ્યેય માનવીની નજર સમક્ષ ન હોય, અને તેની સમગ્ર દોડધામનો હેતુ માત્ર મજા માણવાનો (ભોગવાદનો) હોય, તો તેનું પરિણામ આના સિવાય બીજુ કશું આવી જ ન શકે.

મુસ્લિમ અને બિનમુસ્લિમ સમાજના વર્તન સબંધી તફાવતને સ્પષ્ટ કરતાં ન્યુજર્સીમાં રહેતી લેટિન અમેરિકી નવમુસ્લિમા જેસ્મીન પાઈનેટ કહે છે કે, મુસ્લિમ પુરૂષો તમને ‘‘હાય મેમ ! કેમ છો ?’’ના શબ્દોથી સંબોધન નથી કરતા, બલ્કે સામાન્ય રીતે ‘હેલો સિસ્ટર’ કહે છે. તેઓ તમને ‘જાતીય રમકડું’ સમજી એકીટસે જોયા નથી કરતા.

‘ક્રિશ્ચિયન સાયન્સ મોનિટર’નો એક બીજો રિપોર્ટ જે ૨૭, ડિસેમ્બર ૨૦૦૪ના દિને ‘‘લેટિન અમેરિકનો ઈસ્લામમાં પોતાના પ્રશ્નોના ઉત્તરો શોધે

છે''ના શિર્ષકથી પ્રગટ થયો હતો, તે આ જ વિષયમાં છે. ક્રિસ્ટાઈન આરમેરયુએ તૈયાર કરેલી **આ રિપોર્ટનો મુખ્ય વિષય જ એ છે કે, ''પશ્ચિમમાં ઇસ્લામ સ્વીકારના દિન-પ્રતિદિન વધતા વલણનું એક કારણ તે સન્માન છે, જે ઈસ્લામ સ્ત્રીને અર્પે છે.''** રિપોર્ટ મુજબ અમેરિકામાં લગભગ ચાલીસ હજાર લેટિન અમેરિકન નવમુસ્લિમો છે. દર વર્ષે લગભગ વીસ હજાર અમેરિકી સ્ત્રી-પુરૂષો ઈસ્લામ સ્વીકારે છે. જેમાં ઓછાવત્તા ૬% લેટિન અમેરિકન હોય છે. આ નવમુસ્લિમોમાંથી એક મોટી સંખ્યાનું કહેવું છે કે, તેમના ઈસ્લામ સ્વીકાર પાછળ એ વિશ્વાસે મહત્વપૂર્ણ ભૂમિકા ભજવી છે કે, **ઈસ્લામમાં સ્ત્રીઓ સાથે સારો વ્યવહાર કરવામાં આવે છે.** ટીકાકારો કહી શકે છે કે, **નકાબ (ઘૂંઘટ)ની પાબંદી સ્ત્રીઓની ગુલામીનું પ્રતીક લાગે છે, પરંતુ લેટિન અમેરિકન સન્નારીઓનું કહેવું છે કે, ''તેમના માટે આ એક આહ્લાદક હકીકત છે કે, જ્યારે તે બહાર માર્ગો ઉપર નીકળે છે, ત્યારે તેમને જોઈને કોઈ સીટી નથી વગાડતું.''**

જેની યાનીઝ જે હજારો લેટિન નવમુસ્લિમ સન્નારીઓમાં શામેલ છે. કહે છે કે, ''ઈસ્લામી લિબાસ ધારણ કરવાના પરિણામે લોકો સ્વભાવિક રીતે મને એક ધાર્મિક વ્યક્તિનું માન-સન્માન આપે છે. તે સાથે પશ્ચિમી સંસ્કૃતિ તથા સમાજ સામે વિદ્રોહનું આ કાર્ય મુશ્કેલીઓને પણ નોંતરે છે. ઈસ્લામ સ્વીકાર કરનારી સન્નારીઓને પોતાના માં-બાપ તેમજ મિત્રો તરફથી વિરોધનો પણ સામનો કરવો પડે છે.'' નવમુસ્લિમ સન્નારીઓના મતે તેનું કારણ ઈસ્લામમાં સ્ત્રીઓના સ્થાન વિશે ફેલાવવામાં આવેલ ગેરસમજો છે.

ઉક્ત રિપોર્ટ મુજબ મુસ્લિમ થઈ ગયેલી કેટલીય લેટિન અમેરિકન સન્નારીઓએ કહયું કે, ''પહેલાં તેઓ ઈસ્લામમાં સ્ત્રીઓના સ્થાનના હવાલાથી તે જ ઘસાયેલી, પીટાયેલી વાતોથી વાકેફ હતી, જે પશ્ચિમમાં સર્વસામાન્ય છે. પરંતુ જ્યારે મુસ્લિમો સાથે તેમની મુલાકાતો થવા માંડી તો તેમને જાણવા મળ્યું કે, ઈસ્લામી સમાજમાં સ્ત્રીનું સ્થાન કેટલું ઊંચું

છે.'' **મિસ પાઈનેટના શબ્દોમાં ''ઈસ્લામી સમાજમાં સ્ત્રીનો આદર એટલા માટે કરવામાં આવે છે કે, તે (આવનાર બાળકની) માતા છે. જે બાળકોની સારસંભાળ રાખે છે અને નીતિ–નિયમો પર અમલ કરે છે.''**

પશ્ચિમી આધુનિક સમાજની સ્ત્રીઓ જે કારણોસર ઈસ્લામને પોતાના માટે એક નેઅમત તથા રહમત સમજી રહી છે, કેટલી મૂર્ખતા છે કે, મુસ્લિમ દેશોમાં પશ્ચિમના માનસિક ગુલામો આ જ શિક્ષાઓને સ્ત્રીઓના પછાતપણાંનું કારણ ઠરાવે છે, અને પશ્ચિમની બેવકૂફીભરી નકલ કરે છે. અને આવી મૂર્ખતાપૂર્ણ નકલખોરી કરીને સ્ત્રીઓને ઘરમાંથી કાઢી રસ્તાઓ પર લઈ આવવાને, તેઓને અર્ધનગ્ન વસ્ત્રો પહેરાવવાને, તેમના ફેશન શો આયોજીત કરવાને અને તેઓને ગલીઓની શોભા બનાવી દેવાને જ પ્રગતિના સર્વોચ્ચ સોપાન સમજે છે.

## ઈજીપ્તની પ્રજા અને ઇસ્લામ

મિસ્ર (ઈજીપ્ત) સબંધી વિષયોના એક વિદ્વાન સર આર્થર કેથએ મિસ્ર વિશે પોતાની એક કિતાબમાં લખ્યું છે કે, ''મિસ્રીઓને મુસ્લિમોની તલવારે નહીં, બલ્કે કુર્આને જીત્યા.''

ઈતિહાસના પુસ્તકોમાં એવુ લખ્યું છે કે, બીજા ખલીફા હઝરત ઉમર ફારૂક રદી.ના કાળમાં મુસ્લિમ સૈન્ય મિસ્રમાં પ્રવેશ્યું અને ત્યાં રોમન શાસન સાથે તેમનું યુધ્ધ થયું. ત્યાર પછી મિસ્ર મુસ્લિમોના કબ્જામાં આવી ગયું. આ સ્થિતિમાં **સર આર્થર કેથએ એમ કેમ કહ્યું કે, મિસ્રીઓને મુસ્લિમોની તલવારે નહીં બલ્કે કુરઆને જીત્યા.**

આનું કારણ શાસક વર્ગ અને મિસ્રી પ્રજા વચ્ચેનો ફરક છે. તે વખતે મુસ્લિમ સૈન્ય સાથે જે લડાઈ થઈ તે મિસ્રીઓ સાથે નહીં થઈ હતી, બલ્કે રોમન શાસકો સાથે થઈ હતી. આ સંપૂર્ણપણે બે સૈન્યોની ટક્કર હતી. આ બાજુ મુસ્લિમ ફૌજ હતી, બીજી બાજુ રોમન ફૌજ. આ મુકાબલો યુદ્ધના મેદાનમાં શરૂ થયો અને યુધ્ધના મેદાનમાં જ સમેટાય ગયો. ઈતિહાસથી

એ સાબિત નથી થતું કે, મુસ્લિમ લશ્કરનું ક્યારેય પણ કોઈ ઘર્ષણ મિસ્રી પ્રજા સાથે ઉભુ થયું હોય.

વાસ્તવમાં જે વખતે મુસ્લિમો મિસ્રમાં દાખલ થયા, તે વખતે ત્યાં બે તદ્દન જુદા જુદા વર્ગો મૌજુદ હતા. એક રોમન શાસકો અને બીજી મિસ્રી પ્રજા. રોમન શાસકો મિસ્રમાં વિદેશી વર્ગની માફક તદન અલગ રહેતા હતા. બરાબર એવી રીતે જેવી રીતે સંસ્થાનવાદના કાળમાં યુરોપિયન કૌમોના લોકો વિવિધ એશિયાઈ તથા આફ્રિકી દેશોમાં જઈ અલગ વર્ગની રીતે રહેવા લાગ્યા હતા.

મુસ્લિમોનો મુકાબલો જ્યારે રોમન સામ્રાજ્યથી થયો, ત્યારે તે પેલા અલગ રોમન જુથ સાથે જ થયો હતો, મિસ્રી પ્રજાથી નહીં. મિસ્રની પ્રજા આ સમગ્ર મામલામાં માત્ર એક નિષ્પક્ષ હેસિયત ધરાવતી હતી. તે મૂળ લડાઈમાં ભાગીદાર ન હતી. આ રાજાશાહી કાળની વાત છે. અને તેને રાજાશાહી કાળના સંદર્ભમાં રાખીને સમજી શકાય એમ છે.

''મિસ્ર પર વિજય'' પછી વ્યવહારિકરૂપે જે કાંઈ થયું તે માત્ર એ હતું કે રોમનોએ બનાવેલા જે મિસ્રી કિલ્લાઓમાં પહેલાં રોમન સેના રહેતી હતી. ત્યાં હવે મુસ્લિમ સેના રહેવા લાગી. આ મર્યાદિત અર્થમાં એક રાજકીય પરિવર્તન હતું, તેનાથી વધારે કાંઈ નહીં.

આ રાજકીય અથવા યુધ્ધની ઘટનાથી જુદી એક બીજી ઘટના ઘટી, જે મિસ્રમાં પહેલાંથી જ બની રહી હતી. અને હવે વિજય મળ્યા પછી વધારે ગતિથી બની રહી હતી. આ ઘટના તત્કાલીન મુસ્લિમોનું મિસ્રમાં આગમન છે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમની સુચના મુજબ મુસ્લિમો વિવિધ દેશોમાં તથા મિસ્રમાં સતત આવી રહયા હતા. આ આગંતુકોમાં પર્યટક, વ્યાપારી અને વિદ્યાર્થીઓ જેવા મુસલમાનો પણ હતા, પરંતુ તે કાળમાં વ્યવહારિકરૂપે દરેક મુસલમાન ઈસ્લામનો પ્રચારક હતો. ચાહે ધંધાકીય રીતે તે કોઈ પણ કામ કરતો હોય. આ કારણોસર જ તે મુસ્લિમોનું મિસ્રમાં આગમન વ્યવહારિક સ્તરે ઈસ્લામના પ્રચારકોનું

આગમન બની ગયું. તેમની પ્રવૃત્તિઓ સીધી કે આડકતરી રીતે ઈસ્લામના પ્રસારનું નિમિત્ત બની ગઈ. તેમની દરેક વાણી તથા વર્તન કોઈ ન કોઈ હિસાબથી ઈસ્લામનો પરિચય બની જતું.

તે કાળમાં મુસ્લિમોની લડાઈ રોમનો સાથે જરૂર થઈ, પરંતુ મિસ્રી કોમ સાથે તેમણે કોઈ ઝઘડો ન કર્યો. તે મિસ્રીઓ વચ્ચે સંપૂર્ણપણે શાંતિ-પ્રિય પાડોશી બનીને રહેવા લાગ્યા. ત્યાં સુધી કે એવું પણ નહીં થયું કે તે મિસ્રીઓથી એ માંગણી કરે કે તમે અમારો ધર્મ તથા સંસ્કૃતિ સ્વીકારી લો. તે પ્રસંગોપાત મિસ્રી રહેવાસીઓને ઈસ્લામની વાતો જરૂર બતાવતા હતા, પરંતુ ક્યારેય કોઈ મામલામાં મિસ્રીઓથી કોઈ વિવાદ કે ઝઘડો ન કર્યો.

મુસ્લિમોની આ શાંતિપૂર્ણ રીત મિસ્રીઓની અંતરાત્મા જગાવવાનું કારણ બની ગઈ. તેમ દિલના બંધ દરવાજા ખુલવા લાગ્યા. **અહીં સુધી કે મિસ્રના ઘણાંખરા વાસીઓ ઇસ્લામમાં પ્રવેશી ગયા. અને તેનાથી વધારે આશ્ચર્યજનક બાબત એ બની કે મિસ્રવાસીઓએ ઇસ્લામ સ્વીકારની સાથે પોતાની ભાષા પણ બદલીને અરબી ભાષા સ્વીકારી લીધી. અને અરબી કલ્ચર સંસ્કૃતિમાં પોતાને સમાવી લીધા અને આજે પણ ઉચ્ચ અરબી ઈસ્લામી સાહિત્યમાં મિસ્રના લેખકોનો શુમાર થાય છે.**

પ્રાચીનકાળમાં જે દેશો સાથે મુસ્લિમોની લડાઈઓ થઈ, તે બધી તે કાળના શાસકો સાથે થઈ હતી, દેશવાસીઓ સાથે નહીં. બહારના દેશવાસીઓ સાથે મુસ્લિમોનો સામનો શાંતિપૂર્ણ રીતે થયો. મુસ્લિમો જે તે દેશમાં શાંતિપ્રિય પાડોશી બનીને રહયા. તે સમજદારીપૂર્વક ઈસ્લામનો પયગામ પણ લોકો સુધી પહોંચાડતા હતા. આ જ વસ્તુ છે, જેણે પહેલાના કાળમાં ઘણા દેશોને ઈસ્લામના વર્તુળમાં દાખલ કરી દીધા.

## રશિયામાં ઇસ્લામી જાગૃતિ

રશિયા યુરોપનો સૌથી મોટો દેશ છે. તેને કમ્યુનિઝમની પહેલી સરકારી પ્રયોગશાળા હોવાનું સન્માન પણ પ્રાપ્ત છે. ૧૯૯૧ પહેલાં તે સોવિયેત સંઘ

કહેવાતો હતો. જ્યારે તેણે અફઘાનિસ્તાન પર હુમલો કર્યો, ત્યારે તેની નજર અરબ તથા હિન્દ મહાસાગરના કાંઠા વિસ્તાર પર હતી. સોવિયેત સંઘને અફઘાનિસ્તાનમાં કારમો પરાજય મળ્યો. આ પરાજય-ની અસર એટલી દૂરગામી હતી કે, ખુદ સોવિયેત સંઘના કબ્જા હેઠળના રાજ્યો પણ તેની ચુંગાલમાંથી બહાર નીકળી સ્વતંત્ર થઈ ગયા. આખું પૂર્વિય યુરોપ સ્વતંત્રતા મેળવવા માટે આળસ મરડવા માંડ્યું. અંતે જર્મનીમાં બર્લિનની દીવાલ પણ તૂટી ગઈ.

જ્યારે સોવિયેત સંઘનો જુલ્મી પંજો ઉપરોક્ત વિસ્તાર પર કસાયેલો હતો, ત્યારે ત્યાં ઈસ્લામનું નામ લેવાની પણ મનાઈ હતી. મસ્જિદો ઉપર તાળા હતા. મધ્ય એશિયાના રાજ્યોના મુસ્લિમો નવી પેઢી સુધી દીન પહોંચાડી શકતા ન હતા. માં-બાપ રાત્રે છૂપાઈને ઘરના બંધ ઓરડાઓમાં પોતાના બાળકોને કલિમહ-નમાઝ શિખવાડતા હતા. પરંતુ આવા લોકો ઓછા હતા. લેનિન તથા સ્ટાલિને સોવિયેત યુનિયનમાંથી ધર્મ, ખાસ કરીને ઈસ્લામને દેશમાંથી કાઢી મૂક્યો હતો, પરંતુ ઈસ્લામ જલ્દી કરમાય જતો છોડ નથી, બલ્કે તેનું થડ એટલું મજબૂત છે કે, જો તેની કોઈક ડાળ વસૂકાય જાય છે, તો પણ તેના થડમાં બીજી જગ્યાએથી અંકૂરો ફૂટવા માંડે છે. સ્ટાલિને બડાશ હાંકતાં કહ્યું હતું કે, અમે 'પરંપરાગત ઈશ્વર' ને દેશની સરહદો અને ક્ષિતિજોથી બહાર કાઢી મૂક્યો છે. અલ્લાહપાકે ઈન્કારીઓની આવી બદતમીઝીને થોડાક સમય સુધી તો ચલાવી લીધી, પરંતુ જ્યારે તેણે પોતાની પકડ શરૂ કરી ત્યારે આ ઘમંડ પાણીના પરપોટા જેવો પૂરવાર થયો. દરેક કાળમાં આવા અભિમાની શયતાનોનો નાશ થયો છે, અને સત્ય પ્રતિકૂળ સ્થિતિમાં પણ પોતાનું અસ્તિત્વ બાકી રાખે છે.

ઈસ્લામી સાહિત્ય સોવિયત સંઘમાં અફઘાન યુદ્ધ દરમિયાન જ પહોંચવા માંડ્યું હતું. લોકો તે વખતે આ અહેવાલને અતિશયોક્તિપૂર્ણ લેખાવતા હતા, પરંતુ હાલના કેટલાક અહેવાલો ચોંકાવનારા છે, અને ૭૫ વર્ષ પહેલાના અહેવાલોને સમર્થન પણ પુરૂ પાડી રહ્યા છે. આ સંદર્ભમાં એક વિશ્લેષક મારિયા પાનીનાનો અહેવાલ આ મુજબ છે : "મોસ્કો શહેરની

કુલ વસ્તી એક કરોડ પાંચ લાખ છે. તેમાં સરકારી આંકડા મુજબ મુસ્લિમોની વસ્તી ૧૨ લાખ છે. જો કે રૂસની રાષ્ટ્રીય સ્તરની સંસ્થા (Council of Muftian)એ આ આંકડાનો ઈન્કાર કર્યો છે. અને તેમણે મુસ્લિમોની સંખ્યા વીસ લાખ હોવાનો દાવો કર્યો છે. આનો અર્થ એ થયો કે, રૂસી પાટનગર મોસ્કોમાં મુસ્લિમોની વસ્તી ૧૮-૧૯ ટકા છે. આ યૂરોપના દેશોની મુસ્લિમ વસ્તીઓ પૈકી સૌથી મોટી વસ્તી છે. અને જો સરકારી આંકડાને જ સ્વીકારી લેવામાં આવે, તો પણ ૧૨ લાખની સંખ્યા કાંઈ ઓછી નથી. ઈસ્લામને ખતમ કરવાનો દાવો કરનાર કેટલા જુઠ્ઠા છે, એ આનાથી સ્પષ્ટ થાય છે.

મોસ્કોના મુસ્લિમોની હમણાં સૌથી મોટી સમસ્યા એ છે કે, તેઓને મસ્જિદો બાંધવાની પરવાનગી આપવામાં નથી આવતી. મોસ્કો જેવા મોટા શહેરમાં માત્ર ચાર મસ્જિદો છે. જુમ્આના દિવસે વધારે તકલીફ થાય છે. જુમ્આના દિવસે જો કોઈને મોડું થઈ જાય, તો તેને રોડ ઉપર નમાઝ પઢવી પડે છે. સખત તોફાની વરસાદ કે બરફ વર્ષા થતી હોય, તે વખતે મસ્જીદની બહાર જુમ્આની નમાઝ પઢવી અત્યંત મુશ્કેલ હોય છે. ''મસ્જિદના વિસ્તરીકરણ માટે સબંધિત સરકારી ખાતાને કાયદેસર અરજી પણ કરી છે, પરંતુ તેમાં અવરોધો ઉભા કરવામાં આવી રહ્યા છે.'' એમ એક યુવાન મુસલ્લી અબ્દુલ્લાહ હાશિમ ઈબ્રાહીમે કહ્યું.

એક વયોવૃદ્ધ મુસલ્લી આશુર અશરફ જેમની ઉંમર ૬૦ વર્ષથી વધારે છે, પોતાના સફેદ વાળ તરફ ઈશારો કરતા કહે છે કે, ''મસ્જિદ મોટી કરવાની માંગણી કરીને અમે ભીખ નથી માંગી રહ્યા, આ અમારો મૂળભૂત નાગરિક અધિકાર છે. તંત્રને અમારી આ માંગણીને લાલ દોરી વડે દબાવી દેવાનો કોઈ હક્ક નથી.''

મોસ્કોની જુમ્આ મસ્જિદના ઈમામ અને રૂસના વિખ્યાત આલિમે દીન (હઝ.) મવ. અલાઉદ્દીન સાહેબે કહ્યું કે, ''આ મસ્જિદના વિસ્તરીકરણ માટે કાયદેસરની બધી જ ઔપચારિક કાર્યવાહી પૂરી કરી લેવામાં આવી છે. એમાં કોઈ કાનૂની સમસ્યા નથી, પરંતુ રૂસમાં પણ ભ્રષ્ટાચારે માઝા

મૂકી છે. માત્ર એક બ્યુરોકેટ (સનદી અધિકારી) ફાઈલ પર સાપ બનીને બેઠો છે. તેને લાંચ જોઈએ છે. તો શું અમે મસ્જિદ મોટી કરવા માટે લાંચ આપીએ એ સારૂં લેખાશે ?'' મવલાના અલાઉદ્દીન મોસ્કોની સૌથી મોટી મસ્જિદ સોબરનાયા મસ્જિદના ઈમામ છે. અને તેના જ વિસ્તરીકરણની અત્યારે કોશિશ ચાલી રહી છે.

મવલાના અલાઉદ્દીને તો અહીં સુધી કહ્યું કે, માત્ર સોબરનાયા મસ્જિદ જ નહીં, મુસ્લિમોની દરેક કાઉન્ટી તથા મુસ્લિમ વસ્તીના દરેક યુનિટ માટે ચોક્કસ જ એક મસ્જિદ હોવી જોઈએ.

જો કે રૂસમાં જાતિવાદીઓ સહિત સમાજવાદીઓ પણ હવે સક્રિય થવા માંડ્યા છે. જે વિસ્તારમાં સોબરનાયા મસ્જિદ આવેલી છે, તે મત વિસ્તારમાં એક જાતિવાદી નેતા મીખાઈલ બત્રીમોવએ ઉમેદવારીપત્ર ભર્યું છે. બલ્કે તેણે દરેક એવા મત વિસ્તારમાંથી ઉમેદવારીપત્રો ભરી રાખ્યા છે, જ્યાં મુસ્લિમોની વસાહતો છે. એનો આશય એ છે કે, કોઈ મુસલમાન અથવા તેમનો કોઈ 'બિન મુસ્લિમ હમદર્દ' જીતી ન જાય. મીખાઈલ બત્રીમોવ એક N.G.O. SOVAનો સભ્ય છે.

કોમ્યુનિસ્ટો એક હિસાબથી વેરવિખેર તથા નિષ્ક્રિય થઈ ગયા હતા. ૧૯૯૧થી સમાજવાદી શાસનના સ્થાપક લેનિનની જન્મ અને મરણતીથિ તેમજ બોલ્શવેક ક્રાંતિના પહેલા દિવસની ઉજવણી કરવામાં આવતી ન હતી, પરંતુ વીસ વર્ષ પછી ૭ નવે. ૧૧ કોમ્યુનિસ્ટોએ મોસ્કોમાં એક રેલી કાઢી અને પોતાની સક્રિયતાનો પુરાવો આપ્યો. આ એક ચિંતાજનક બાબત કહી શકાય.

મોસ્કોને આ રાજકીય તથા સામાજિક દૃશ્યમાં જુઓ તો મુસ્લિમો, રાષ્ટ્રવાદીઓ અને કોમ્યુનિસ્ટો બધા જ ત્યાં હાથ-પગ મારી રહ્યા છે. કેટલાક નિષ્પક્ષ બિનસરકારી સંગઠનો પણ જો કે સક્રિય છે. એક સંગઠન મોસ્કો કાર્નેગી સેન્ટરના નામે છે. તેના એક સભ્ય એલેક્સી માલા શન્કોયએ એક તાજા અહેવાલમાં જણાવ્યું છે કે, મોસ્કો કોઈ નાની-મોટી નગરપાલિકા

નથી, બલ્કે તે એક કોસ્મોપોલિટન શહેર છે. જ્યાં વિશ્વની દરેક જાતિ તથા ધર્મના લોકો વસે છે. એટલે અહીં હિંસા તથા અસહિષ્ણુતાભર્યો વર્તાવ કોઈ પણ સંજોગોમાં ઈચ્છનીય નથી. મોસ્કોવાસીઓ ચાહે કોઈ પણ દૃષ્ટિકોણ ધરાવતા હોય, પોતાના મૂળભૂત અધિકારોની માંગણી કરી શકે છે. એનો વિરોધ કરવાને ભેદભાવ સિવાય કાંઈ ન કહી શકાય. એક બિનમુસ્લિમ તથા તટસ્થ N.G.O.નો આ દૃષ્ટિકોણ અમારા મતે ચોક્કસ જ સારી વાત છે, પરંતુ સાચી વાત એ છે કે, જો મોસ્કોના મુસ્લિમો પોતે જ જાગૃત તથા સંગઠિત નહીં થઈ ગયા હોતે, તો કોઈ હમદર્દ તેમની તરફેણ નહીં કરી શકતે.

## સ્વીટઝરલેન્ડમાં ઇસ્લામનું આગમન

સૌપ્રથમ ઈસ્લામનું આગમન યુરોપમાં એવી રીતે થયું કે, સ્પેનના કેટલાક મુસ્લિમ વહાણચાલકોએ ફ્રાંસના દક્ષિણમાં એક રાજ્ય સ્થાપિત કર્યા પછી ઉત્તરીય ફ્રાંસના કેટલાય પ્રદેશો પર આક્રમણ કર્યું. ઈ.સ. ૯૩૯માં આ મુસ્લિમ સાગરખેડુઓ સ્વીટઝરલેન્ડના સેનેગલ શહેર પહોંચ્યા. અને બીજી પણ ઘણી બધી એવી જગ્યાએ સૈન્ય મોકલ્યા, જે વિસ્તારની દૃષ્ટિએ હમણાં સ્વીટઝરલેન્ડમાં છે. તેઓનું આ પગલું સ્પેનની સુરક્ષા તથા શાંતિ માટે હતું. અને તેમણે આલ્પસ પર્વતમાળામાં જુદી જુદી જગ્યાએ મોટા મોટા સ્થાપત્યોનું નિર્માણ કર્યું. આ તે પર્વત છે, જેનો એક ભાગ આરબોના કબ્જામાં હતો અને આરબોને કુમક (મદદ) આ જ માર્ગેથી મળતી હતી.

સ્પેનના પતન પછી મુસ્લિમોની એક બહુ મોટી સંખ્યા ધાર્મિક અત્યા-ચારના ભયે દક્ષિણી સ્વીટઝરલેન્ડના ખીણ પ્રદેશ તરફ હિજરત કરી ગઈ અને ત્યાં જ વસી ગઈ. તે વિસ્તારના રહેવાસીઓનો દાવો છે કે, તેઓ અરબી કુળના છે. જો કે આજે ત્યાંના રહેવાસીઓ વચ્ચે કોઈ ભેદ રહ્યો નથી અને તેઓ અંદરોઅંદર એકબીજામાં ભળી ગયા છે.

૧૪મી સદી હિજરીના ઉત્તરાર્ધમાં ઘણા બધા મુસ્લિમો દેશ છોડી સ્વીટઝરલેન્ડ આવી ગયા હતા. બીજા વિશ્વયુદ્ધ વખતે મુસ્લિમ લઘુમતિએ

અહીં જ વસવાટ કરી લીધો હતો. કેટલાક દાઈઓ (ધર્મ પ્રચારકો)ની કોશિશોના પરિણામસ્વરૂપ સ્વીટઝરલેન્ડના રહેવાસીઓની એક નોંધપાત્ર સંખ્યાએ ઈસ્લામની છત્રછાયામાં આશ્રય લીધો. એમાં સૌથી પહેલાં ઈસ્લામ સ્વીકારનારા સ્વીટઝરલેન્ડના કાવ્યસંગ્રહ પ્રગટ કરનાર વિખ્યાત કવિ 'ફ્રેશોફ શોવેન' છે, જે ઈસ્લામ સ્વીકાર પહેલાં અહીં એક ચર્ચ સાથે જોડાયેલા હતા. ઈસ્લામ સ્વીકારવા માટે તેઓ અલ્જીરિયા ચાલ્યા ગયા અને ઈસ્લામ સ્વીકાર પછી ફરી વતન પરત ફર્યા અને એક મુસ્લિમ દાઈની હેસિયતથી પોતાના કર્તવ્યો નિષ્ઠાપૂર્વક બજાવતા રહ્યા. તેમના હસ્તે હજ્જારો લોકોએ ઈસ્લામ સ્વીકાર્યો. જેના કારણે સ્વીટઝરલેન્ડમાં મુસ્લિમોની સંખ્યા દિન-પ્રતિદિન વધતી ગઈ. ૧૯૫૧માં મુસ્લિમોની સંખ્યા અહીં બે હજાર હતી અને વીસ વર્ષ દરમિયાન ઈ.સ. ૧૯૭૧ સુધી ત્રીસ હજારને આંબી ગઈ. હમણાં મુસ્લિમોની કુલ સંખ્યા ૭૫ હજાર છે. જેમાં અડધી સંખ્યા તુર્કી મુસ્લિમોની છે.

સ્વીટઝરલેન્ડના ઘણાખરા મોટા શહેરોમાં મુસ્લિમો ફેલાય ચૂક્યા છે. પરંતુ સૌથી વધારે સંખ્યા જીનીવામાં છે. અહીં મુસ્લિમોએ સ્થાપેલી ઘણી બધી સંસ્થાઓ-સંગઠનો આવેલા છે. જેમાં વિદ્યાર્થીઓ, વ્યાપારીઓ, રાજકીય, શાસકીય અધિકારીઓ અને આંતરરાષ્ટ્રીય સ્તરની સંસ્થાઓ સાથે જોડાયેલા મુસ્લિમ સભ્યો પણ શામેલ છે. એવી જ રીતે બહારથી આવેલા મુસ્લિમો પણ અહીં વસી ગયા છે. જેમાં વધારે પડતા વેપારીઓ છે. લગભગ પાંચ હજાર ચીની મુસ્લિમો પણ અહીં વસવાટ કરી રહ્યા છે.

જીનીવામાં મુસ્લિમોનું એક ઈસ્લામિક કેન્દ્ર હતું. જ્યાં નમાઝ પઢવા માટેની વ્યવસ્થા હતી. ત્યાંથી અરબી તથા ફ્રેન્ચ ભાષામાં એક માસિક પણ પ્રગટ થતું હતું. પરંતુ તે કેન્દ્ર વધારે સમય સુધી કાર્યરત્ રહી ન શક્યું.

ત્યાર પછી ઈ.સ.૧૯૭૨માં નવા કેન્દ્રની સ્થાપના તથા મસ્જિદોના નિર્માણકાર્ય માટે સાત (૭) સભ્યો પર આધારિત એક નવું સંગઠન સ્થાપવામાં આવ્યું. જેમાં વ્યવસ્થિત કાનૂન ઘડતર માટે ઈસ્લામી દેશોના

પ્રતિનિધિઓને સલાહકાર તરીકે લેવામાં આવ્યા. આ સંગઠને સરકારી માન્યતા પ્રાપ્ત કર્યા પછી સરકાર પાસેથી કેન્દ્ર તથા મસ્જિદોના નિર્માણની પણ પરવાનગી લઈ રાખી છે.

શાહ ફૈસલ બિન અબ્દુલઅઝીઝ ૧૯૭૩માં ત્યાં તશરીફ લાવ્યા અને તેમણે પોતાના હાથે કેન્દ્ર સ્થાપનાનો પાયો નાંખ્યો. આ કેન્દ્રમાં ઈસ્લામી આસ્થાઓના પ્રચાર-પ્રસારના વિવિધ વિભાગો કાર્યરત્ છે. અને પોતાનો હેતુ સિદ્ધ કરવામાં ઝડપથી પ્રગતિ કરી રહ્યા છે. ઈસ્લામી શૈલીમાં સ્થાપવામાં આવેલ આ કેન્દ્ર ઈસ્લામી સંસ્કૃતિ તથા સંસ્કારનું એક સુંદર દૃશ્ય પુરૂ પાડે છે. અને ઈસ્લામી સ્થાપત્યકળાનો પણ એક નયનરમ્ય નમૂનો છે. આ કેન્દ્ર સંયુક્ત રાષ્ટ્રસંઘના યુરોપીય કેન્દ્રની નજીક ‘‘લાબોતી સાકોની’’ મહોલ્લાના ‘‘લોષોરેલ’’ વિસ્તારમાં આવેલું છે. ઉક્ત કેન્દ્રમાં એક વિશાળ મસ્જિદ, એક ઈસ્લામી ગ્રંથાલય અને સાત ધોરણ સુધી બાળકોને મફત શિક્ષણ આપતી એક સ્કુલ આવેલી છે. તેની લાયબ્રેરીમાં કેટલાક દુર્લભ સંદર્ભ-ગ્રંથો પણ મૌજૂદ છે. જે વિવિધ મુસ્લિમ દેશોમાંથી મેળવવામાં આવ્યા છે. તે લાયબ્રેરીમાં એક વિભાગ ભાષાનો પણ છે. જેમાં ઓડિયો-વિડિયોના આધુનિક સાધનો ઉપલબ્ધ છે. ઈ.સ. ૧૯૮૦માં સાઉદી અરબ, રાબિતા આલમે ઈસ્લામી અને મદીના યુનિવર્સિટીએ તે લાયબ્રેરીને મોટી આર્થિક સહાય આપી હતી. અને ઘણા બધા પુસ્તકો પણ ભેટ રૂપે આપ્યા હતા. એવી જ રીતે સેન્ટરમાં એક કોન્ફરન્સ હોલ છે, જ્યાં મુસ્લિમ જગતના ખ્યાતનામ વિદ્વાનો વિવિધ ભાષાઓમાં પ્રવચનો આપે છે. તે હોલમાં અરબી, ફ્રેન્ચ અને અંગ્રેજીમાં તત્કાલ ભાષાંતરના સાધનો ઉપલબ્ધ છે. જિનિવા સ્થિત આ ઈસ્લામિક સેન્ટર સ્વીટઝરલેન્ડના અન્ય મોટા શહેરોમાં પોતાની અનેક સંસ્થાઓ ચલાવે છે.

જિનિવા સ્થિત આ ઈસ્લામિક સેન્ટર, ઈસ્લામ વિરોધી વિચારધારા-ઓના ખંડન અને ઈસ્લામી વિચારધારાના મંડનની સારી કામગીરી બજાવી રહ્યું છે. સ્વીટઝરલેન્ડમાં આ સિવાય પણ અનેક ઈસ્લામિક સેન્ટરો દીને ઈસ્લામની સેવામાં કાર્યરત્ છે.

# દક્ષિણ આફ્રિકામાં ઇસ્લામ કેવી રીતે પહોંચ્યો

દક્ષિણ આફ્રિકામાં ઈસ્લામ તથા મુસ્લિમોના પ્રવેશની દાસ્તાન ઘણી રોચક છે. તેનાથી અંદાજો થાય છે કે મુસ્લિમોના પૂર્વજોએ દરેક વિસ્તારમાં દીનના પ્રચાર-પ્રસાર તથા સુરક્ષા માટે કેટલી મોટી મોટી કુરબાનીઓ આપી છે.

આ ખૂબ જાણીતી વાત છે કે દક્ષિણ આફ્રિકાની મૂળ વસતી શ્યામ-વર્ણીય (કાળા) કબીલાઓની છે. સત્તરમી સદીમાં હોલેન્ડના ડચ શાસને એક બાજુ તો દક્ષિણ આફ્રિકા પર કબજો જમાવ્યો, બીજી બાજુ તે જ સમયે મલાયા તથા તેની આજુબાજુના ટાપુઓને પોતાના સંસ્થાનવાદના પંજામાં જકડી લીધા. મલાયા તથા તેની નજીકના ટાપુઓમાં મુસ્લિમોની બહુમતી હતી, તેમજ ત્યાં વારંવાર મુસ્લિમો દ્વારા સ્વતંત્રતા માટેની ચળવળો ઉપડતી રહેતી હતી. આ ચળવળોને પોતાની આદતાનુસાર ડચ લોકોએ બળજબરી -પૂર્વક કચડી નાંખી અને ત્યાંના મુસ્લિમ ચળવળકારોની ધરપકડ કરી ગુલામ બનાવી લીધા. ગુલામ બનાવી લીધા પછી પણ ડચ શાસકોને એવો ખતરો હતો કે આ લોકો કોઈ પણ વખતે વિદ્રોહ કરી શકે છે. એટલે ડચ શાસકોએ તેમને દેશ નિકાલ આપી કેપટાઉન મોકલી દીધા. જેથી આ લોકો વતનથી દૂર થઈ સંપૂર્ણપણે નિષ્ક્રીય થઈ જાય. એટલે મલાયા તથા તેની આજુબાજુના લગભગ ત્રણસો મુજાહિદીનોને પગમાં બેડીઓ નાંખી કેપટાઉન લાવવામાં આવ્યા.

કેપટાઉનમાં મલાયાના આ મુસ્લિમોથી બહુ ત્રાસદાયક સેવાઓ લેવામાં આવતી. ડચ શાસકોને ખબર હતી કે તેમનો સ્વતંત્રતા માટેનો જુસ્સો તેમના ઈમાન (ખુદા પર શ્રધ્ધા)ને આભારી છે. એટલે તેઓને તેમના ધર્મથી દૂર કરવાના તથા તેમના સંતાનોને નૂરે ઈમાનથી મહરૂમ રાખવાના પૂરા પ્રયત્નો કરવામાં આવ્યા. નમાઝ પઢવાની તો દૂર, કલમો પઢવાની પણ આ ડચ માલિકો તરફથી તેમને છૂટ ન હતી. આ નિઃસહાય મુસ્લિમોથી આખો દિવસ સખત મજૂરી કરાવવામાં આવતી અને જો કોઈ

શખ્સ નમાઝ પઢવાની કે અન્ય કોઈ ઈબાદતમાં લાગવાની હિંમત કરતો તો તેને સખત સજા ફટકારવામાં આવતી હતી. પરંતુ આ અત્યાચારો વડે પેલા નિરાશ્રિત તથા નિરાધાર મુસ્લિમોના દિલથી ઈમાનની શમઅ ઓલવી ન શકાઈ. જુલમની ચક્કીમાં પીસાતા હોવા છતાં દીનને છાતીએ લગાવી રાખ્યો અને અત્યંત મજબૂરીમાં પણ તેમણે નમાઝ સુધ્ધાં નહીં છોડી. **દિવસભર મહેનત મજૂરી કરી આ સંકલ્પબધ્ધ મુજાહિદો જ્યારે રાત્રે પોતપોતાના નિવાસે પહોંચતા તો થાકેલા હોવા છતાં ડચ ચોકીદારોના સૂવાની રાહ જોતાં રહેતા અને જ્યારે તેઓ સૂઈ જતાં ત્યારે રાતના અંધારામાં છુપાઈ લપાઈને પોતાના ઘરોમાંથી નીકળતા અને એક પહાડી પર ચઢી ત્યાં દિનભરની છૂટેલી બધી નમાઝો એક સાથે પઢતા હતા.** આજે કેપટાઉનમાં પ્રત્યેક મુસ્લિમને આ જગ્યાની જાણકારી છે, જ્યાં પેલા પીડિત મુસ્લિમો રાતના સન્નાટામાં પોતાના માલિક સામે સજદો કરતા હતા. મેં પણ એ જગ્યા જોઈ છે. તે પ્રાચીન શહેરથી ખાસા એવા અંતરે એક પહાડી પર છે. વચ્ચો વચ્ચ એક પહોળી જગ્યાને સુરક્ષિત સમજી તેમણે પસંદગી કરી હતી, એમ તેના નિરિક્ષણ પછી જણાય આવે છે. **આખા દિવસની સખત મહેનતના કારણે થાકી જતાં હોવા છતાં દરરોજ અહીં આવી નમાઝ પઢવી એક એવો મુજાહદો (તપસ્યા) છે કે તેના વિચાર માત્રથી આંખો ભીની થઈ જાય છે. અહિંના વાતાવરણમાં આ ખુદામય તપસ્વીઓ (મુજાહિદો)ના ઝિક્ર તથા તકબીરની મહેક આજે પણ મહસૂસ થયા વગર રહેતી નથી.**

લગભગ એંશી વર્ષ સુધી અલ્લાહના આ બંદાઓ ગુલામીની સાંકળોમાં આમ જ જકડાયેલા રહયા. આ સમગ્ર સમયકાળ દરમિયાન મસ્જિદ બનાવવાનું તો દૂર રહયું, વ્યકિતગત રીતે નમાઝ પઢવાની પણ છૂટ ન હતી. અંતે, એક તબક્કો એવો આવ્યો કે બ્રિટનના ગોરાઓએ કેપટાઉન પર હુમલો કરી આ વિસ્તાર ડચ લોકો પાસેથી ઝૂંટવવાનો ઈરાદો કર્યો અને તેઓએ એક મોટું સૈન્ય લઈ કેપ ઓફ ગૂડ હોપના કાંઠે પહોંચી ગયા. જાણે

કે ચોરના ઘરે ચોર પહોંચી ગયો હોય એવું દ્રશ્ય હતું. હવે ડચ શાસકોને એવા જાંબાઝ સીપાહીઓની જરૂર હતી, જેઓ જાનની પરવા કર્યા વગર બ્રિટિશરોને આગળ વધતા રોકી શકે. પ્રાણની આહુતિ આપવા માટે આ પરદેશી મુસ્લિમોથી વધારે યોગ્ય કોઈ બીજું હોય શકે એમ ન હતું. એટલે ડચ સરકારે આ મજબુર મુસ્લિમોથી માંગણી કરી કે તેઓ તેમને આ યુધ્ધમાં સાથ આપે. બલ્કે પ્રથમ હરોળની ભૂમિકા અદા કરે.

આ તબક્કે ત્યાંના મુસ્લિમોને પહેલી વખત મોકો મળ્યો કે તેઓ ડચ શાસન પાસેથી કંઈક સુવિધા માંગી શકે, પરંતુ આ તકનો લાભ લઈ તેઓએ ન તો માલ-દૌલતની માંગણી કરી કે ન તો પોતાના માટે અન્ય સુખ-સગવડની માંગણી કે ઈચ્છા દર્શાવી. તેના બદલે તેમણે ડચ શાસકોથી કહયું કે અમારા માટે જોકે બ્રિટિશ તથા ડચ શાસકો વચ્ચે કોઈ ફરક નથી, પરંતુ અમે તમારા ખાતર જાનની બાઝી લગાવવા માટે **એક શરતે તૈયાર છીએ કે અમને કેપટાઉનમાં એક મસ્જિદનું બાંધકામ કરવાની તથા તેમાં બા-જમાઅત (સમૂહમાં) નમાઝ પઢવાની પરવાનગી આપવામાં આવે.** ડચ શાસકોએ આ શરત પર મંજૂરીની મહોર મારી દીધી અને આમ અનેક મુસ્લિમોએ શહાદત આપ્યા પછી અહીં એક મસ્જીદ બનાવવાની પરવાનગી લઈ લીધી. આ દક્ષિણ આફ્રિકાની પહેલી મસ્જીદ હતી, જે પેલા કમઝોર મલાયન મુસ્લિમોએ બનાવી.

મેં તે ઐતિહાસિક મસ્જીદ જોઈ છે. લગભગ ત્રણસો વર્ષ પહેલાં બનેલી આ મસ્જીદ આજે પણ તે જ સ્વરૂપે મૌજુદ છે, જે સ્વરૂપે તેના સરફરોશ સંસ્થાપકોએ બનાવી હતી. મેહરાબ હજુ સુધી જેમની તેમ જ છે અને તેની દીવાલો તેના બનાવનારાઓની વિશુધ્ધ ભાવનાની ગવાહી આપે છે. યોગાનુયોગે કેપટાઉન સાંસ્કૃતિક પ્રગતિમાં કયાંથી કયાં પહોંચી ગયુ, પરંતુ એ મસ્જીદની સાદગી યથાવત છે. અહિંના ઈમામો તે જ કુટુંબમાંથી નિયુકત થાય છે, જેમાંથી સર્વપ્રથમ વખતે નિયુકત કરવામાં આવ્યા હતાં. માત્ર એક ફરક થયો છે, અને તે એ કે જે નિર્ધન મુસ્લિમોએ આ મસ્જીદ બનાવી હતી, તેમની પાસે કિબ્લાની સાચી દિશા જાણવા માટે યોગ્ય સાધનો

ન હતાં, એટલે કદાચ તેમણે અનુમાનથી કિબ્લાની દિશા નક્કી કરી તેના પર મેહરાબ બનાવી દીધી. આધુનિક સાધનો વડે જાણવા મળ્યું કે મેહરાબ કિબ્લાની દિશાથી ઘણી ખસેલી હતી. એટલે હવે સફો મેહરાબની દિશામાં બિછાવવાના બદલે કિબ્લાની સાચી દિશામાં થોડીક ત્રાંસી બિછાવવામાં આવે છે.

તે મસ્જીદના આંગણામાં એક ખજૂરનું ઝાડ છે. કેપટાઉનમાં આજુ-બાજુ કયાંય ખજૂરના ઝાડ જોવા મળતા નથી. એટલે તેને જોઈ મને અચંબો-આર્શ્ચય જેવું થયું. મેં પુછયું તો જાણવા મળ્યું કે આ મસ્જીદના કોઈ ઈમામ સાહબ હજ્જ માટે ગયા તો પાછા ફરતી વખતે મદીના તય્યિબાની ખજૂરો પણ લાવ્યા હતા. તેમણે એક ઠળીયો અહીં વાવી દીધો હતો, તેનાથી વિકાસ થઈ આ કદાવર ઝાડ ઉભું થઈ ગયું.

આ હતો દક્ષિણ આફ્રિકામાં ઈસ્લામના પ્રવેશનો આરંભ ! અહીં મલાયાના મુસ્લિમો વસ્યા હતાં. જેઓ બહુધા કેપટાઉનમાં જ રહેતા આવ્યા. દેશના ઉત્તરીય ભાગોમાં ટ્રાંસવાલ અને નાટાલમાં તેમની સંખ્યા બહુ ઓછી હતી, પરંતુ ત્યાર પછી ભારત, ખાસ કરીને ગુજરાતના સૂરત વગેરેથી મુસ્લિમો વ્યાપારાર્થે અહિં આવ્યા અને ટ્રાંસવાલ તથા નટાલમાં કાયમી ધોરણે વસી ગયા. ત્યાર પછી તો સમગ્ર દક્ષિણ આફ્રિકામાં મુસ્લિમોની એક મોટી સંખ્યા ફેલાઈ ગઈ. તે છતાં દેશની કુલ વસ્તીમાં મુસ્લિમોનું પ્રમાણ ચાર-પાંચ પ્રતિશત (ટકા)થી વધારે નથી. પરંતુ આટલી સામાન્ય લઘુમતિમાં હોવા છતાં દક્ષિણ આફ્રિકાના મુસ્લિમોએ પોતાની દીની ઓળખ જેટલી ઝિણવટપૂર્વક સાચવી રાખી છે, તે અત્યંત પ્રશંસાપાત્ર છે. મને એવા ઘણા બધા દેશો જોવાનો મોકો મળ્યો છે, જ્યાંના મુસ્લિમો લઘુમતિમાં છે, પરંતુ દક્ષિણ આફ્રિકાના મુસ્લિમો દીની દ્રષ્ટિએ અન્ય બધા દેશોની સરખામણીએ વધારે સંગઠિત, જોશથી ભરપૂર તથા સંવેદનશીલ જણાયા. તેમણે દેશમાં ચારેય બાજુ શાનદાર મસ્જીદો બંધાવી, એવી મસ્જીદો જેમાં દાખલ થયા પછી કોઈ પણ માણસને તેની સફાઈ તથા સુઘડતાનો જરૂર એહસાસ થાય છે. દરેક મસ્જીદ સાથે મુસ્લિમ બાળકોની દીની

તાલીમ માટેના કેન્દ્રો સ્થાપવામાં આવ્યા, જ્યાં મુસ્લિમ બચ્ચાંઓ બુનિયાદી દીની તાલીમ (શિક્ષણ) પ્રાપ્ત કરે છે. કોઈ બાળક તેનાથી વંચિત નથી. તદ્ઉપરાંત આ મુસ્લિમોએ પાતાના ઘણાં બધા યુવાનોને ઉચ્ચ દીની તાલીમ મેળવવા ભારત તથા પાકિસ્તાનના મોટા મોટા દીની મદ્રસાઓમાં મોકલ્યા. જેઓ ત્યાંથી ફારેગ થઈ પોતાના વતનમાં પહોંચે છે અને હવે તેઓની એક મોટી સંખ્યા કદરપાત્ર દીની સેવાઓ બજાવી રહયા છે અને હવે તો ખુદ દક્ષિણ આફ્રિકામાં કાંઈ કેટલાય સારી કક્ષાના દારુલ ઉલૂમો સ્થપાય ગયા છે, જયાં ઉચ્ચ ઈસ્લામી શિક્ષણની વ્યવસ્થા કરવામાં આવી છે.

## હોલેન્ડમાં ઇસ્લામ

**હોલેન્ડનું નામ આવતાં જ માનસપટ પર ઈસ્લામ તથા મુસ્લિમોથી શત્રુતા ધરાવનાર દેશનું ચિત્ર નજરો સમક્ષ આવી જાય છે.**

આજથી અમુક વર્ષો પહેલાં ઈ.સ. ૨૦૦૭માં જ્યારે વિશ્વ સ્તરે ઈસ્લામની હાંસી ઉડાવવામાં આવી, અલ્લાહપાકના રસૂલ (સલ.) વિશે અપમાનજનક કાર્ટૂન છાપવામાં આવ્યા, તો આ નિંદનીય હરકતોનું નેતૃત્વ ડેન્માર્ક કરી રહ્યું હતું. જ્યાંના અખબાર ''જિલાંડસ પોસ્ટન''માં અપમાન-જનક રેખાચિત્રો પ્રગટ કરવામાં આવ્યા. ત્યાર પછી તો એવું લાગ્યું કે, ઈસ્લામ વિરોધી લહેર ઉભી થઈ અને ઈસ્લામ તથા પયગમ્બરે ઈસ્લામ પર કાદવ ઉછાળવું એક ફેશન બની ગઈ.

આ લોકો એમ સમજતા હતા કે, બધા મળીને ઈસ્લામના ચિરાગને ઓલવી નાંખશે, પરંતુ એ બિચારાઓને શું ખબર કે આ દીનની સુરક્ષાની જવાબદારી ખુદ સૃષ્ટિના સર્જનહારે પોતાના શિરે લઈ રાખી છે. અને આટલું જ નહીં, બલ્કે આનાથી વધારે કોશિશો આનાથી પહેલાં ખુદ અલ્લાહપાકના રસૂલ (સલ.)ની ઝિંદગીમાં અને આપ (સલ.)ની વફાત પછી પણ થઈ ચૂકી છે. પરંતુ ઈસ્લામનો કાફલો આગળ વધતો જ ગયો અને જેટલો તેને દબાવવામાં આવ્યો, તેટલો તે ઉભરતો ગયો. કુરૂઆન મજીદે તો સાફ-સાફ એલાન કરી દીધું, તેઓ અલ્લાહ તઆલાના પ્રકાશને

તેમના મોઢાંથી (ફૂંકો મારી) બુઝાવવા માંગે છે. જો કે અલ્લાહપાક પોતાના પ્રકાશને પરિપૂર્ણ કરીને રહેશે, ભલેને ઈન્કાર કરનારાઓ આને પસંદ નહીં કરે.(સફ : ૮)

તે વખતે હોલેન્ડમાં મુસ્લિમોની સંખ્યા બહુ ઓછી હતી. પરંતુ તે ઈસ્લામી ઓળખ સાથે જીવન પસાર કરતા હતા. હોલેન્ડના મુસ્લિમો અઝાન પણ આપતા હતા અને નમાઝ પણ અદા કરતા હતા. પરંતુ રાજકીય પક્ષો તરફથી તેમના માટે મોટેથી અઝાન આપવા ઉપર પાબંદી હતી. આમાં નફરત ઓછી અને ભય વધારે હતો. કારણ કે ત્યાં પ્રજા જાગૃત છે. જ્યારે તે અઝાન સાંભળે છે, તો જિજ્ઞાસાવશ તેના અર્થઘટન વિશે જાણકારી મેળવે છે. આ જાણકારી તેમને ઈસ્લામ સુધી દોરી જાય છે અને અંતે તેઓ ઈસ્લામ ધર્મ અંગીકાર કરી લે છે.

પરંતુ મુસ્લિમોએ હિંમત નહીં હારી. બલ્કે તેઓ સતત પ્રયત્નશીલ રહ્યા અને તેના માટે અદાલતના દ્વાર ખખડાવ્યા. અને જે હક્કો અન્યધર્મી -ઓને મળેલા હતા, તે હક્કોની માંગણી કરી. અંતે લાંબી વિચારણા પછી મુસ્લિમોના પક્ષે ચૂકાદો આવ્યો અને તેમને લાઉડસ્પીકરમાં અઝાન આપવાની પરવાનગી મળી ગઈ. આમ, જે દેશનું વાતાવરણ ઈસ્લામ વિરોધી નારાથી ડહોળાય ગયું હતું, તે અચાનક **"અશ્હદુ અંલ્લા ઈલાહ ઈલ્લલ્લાહ"** તેમજ **"અશ્હદુ અન્ન મુહમ્મદુર્રસૂલુલ્લાહ"**ના નાદથી ગુંજવા લાગ્યું.

હોલેન્ડના એક શહેર 'લાહાઈ'ના મુસ્લિમોને તે વખતે એક બહુ મોટી સફળતા મળી, જ્યારે સ્થાનિક કોર્ટે તેઓને નમાઝના સમયે મિનારાઓ પરથી મોટા અવાજે અઝાન આપવાની પરવાનગી આપી. અદાલતનું કહેવું છે કે, મોટા અવાજે અઝાન આપવી એવું જ છે, જેવી રીતે ખ્રિસ્તીઓ તથા હિંદુઓનું પોતપોતાના ધર્મસ્થાનોમાં મોટા અવાજથી પૂજા-પ્રેયર કરવી. જ્યારે અન્યધર્મીઓને આની છૂટ છે, તો પછી માત્ર મુસ્લિમો પર જ પાબંદી કેમ લાદવામાં આવી છે ?

અહીં એ યાદ રહે કે, લાહાઈ શહેરના કેટલાક નાગરિકોએ જાણી

જોઈને અઝાનને ગેરકાનૂની ઠરાવવાના હેતુથી અદાલતમાં અરજી આપી રાખી હતી કે, તેનાથી ખલેલ પહોંચે છે તથા તેના શબ્દો અપરિચિત છે. જો કે સ્થિતિ તેનાથી વિપરીત છે. વાસ્તવિક્તા એ છે કે, ઘણા લોકો અઝાનના કારણે ઈસ્લામ ધર્મ સ્વીકાર કરી ચૂક્યા છે. વિરોધીઓને આનો જ ભય સતાવે છે.

હોલેન્ડની કુલ ૧૬ મીલિયન વસ્તીમાં મુસ્લિમોની સંખ્યા લગભગ એક મીલિયન છે. અને એક વિશ્વાસપાત્ર અહેવાલ મુજબ ૨૦૨૦ સુધી મુસ્લિમોની સંખ્યા ૬ ટકાથી વધી ૮ ટકા થઈ જવાની શક્યતા છે.

આવી જ સ્થિતિ ઈસ્લામની પ્રારંભિક કાળમાં પણ હતી. વિરોધીઓ પોતાના કવિઓ તથા સાહિત્યકારો વડે સામાન્યજનોને અલ્લાહપાકના રસૂલ (સલ.) પાસે જવાથી રોકતા હતા. ક્યાંક કોઈ તેમની વાતો સાંભળી ન લે. કારણ કે જે અલ્લાહના રસૂલ (સલ.)ની વાતો સાંભળી લેતો હતો તે પ્રભાવિત થયા વગર નહીં રહેતો હતો. કારણ કે ઈસ્લામ પ્રાકૃતિક ધર્મ છે.

અને એ જ થયું, ઈસ્લામના વિરોધમાં અહીંથી રાજકીય પક્ષના એક નેતા ખેરાટ ફિલ્ડરે કાર્ટૂન દોર્યા અને 'ફિત્ના' નામક ફિલ્મ બનાવી. અને ઈસ્લામની નિર્મળ છબીને વિકૃત કરવાની શકય એટલી કોશિશ કરી. તેના પક્ષનો એક સક્રિય સભ્ય અર્નાર્ડફેન હતો. જે ફિલ્ડરનો સહાયક હતો. એક વખત તેના મનમાં વિચાર આવ્યો કે, કોઈ મુસ્લિમ વિદ્વાન પાસે જઈને આ ધર્મની વિગતો મેળવવામાં આવે તો આમાં શું વાંધો છે ? આ જ ઈરાદાથી તે એક મસ્જિદના ઈમામ પાસે પહોંચ્યો અને ઈસ્લામ વિશે માહિતી મેળવવા લાગ્યા. ઈમામ સાહબ તથા તેમના નિખાલસ સાથીઓએ તેમને ઈસ્લામથી નજીક લાવવા માટે ઈસ્લામની ખૂબીઓ તેમની સામે વર્ણવી. ત્યાર પછી તેમણે પોતે પણ ઈસ્લામનો અભ્યાસ કરવા માંડ્યો. ધીરે ધીરે તે ઈસ્લામની નજીક આવતો ગયો. અહીં સુધી કે તેમણે ઈસ્લામ અંગીકાર કરી લીધો.

અર્નાર્ડફેનનું નામ હોલેન્ડના રાજકીય તથા ધાર્મિક વર્તુળોમાં એક અત્યંત વિવાદાસ્પદ રહ્યું છે. તેમની ગણતરી હોલેન્ડના ઈસ્લામ વિરોધી

રાજકીય પક્ષ ઈન્ડીપેન્ડન્ટના અગ્રણી નેતાઓમાં કરવામાં આવતી રહી છે. આ તે પાર્ટી છે, જેનું નેતૃત્વ ઈસ્લામ (મુસ્લિમો)ના વિરોધી ખૈરત ફિલ્ડરના હાથોમાં છે. જેણે હોલેન્ડમાં મસ્જિદોના બાંધકામ પર પાબંદીની ચળવળ ચલાવ્યે રાખી છે. તદુપરાંત જેણે કુરૂઆન શરીફના વિષય પર 'ફિત્ના' નામી ફિલ્મ પણ બનાવી હતી.

તે પાર્ટીના એક સક્રીય સભ્ય તેમજ ખેરત ફિલ્ડરના નજીકના સાથી-ઓમાં ગણવામાં આવતા સભ્યનો ઈસ્લામ અંગીકાર કરવો ઈસ્લામ વિરોધી પરિબળો માટે એક મોટો આંચકો સમજવામાં આવી રહ્યો છે.

અર્નાર્ડફેને પોતાના ઈસ્લામ સ્વીકારની ઘોષણા ટ્વીટર પર કલિમએ શહાદત સાથે કરી દીધી છે. આ ઘોષણા પર જુદા જુદા લોકોએ વિવિધ પ્રતિભાવો આપ્યા. કોઈએ આને અર્નાર્ડનું વ્યક્તિગત કૃત્ય ઠરાવી તેમાં માથુ મારવાને અયોગ્ય ઠરાવ્યું અને કેટલાક લોકોએ આને પ્રોત્સાહન પણ આપ્યું કે, તેણે જે વાતને સાચી સમજી તેનું એલાન કરીને તેણે સારૂં કાર્ય કર્યું છે. અને કેટલાક લોકોએ તેના ઉપર ફિટકાર વરસાવી તેમના ઈસ્લામ સ્વીકારના સમાચારને શંકાસ્પદ બનાવવાની પણ કોશિશ કરી. પરંતુ અર્નાર્ડએ તેના રદિયામાં બીજી વખત નિવેદન આપતાં લખ્યું કે, મારી લાખ ઈસ્લામ વિરોધી કોશિશો છતાં કેટલાક મુસ્લિમોએ અત્યંત આહ્‌લાદક વાતાવરણમાં ગત એક વર્ષથી ઈસ્લામ ધર્મના વિષય પર મારી સાથે વાતચીતનો દૌર ચાલુ રાખ્યો હતો. અંતે સત્ય સમક્ષ મેં હથિયાર નાંખી દીધા અને હોલેન્ડની 'અસ્સુન્નહ' મસ્જિદ પહોંચી ઈમામ સાહબના હસ્તે ઈસ્લામ ધર્મ સ્વીકારી લીધો. યાદ રહે કે આ તે મસ્જિદ છે, જેના ઈમામને દેશ-નિકાલ કરવા માટે તથા તેમની પર આતંકવાદી હોવાનો આક્ષેપ અર્નાર્ડની જ પાર્ટી લગાવતી રહી છે. અને હવે તે જ ઈમામે અર્નાર્ડને ઈસ્લામની મૂલ્યવાન નેઅમતથી વાકેફ કરાવી દીધો. સાચે જ ખુદા તઆલા જ્યારે ઈચ્છે, જેને ઈચ્છે અને જેના વડે ઈચ્છે, હિદાયત આપી દે છે.

અર્નાર્ડના ઈસ્લામ પ્રતિ આકર્ષણમાં અસ્સુન્નહ મસ્જિદના ઈમામ

સહિત ત્યાંના અત્યંત સમજદાર સાથીદારોનો પણ બહુ મોટો ફાળો છે. જે પશ્ચિમમાં વસતા મુસ્લિમો માટે એક શ્રેષ્ઠ નમૂનો બની શકે છે.

અર્થાત્ તે જ શખ્સ, જે આજ સુધી ઈસ્લામ વિરોધી પક્ષનો સક્રિય સભ્ય હતો, આજે તે જ ઈસ્લામનો રક્ષક અને તેનો સાચો સૈનિક બની ગયો અને તેણે પોતાનું જીવન ત્યાંના નાગરિકોના મનમાં બેસેલી ગેરસમજો દૂર કરવા માટે વકફ કરી દીધું છે. દરેક જગ્યાએ, દરેક મજલિસમાં અને દરેક પ્રોગ્રામમાં તેઓ ઈસ્લામના પ્રવક્તાની ભૂમિકા અદા કરી રહ્યા છે. અને દર્શાવી રહ્યા છે કે, ઈસ્લામ જ સત્ય ધર્મ છે. તેના સિવાય બધા ધર્મો તકવાદી તથા સ્વાર્થી છે. અને ત્યાર પછીના લોકોએ ઉપજાવી કાઢ્યા છે. અન્ય ધર્મોના કેટલાય આચાર-વિચાર મનઘડત છે. જે માનવીના દિલનો અવાજ બની નથી શકતો.

અર્નાર્ડએ ઈસ્લામ સ્વીકાર પછી મુસ્લિમોના નામે પોતાના સંદેશમાં કહ્યું કે, જો આજે મુસ્લિમો સાચા અર્થમાં ઈસ્લામ પર અમલ કરવા માંડે તો ઈસ્લામ દુનિયાનો સૌથી મોટો ધર્મ બની જાય. એના માટે કોઈ અવરોધ નથી અને આ કાર્ય મુસ્લિમોના ચારિત્ર્યથી વધારે સારી રીતે કોઈ બીજી વસ્તુથી નથી થઈ શકતું.



## ડૉ. અબૂબકર સિરાજુદ્દીન (માર્ટિન લિંગ્સ)

મહાન વિચારક સંત, મશહૂર સંશોધનકાર, વિશ્વ વિખ્યાત સીરત લેખક માર્ટિન લિંગ્સ (Martin Lings)ના અવસાનના સમાચાર મુસ્લિમ જગતે અત્યંત શોકમગ્ન થઈ સાંભળ્યા. ઈસ્લામના આ મહાન પ્રચારકની વફાતથી મુસ્લિમ વિશ્વ એક વિચારક તથા સંશોધનકારથી મહરૂમ થઈ ગયું.

પ્રસિધ્ધ અમેરિકી વિચારક એમર્સને કહયું કે, ‘‘જયારે કોઈ વિદ્વાન મૃત્યુ પામે છે તો વાસ્તવમાં આ દુનિયામાં એક શૂન્યાવકાશ સર્જાય છે. જેની અસર જગતના બધા જ વ્યવહારો પર વર્તાય છે.’’

માર્ટિન લિંગ્સ ૨૪ જાન્યુઆરી ૧૯૦૯ના દિવસે બ્રિંજ, લેંકાશાયર, ઈંગ્લેન્ડમાં જનમ્યા. તેમનો ઉછેર પ્રોટેસ્ટંટ ખ્રિસ્તી તરીકે થયો. પરંતુ ત્યાર પછી તેઓ નાસ્તિક (Atheist) બની ગયા. તેમણે પોતાના જીવનના કેટલાક મહિના કે વર્ષ અમેરિકામાં પણ ગાળ્યા, જયાં તેમના પિતા પોતાના કામકાજ અર્થે સ્થાયી થયા હતા. આમ તેમણે પ્રાથમિક શિક્ષણ અમેરિકામાં લીધું. ઈંગ્લેન્ડ પરત થઈ તેમણે સ્થાનિક સ્કૂલમાં પ્રવેશ મેળવી હાઈસ્કૂલ સુધીની તાલીમ પૂર્ણ કરી. પછી તેમણે બ્રિસ્ટલની કિલફટન કોલેજથી ગ્રેજયુએશન કર્યું.તેમણે ઓકસફર્ડ યુનિવર્સિટીના Magdalen College થી અંગ્રેજી ભાષા તથા સાહિત્યની શિક્ષા લીધી. ૧૯૩૫માં માર્ટિન લિંગ્સ લિથવાનિયા ચાલ્યા ગયા, જયાં તેઓ યુનિવર્સિટી ઓફ કોનાસ (Kounas)માં એંગ્લો સેકશન તથા મીડલ ઈંગ્લીશના પ્રોફેસર તરીકે સેવા બજાવતા રહયા. તેમણે યુરોપના વિવિધ દેશોની વિવિધ યુનિવર્સિટીઓમાં અંગ્રેજી ઈતિહાસ તથા ભાષા–સાહિત્યના પ્રોફેસર તરીકે કામ કર્યું.

માર્ટિન લિંગ્સના જીવનમાં ઈજીપ્તનો પ્રવાસ એક પરિવર્તન બિંદુની હેસિયત ધરાવે છે. ૧૯૩૯ના છેલ્લે માર્ટિન લિંગ્સે મિસ્રનો પ્રવાસ ખેડવાનો

ઈરાદો કર્યો. આ પ્રવાસનો આશય એક મિત્રની મુલાકાત કરવાનો હતો. જે કૈરો યુનિવર્સિટીમાં પ્રોફેસર હતા. માર્ટિનના આ મિત્ર વિખ્યાત ફ્રેંચ વિચારક, દાર્શનિક Rene Guenonના વિચારોથી બહુ દિલચસ્પી ધરાવતા હતા. આ ફ્રેંચ દર્શનશાસ્ત્રી રેને ગીનોને ત્યાર પછી ફ્રાંસથી મિસ્ર સ્થળાંતર કર્યું તો માર્ટિનના આ મિત્ર તેના વિચારપ્રેમમાં ગળાડૂબ હોવાના લીધે તેના નાયબ બની રહયો. રેને ગેનોન આધુનિક સંસ્કૃતિનો સૌથી મોટો ટીકાકાર સમજવામાં આવે છે. જેમણે પોતાની વૈશ્વીકતાની ફિલોસોફીને ઈસ્લામની ફિલોસોફી સાથે જોડી દીધી હતી. મિસ્રનો આ પ્રવાસ તેમના જીવનમાં એક મહાન પરિવર્તનનું નિમિત્ત બન્યું. **તેમણે આંખ તો રૂઢિચુસ્ત ખ્રિસ્તી કુટુંબમાં ખોલી હતી અને તે જ વાતાવરણમાં ઉછર્યા હતા. પરંતુ દર્શનશાસ્ત્રના ઊંડા દરિયામાં ડૂબકી મારતા મારતા તેઓ ઈસ્લામી અધ્યાત્મ (રૂહાનિય્યત) સુધી પહોંચી ગયા. અને ઈસ્લામની વિશ્વ–વ્યાપકતા (Unirversality) તથા સત્યતાનો સ્વીકાર કરી ઈસ્લામ અંગીકાર કરી લીધો.** માર્ટિન લિંગ્સ પણ પોતાના મિત્રની જેમ રેને ગીનોનથી ઘણાં જ પ્રભાવિત હતા. તે જ અરસામાં એક અકસ્માત એ થયો કે માર્ટિન લિંગ્સના મિત્ર જે કૈરો યુનિ. માં અંગ્રેજીના પ્રોફેસર હતા, અને ઘોડેસવારીના બહુજ શોખીન હતો. એક દિવસ ઘોડા પરથી પડી જઈ ગંભીર ઈજા પામ્યા. અને જીવી ન શકયા. તેમના મિત્રના અવસાનના કારણે કૈરો યુનિવર્સિટીની ખાલી થયેલી પોસ્ટ માટે માર્ટિન લિંગ્સને ઓફર કરવામાં આવી, જેને તેમણે સ્વીકારી લીધી.

અલ્લાહપાકની કુદરતના પણ કેવા કેવા કરિશ્માઓ હોય છે. તે પોતાના બંદાઓ માટે કેવા કેવા બહાનાથી હિદાયતના સાધનો ઉપલબ્ધ કરાવે છે. પરંતુ માનવી તેને અચાનક થયેલ બનાવ (યોગાનુયોગ)માં ખપાવતો રહે છે. જો કે દુનિયામાં યોગાનુયોગ નામની કોઈ વસ્તુ નથી. બધી જ સ્થિતિઓ તથા ઘટનાઓ પરસ્પર એક બીજાથી જોડાયેલી કડીઓ છે, જેને અલ્લાહ તઆલાની પવિત્ર હસ્તી અંકુશમાં રાખે છે. કૈરોના રોકાણ દરમિયાન માર્ટિન લિંગ્સે પોતાનું ધ્યાન અરબી ભાષા તથા સાહિત્ય શીખવા પર કેન્દ્રિત

રાખ્યું. રેને ગીનોનની પત્ની જે ઉચ્ચ શિક્ષિત ઈજીપ્શીયન સન્નારી હતી, માર્ટિન લિંગ્સની અરબીની પહેલી 'શિક્ષક' બની. માર્ટિન અરબીની સાથો-સાથ, ઈસ્લામ, ઈસ્લામી ઈતિહાસ તથા ઈસ્લામી તસવ્વુફ (અધ્યાત્મ)નો પણ અભ્યાસ કરતા રહયા. કૈરોના વિવિધ આલિમો (વિદ્વાનો) સાથે તેમના ગાઢ સંબંધો હતા. અલ્લાહ તઆલાએ તેમના માટે પણ હિદાયતના દ્વાર ઉઘાડી નાંખ્યા. અને તેમણે ઈસ્લામ સ્વીકારી લીધો. હવે તેઓ માર્ટિન લિંગ્સથી અબૂબકર સિરાજુદ્દીન બની ગયા. તેમણે અરબી ભાષા પર એવુ પ્રભુત્વ મેળવી લીધુ કે આરબોની જેમ અરબી બોલવા લાગ્યા. ઈસ્લામી આધ્યાત્મમાં બહુ રસ હતો.

તેમનું કહેવુ હતુ કે તસવ્વુફ (અધ્યાત્મ) વાસ્તવમાં (તઝકિયએ નફસ) ચિત્તશુધ્ધીનું નામ છે. ૧૯૪૪માં માર્ટિન લિંગ્સે "Lesley Smalley"થી શાદી કરી લીધી. તેમનું રહેઠાણ મિસ્રના પિરામીડોની આસપાસ હતું, જે સ્થાનિક તથા વિદેશી પર્યટકો માટે આશ્રયસ્થાનનું પણ કામ કરતી હતી. અબૂબકર સિરાજુદ્દીન પોતાના મિસ્રના રોકાણને એક અણધારી નેઅમત (વરદાન) સમજતા હતા. તેમણે આખી જીંદગી મિસ્રમાં જ રહેવાની યોજના બનાવેલી હતી. પરંતુ મિસ્રમાં જમાલ અબ્દુન્નાસિર, પ્રેરિત અરબ રાષ્ટ્ર-વાદના કારણે પ્રજામાં બ્રિટિશ સામ્રાજય વિરૂદ્ધ રોષની લાગણી ફરી વળી. તે જ દરમ્યાન કૈરો યુનિવર્સિટીના ત્રણ બ્રિટિશ પ્રોફેસર્સને મારી નાંખવામાં આવ્યા. તે જ કારણે મિસ્રની ભૂમિ હવે અબૂબકર સિરાજુદ્દીન માટે સાંકડી થવા લગી. એટલે ૧૯૫૨માં અબૂબકર સિરાજુદ્દીન બ્રિટન પરત ફર્યા. વાપસી પછી કંઈ કામકાજ ન હતું તેમની પત્ની જે વ્યવસાયે ફિઝિયોથેરા-પિસ્ટ હતી એક હોસ્પિટલથી જોડાઈ ગઈ. અબૂબકર સિરાજુદ્દીને અરબી ઈતિહાસ, ભાષા તથા સાહિત્ય વાંચવાનું શરૂ કર્યું, અને પોતાનું અરબીનું ગ્રેજયુએશન પુરૂ કર્યું. ત્યાર પછી અબૂબકર સિરાજુદ્દીને ઈંગ્લેન્ડની વિખ્યાત સંશોધનાત્મક સંસ્થા સ્કૂલ ઓફ ઓરિએન્ટલ એન્ડ આફ્રિકન સ્ટડીઝમાં, રિસર્ચ સ્કોલરની હેસિયતથી રજીસ્ટ્રેશન કરાવ્યું. તે જ સંસ્થાની તેમણે પી.એચ.ડી. પણ કર્યુ. તેમનો પી.એચ.ડી.નો શોધ નિબંધ (Thesis) અલ-

જઝાઈરના મશહૂર તથા મહાન સંત શેખ અહમદ અલ્વીનાં વ્યકિતત્વ તથા તેમના વિચાર-આચાર ઉપર હતો. ૧૯૬૧માં તેમનો આ શોધ નિબંધ પ્રગટ થયો. તે સંશોધાત્મક કૃતિનું નામ "A Sufi Saint of the Twentieth Century" હતું. શેખ અહમદ અલ્વી વીસમી સદીના તે મર્દે દરવેશ (ફકીર) હતા. જેમણે તે વિસ્તાર પર ઊંડી છાપ છોડી છે.

૧૯૫૫માં અબૂબકર સિરાજુદ્દીન બ્રિટિશ મ્યુઝિયમ સ્થિત પૂર્વીય વિદ્યાઓ તથા અપ્રાપ્ય અરબી પુસ્તકો-હસ્તપ્રતોના વિભાગના નાયબ રીડરના હેસિયતની કામ શરૂ કર્યુ. ત્યાર પછી તેઓ તે વિભાગના રીડર તેમજ વ્યવસ્થાપક બની ગયા. આમ તેઓની પહોંચ એવા અરબી ગ્રંથો તથા હસ્તપ્રતો સુધી થઈ ગઈ જે અપ્રાપ્ય હતા. ત્યાર પછી તેમણે બ્રિટિશ લાયબ્રેરીમાં પણ આજ હેસિયતથી કામ કર્યુ. એ અરસામાં જ તેમની એક બીજી શાનદાર કિતાબ "The Quranic Art of Calligraphy and illumination" પ્રગટ થઈ. તે જ જમાનામાં (૧૯૭૬માં) લંડનનો એક ઈસ્લામી મેળો World of Islam Festivalના નામે યોજાયો. અબૂબકર સિરાજુદ્દીન તે મેળાના સર્વેસર્વા હતા. તેઓની ઉપર્યુકત કિતાબ સંશોધનકારો તથા વિચારકો તેમજ કુર્આન પ્રેમીઓના વિશેષ ધ્યાનનું કેન્દ્ર બની હતી.

અબૂબકર સિરાજુદ્દીનના સંશોધનાત્મક લેખો વિશ્વભરના ઈસ્લામિક રિસર્ચ મેગેઝીનોમાં છપાતા રહયા અને હજારો લોકો તેમના લેખોથી ફાયદો ઉઠાવતા રહયા. ૧૯૮૩માં તેમની એક બીજી જાનદાર કિતાબ Muhammad : His Life Based on The Earliest Sources છપાઈને બહાર આવી. અબૂબકર સિરાજુદ્દીનની કિતાબો પૈકી આ કિતાબ વિશેષ મહત્વ ધરાવે છે. તેના પ્રગટ થયા પછી અબૂબકર સિરાજુદ્દીનની ગણના અંગ્રેજી ભાષાના વિખ્યાત સીરત (મુહમ્મદ સલ.નું જીવન ચરિત્ર) લખનારોઓમાં થવા લાગી. અબૂબકર સિરાજુદ્દીને સીરત સંબંધી આ કિતાબને ઠેરઠેર હાંસિયાઓ લખીને સજાવી છે. અરબી ભાષા પર પકડ અને પ્રાચીન હવાલાઓ સુધી તેમની પહોંચ, આ બે એવા કારણો હતા જેણે આ પુસ્તકની વિશ્વસનીયતામાં વધારો કર્યો. પાકિસ્તાનના માજી પ્રમુખ

જનરલ મુહમ્મદ ઝિયાઉલહક્ક અને મિસ્રના પ્રમુખ હુસ્ની મુબારકે આ કિતાબ પર અબૂબકર સિરાજુદ્દીનને વિશેષ એવોર્ડથી નવાજયા. પચ્ચીસથી વધારે ભાષાઓમાં તેનો અનુવાદ થઈ ચુકયો છે. (ઉર્દૂમાં 'હયાતે સરવરે કાઈનાત સલ.''ના નામે થયો છે. એમ.એમ.આઈ. પબ્લીશર્સ દિલ્હી) વિખ્યાત મેગેઝીન 'ઈસ્લામિક કવાટરલી'એ આ કિતાબની ઉત્સાહપૂર્વક સમીક્ષા કરી.

અબૂબકર સિરાજુદ્દીન પોતાના સમકાલીન પશ્ચિમી વિચારકોમાં ટોચના સ્થાને જોવા મળે છે. તેઓ એક વિદ્વાન તથા સંશોધનકાર હોવાની સાથો સાથ કર્મશીલ સંત (સૂફી) હતા.

**શરીઅતનું અનુસરણ, સુન્નતો પર અમલ તેમની વિશેષ ઓળખ હતી.** તેમનો વ્યવહાર અત્યંત વિનમ્ર હતો. તેમનું સમગ્ર જીવન ભણવા ભણાવવામાં તથા વાંચવા લખવામાં પસાર થયું. તેમની લેખનશૈલી સંશોધનાત્મક હોવા છતાં શુષ્ક નથી. બલ્કે તેમાં એવી રસાળતા હોય છે કે વાચક તેમનું પુસ્તક પુરૂ કર્યા વગર છોડતો નથી.

માર્ટિન લિંગ્સ (યાને અબૂબકર સિરાજુદ્દીને) ૧૧મે ૨૦૦૫ના દિને છન્નું (૯૬) વર્ષની ઉમરમાં વેસ્ટ હાર્મ, કેનેટ કાઉન્ટી, ઈંગ્લેન્ડમાં છેલ્લો શ્વાસ લીધો.

૨૦૦૫ની શરૂમાં અબૂબકર સિરાજુદ્દીને મિસ્ર, દુબઈ, સઉદી અરબ, મલેશિયા તથા પાકિસ્તાનનો પ્રવાસ કર્યો હતો. તથા જે તે દેશના, ઉલમા, સ્કોલર તથા નેતાઓથી મુલાકાત કરી હતી. અબૂબકર સિરાજુદ્દીન પોતાના દેહાંતના માત્ર દસ દિવસ પહેલા વેમ્બલે કોન્ફરન્સ સેન્ટરમાં આયોજીત એક સીરત કોન્ફરન્સમાં હજ્જારો શ્રોતાગણથી આપ સલ.ના જીવનચરિત્ર વિશે સંબોધન કરી રહયા હતા. કોને ખબર હતી કે દસ દિવસ પછી આ પશ્ચિમી ઈસ્લામી સંશોધનકાર, સીરત લેખક, ઈસ્લામનો પ્રચારક તથા મહાન સૂફી, આ ફાની દુનિયા છોડીને ચાલ્યો જશે.

આસ્માન તેરી લહદ પર શબનમ અફશાની કરે.

*(ઉર્દૂ બુક રિવ્યુ/નવે.ડિસે.૨૦૦૫)*

# ઇસ્લામનો સ્વીકાર કરનાર પ્રથમ ભારતીયના વારસદારની મુલાકાત

ભારતનાં એક રાજય કેરાલામાં આવેલ કોડુનગેલ્લુર (KODUN GALLUR)ના ૮૭ વર્ષીય હિંદુ રાજા વાલિયા થમ્પુરમ સાતમી સદીના પ્રારંભે ઈસ્લામ સ્વીકારનાર સર્વપ્રથમ ભારતીય રાજા, ચેરામન પેરુમલના વારસ છે. તેમનાથી વાત કરવી જાણે કે ઈતિહાસ સાથે વાર્તાલાપ કરવા જેવું છે. પાછલા દિવસોમાં આ લખનારથી અર્નાકુલમ ખાતે તેમના પુત્રના ઘેર થયેલી ખાસ મુલાકાત દરમિયાન તેમણે વિગતવાર પોતાના પૂર્વ જ રાજા ચેરામન પેરુમલ વિશે વાત કરી જેમણે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના હસ્તે ઈસ્લામ સ્વીકારી તાજુદ્દીન નામ ધારણ કર્યુ હતું. તથા ઉપખંડની સૌથી જૂની મસ્જિદ વિશે વાત કરી. તેમણે આ મુલાકાતમાં ઉત્તર ભારતીય લોકોને કેરાલા આવવાનું આમંત્રણ આપતાં કહયું કે અહીં આવીને જુઓ કે વિવિધ ધર્મ પાળતા લોકો સદીઓથી પરસ્પર કેટલા પ્રેમ તથા ભાઈચારાથી રહે છે. તેમની સાથે થયેલ વાતચીતના કેટલા અંશો અમે વાચકો સમક્ષ રજૂ કરી રહયા છે.

**પ્રશ્ન :** આપના પિતામહ્ ચેરામન પેરુમલ વિશે તમે શું વિચારો છો?

**ઉત્તર :** પહેલાં જેને માત્ર મલબાર તથા આજે જેને કેરાલા કહેવામાં આવે છે, ચેરામન તેના રાજા તથા મારા પૂર્વજ હતા. એટલું જ નહિ **ભારતીય ભૂમિમાં સૌથી પહેલા ઈસ્લામ સ્વીકારનાર હતા. તેમણે આ ભૂમિને ઈસ્લામ તથા સર્વપ્રથમ મસ્જિદની ભેટ ધરી છે.** તેમનો કાળ મુહમ્મદ બિન કાસિમ તથા મહમૂદ ગઝનવીથી ખૂબ પહેલાનો છે. ચેરામન પેરુમલનો ઈસ્લામ સ્વીકાર તથા **ઈસ્લામના પ્રચાર પ્રસારમાં તેમણે લીધેલ દિલ–ચસ્પીથી એમ પૂરવાર થઈ જાય છે કે ભારતમાં ઈસ્લામ તલવારના જોરે ફેલાયો નથી.**

**પ્રશ્ન :** ચેરામનની ઈસ્લામ સ્વીકૃતિની વાતો સાચી છે ?

**ઉત્તર :** કેરાલા રાજ્યમાં આ વાત બહુ પ્રચલિત છે કે, રાજા ચેરામન

પેરુમલે પોતાના મહેલની છત ઉપરથી રાત્રિ ભોજન પછી શકકુલકમર (ચંદ્ર ફાટવાનો) મોઅજિઝો (ચમત્કાર) જોયો. થોડાક મહીનાઓ પછી અમુક આરબ વ્યાપારીઓનું જહાજ માર્ગ ભૂલી અરબી સમુદ્રના કાંઠે આવી ગયું. ખબર પડતાં જ રાજા તેમનું સ્વાગત કરવા ગયા. રાજાએ જયારે પૂછયું કે તમે કોણ છો અને કયાંથી આવ્યા છો ?ત્યારે તેમણે કહયું કે અમે આરબ છીએ અને મુસલમાન છીએ. તેમણે રાજા સમક્ષ શકકુલકમરના ચમત્કારની વાત પણ કરી. ત્યારે રાજાએ કહયું કે તેણે પોતે રાણી સહિત તે ચમત્કાર નિહાળ્યો છે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વિશે સાંભળી તેમને આપથી મળવાની તીવ્ર ઈચ્છા જાગી. તેમણે રાજાને એ જણાવ્યું કે અમે તો સર્વપ્રથમ માનવી તથા પયગમ્બર હઝરત આદમ અલૈ.ના પગલાની છાપ જોવા શ્રીલંકા ખાતે સરાંદીપ જઈ રહયા હતા. ભૂલથી અહીં આવી ગયા. એટલે રાજાએ ઈચ્છા વ્યકત કરી કે તેઓ શ્રીલંકાથી પરત ફરતાં કોડુનગલ્લુર ફરી તશરીફ લાવે જેથી તે તેમની સાથે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી મળવા મક્કા જઈ શકે. એમ કહેવામાં આવે છે કે જયારે તે આરબ વ્યાપારીઓ સરાંદીપથી પાછા ફર્યા ત્યારે રાજાએ પોતાનું રાજય વિવિધ સ્થાનિક સરદારોમાં વહેંચી દીધું અને મક્કા ચાલ્યા ગયા. ત્યાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી મુલાકાત પછી હઝરત અબૂબકર સિદ્દીક (રદી.)ની ઉપસ્થિતિમાં તેમણે ઈસ્લામ અંગીકાર કરી લીધો.

ચેરામન જેમણે ઈસ્લામ સ્વીકાર પછી પોતાનું નવું નામ તાજુદ્દીન રાખી લીધું હતું. ભારત પરત ફરતાં માર્ગમાં બીમાર પડી ગયા. અને વફાત પામ્યા. તેઓને ઓમાન (મશ્કત) ખાતે સલાલા શહેરમાં અરબી સમુદ્રના કાંઠે દફન કરી દેવામાં આવ્યા. આજે પણ તેમની કબર ત્યાં મૌજૂદ છે. તેમણે (કદાચ મૃત્યુ પહેલાં) મલબારમાં સ્થાનિક સત્તાધિશોને પત્રો પણ પાઠવ્યા. અને તે પત્રો ભારત પાછા ફરતા સહાબીએ રસૂલ માલિક બિન દીનાર (જેઓ યમનના હદરમોતના નિવાસી હતા) મારફતે મોકલ્યા. તેમણે ઉકત પત્રોમાં મલબારના વિવિધ હાકેમોને સૂચના આપી હતી કે, આ

પત્રધારકોનું ઉષ્માભર્યું સ્વાગત કરવામાં આવે. તેમજ કોડુનગલ્લોર તથા અન્ય સ્થળોએ મસ્જિદ બનાવવા માટે સગવડ કરી દેવામાં આવે. રાજાની ઈચ્છા અનુસાર આ હાકેમોએ હઝરત માલિક બિન દીનાર (રદી.) તથા તેમના સાથીઓની ખૂબ આગતા-સ્વાગતા કરી અને તેઓને વિવિધ સ્થળોએ મસ્જિદ બનાવવામાં પૂરેપૂરી સહાયતા કરી. સાતમી સદીની શરૂમાં કોડુનગલ્લોરમાં બનેલી પહેલી મસ્જિદ છે જે “ચેરામન માલિક મસ્જિદ”ના નામથી મશહૂર છે આજે પણ પોતાના મૂળ ઢાંચા સહિત મૌજુદ છે. આ મસ્જિદને ઉપખંડની સૌથી પ્રાચીન મસ્જિદ ગણવામાં આવે છે. આ મસ્જિદનું નામ ચેરામન પેરુમલ તથા માલિક બિન દીનારના નામે પાડવામાં આવ્યું છે.

**પ્રશ્ન :** શું આ મસ્જિદ આજે પણ તેના મૂળ સ્વરૂપે મૌજૂદ છે ?

**ઉત્તર :** જી હા, મસ્જિદનું મૂળ બાંધકામ જેમાં તેનો મેહરાબ, મિમ્બર, મિમ્બરની છત ઉપર લાકડાનું કામ, પરંપરાગત લેમ્પ તથા તળાવ (હૌઝ) શામેલ છે. આ વાત અલગ છે કે મસ્જિદના આગળના ભાગે વિસ્તરણ કરવામાં આવ્યું છે.

**પ્રશ્ન :** માલિક બિન દીનાર વિશે કંઈક વધુ માહિતી હોય તો બતાવો.

**ઉત્તર :** કોડુનગલ્લોરમાં મસ્જિદ બંધાવી ત્યાર પછી માલિક બિન દીનાર પોતાના પુત્ર હબીબ બિન દીનારને ત્યાંની જીમ્મેદારી સુપ્રત કરી પોતે બેંગ્લોર બાજુ નીકળી ગયા. માર્ગમાં તેમણે આ જ આકારની વધુ તેર મસ્જિદો બનાવડાવી. કસરગોડ (KASAR GOD)માં જે હવે કર્ણાટકમાં શામેલ છે તેમનો દેહાંત થઈ ગયો. અને આપને ત્યાં જ અરબી સમુદ્રના કાંઠે દફન કરી દેવામાં આવ્યા. આ ઘણી જ દિલચશ્પ વાત છે કે ભારતમાં અરબી સમુદ્રના કાંઠે એક અરબી સહાબી માલિક બિન દીનાર દફન છે. તો સામે છેડે ઓમાન ખાતે એક હિંદુસ્તાની સહાબી ચેરામન પેરુમલનું મઝાર છે.

**પ્રશ્ન :** આ બધી ઘટનાઓને તમે કઈ દ્રષ્ટિથી જુઓ છો ?

**ઉત્તર :** અમને આ બધી ઘટનાઓ તથા ચીજો પર ઘણો ગર્વ છે. ચેરામન પેરુમલ અમારા પિતામહ હતા. તેમનાથી મનભેદનો તો કોઈ પ્રશ્ન જ નથી થતો. તેમના માટે અમારા દિલોમાં ઘણું માન છે. તેમણે મકકા જઈ ઈમાન તો કબૂલ કરી લીધુ. પરંતુ ત્યાંથી પછા ફરતી વખતે માર્ગમાં બીમાર પડયા અને રસ્તામાં જ વફાત પામ્યા. મારો સંબંધ તેમના જ વંશ સાથે છે. એ વાત અલગ છે કે અમે લોકો આજે પણ હિંદુ ધર્મ પાળીએ છીએ.

**પ્રશ્ન :** અહીંના સામાન્યજનો ખાસ કરીને હિંદુમિત્રો ચેરામન તથા તેમના પ્રયાસોના ફળસ્વરૂપે ઉપખંડની સર્વપ્રથમ મસ્જિદ વિશે શું વિચારે છે ?

**ઉત્તર :** બધા જ ધર્મજનો, હિંદુઓ સહિત, તેને અત્યંત સન્માનપૂર્વક નીહાળે છે. અને તેમની વસિયત મુજબ બનાવવામાં આવેલ મસ્જિદને એક ઐતિહાસિક વારસો ગણે છે. કોડુનગલ્લોરની આ મસ્જિદમાં દેશની મહાન હસ્તીઓ આવી ચુકી છે. હાલમાં જ રાષ્ટ્રપતિ ડો. એ.પી. જે અબ્દુલકલામ અહીં આવીને ગયા છે. તેમનું આ મસ્જિદમાં ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું છે તે વખતે હું ત્યાં હાજર હતો.

**પ્રશ્ન :** શું તેનો અર્થ એ કે ઉત્તર ભારતથી વિપરિત દક્ષિણ ભારતમાં ધર્મસ્થાનો સંબંધી કોઈ કોમી કલહ જોવા મળતો નથી ?

**ઉત્તર :** નહીં બિલકુલ નહીં, આ બહુ મહત્વપૂર્ણ વાત છે કે ઉપખંડના સૌથી પ્રાચીન ઉપાસનગૃહો (ધર્મસ્થાનો) આ જ વિસ્તારમાં જોવા મળે છે. યહુદીઓનું સર્વપ્રથમ ધર્મસ્થાન સેનેગોગ, ખ્રિસ્તીઓનું પહેલું ચર્ચ, અને મુસ્લિમોની સર્વપ્રથમ મસ્જિદ તથા પ્રાચીન ભગવતી તેમજ મહાદેવ મંદિર કોચી (KOCHI) આ જ વિસ્તારોમાં આવેલ છે. આ વિસ્તારમાં આદર્શ કહી શકાય એવી વિવિધ સંપ્રદાયોમાં એકતા જોવા મળે છે. મને તો એ વાતે આશ્ચર્ય થાય છે કે પ્રાચીન ધર્મસ્થાનોના મામલે અચાનક કોઈ વિવાદ કેમ ભડકી ઉઠે છે ? ઉત્તર ભારતથી વિરૂદ્ધ અહીં તમામ ધર્મના અનુયાયીઓ તમામ ધર્મસ્થાનોને અત્યંત માનપૂર્વક જુએ છે. મારી સલાહ છે કે ઉત્તર

ભારતના લોકો કેરાલા આવે, અને અહીં આવીને જુએ કે વિવિધ ધર્મને અનુસરનારાઓ સદીઓથી કેવી રીતે સાંપ્રદાયિક મતભેદ તથા નફરત વગર એક સાથે રહેતા આવે છે. *(મિલ્લી ઈત્તિહાદના સૌજન્યથી)*

# મુહમ્મદ અલમહદીના ઇસ્લામ સ્વિકારની કહાની

પશ્ચિમવાસીઓ માટે ઈસ્લામ સ્વીકાર માટે સૌથી મોટો અવરોધ તે સાહિત્ય છે, જે પશ્ચિમી લેખકોએ પૂર્વગ્રહથી પીડાઈને લખ્યું છે, જેમાં કયાં તો ઈસ્લામની પ્રસંશા એવી હાસ્યાસ્પદ શૈલીથી કરવામાં આવે છે કે વાંચક તેનાથી નકારાત્મક પ્રભાવ લીધા વગર નથી રહેતો. અથવા તો મુસ્લિમોની ભૂલોને ઈસ્લામના માથે નાંખી એક ભયાનક ચિત્ર ઉપસાવવામાં આવે છે. ખાસ કરીને ક્રુસેડ (સલીબી લડાઈઓ)ને નમક મરચું ભભરાવીને વર્ણવવામાં આવે છે. આ સંદર્ભમાં ખોરી દાનતથી કામ લઈ મુસ્લિમોના અનિષ્ટોની તુલના ખ્રિસ્તમતની વિશેષતાઓ સાથે કરવામાં આવે છે. તેઓ એમ નથી વિચારતા કે જ્યારે મુસ્લિમોએ સાંસ્કૃતિક અર્થમાં પ્રગતિ સાધી હતી ત્યારે તેઓની અંદર ઈસ્લામી વિચાર તથા આચાર પણ સોળે કળાએ ખીલ્યા હતા. તેનાથી વિપરીત યુરોપિય સંસ્કૃતિ જ્યારે સર્વોચ્ચ સ્થાને પહોંચી તો ખ્રિસ્તમત પડતીમાં સપડાય ગયો.

અલ્હમ્દુલિલ્લાહ ! મારો મામલો આ ગાડરિયા પ્રવાહથી અલગ રહ્યો. હું પેલા સાહિત્યથી હટીને પણ વિચારવાની ટેવ ધરાવતો હતો. અને માત્ર **હું જ નહીં યુરોપમાં અસંખ્ય એવા લોકો છે જે ખ્રિસ્તી ધર્મને સ્વીકાર્ય નથી સમજતા. તેઓ દિલથી ઈસ્લામની બહુ નજીક છે, પરંતુ તેઓએ ઈસ્લામની સાદગી સગી આંખે જોઈ નથી હોતી. એટલે તેને સ્વીકારવા માટે અચકાય છે.** તે છતાં ઈસ્લામ સ્વીકારનારાઓમાં ઘણા બધા એવા લોકો છે જેઓ એક જીવનવ્યવસ્થાની શોધમાં હોય છે. અને જીવનની અર્થવિહિનતાથી કંટાળી ચૂકયા હોય છે.

મારો મામલો તેનાથી થોડોક જુદો છે. મેં ઈસ્લામની કયારેય શોધ આદરી ન હતી. હું ઈંગ્લેન્ડના ખ્રિસ્તી સમાજમાં જન્મ્યો તથા ત્યાં જ ઉછર્યો.

આ સમાજ કહેવામાં તો ખ્રિસ્તી સમાજ છે, પરંતુ વાસ્તવિક જીવનની વિભાવનાથી ઘણો દૂર છે. એક એવો વિચાર જે જવલ્લેજ કયાંક જોવા મળે છે. તે છતાં પણ આંશિક રીતે તેને સમજવાની નિષ્ફળ કોશિશ જરૂર કરવામાં આવે છે. જો કે ત્યાં એવા પણ લોકો છે જેઓ ખ્રિસ્તી પણ છે, અને માનવજાતની સફળતા માટે પ્રયત્નમાં પણ રહે છે.

શિક્ષણ પુરૂ કરી હું આફ્રિકા તથા યુરોપના દેશોમાં બરાબર ફર્યો. આફ્રિકા ખંડનો કોઈ એવો દેશ ન હતો કે જ્યાંનો પ્રવાસ મેં ન કર્યો હોય. પ્રવાસ પછી મારી પ્રતિક્રિયા એ હતી કે, જ્યાં પણ મુસ્લિમ સમાજ છે ત્યાં ઈખલાસથી ભરપૂર એક વિશેષ તથા આગવી જીવનશૈલી જરૂર મળતી હતી. આ કારણે જ દક્ષિણ નાઈજીરિયાના શહેર કાનુની અઝીમુશ્શાન મસ્જિદથી હું ઘણો પ્રભાવિત થયો. ત્યાંના મિત્રોમાં જે નિસ્પૃહતા, પ્રેમ તથા બલિદાનની ભાવના દેખાઈ, તેનો અનુભવ આ પૂર્વે કયારેય ન થયો હતો. નસીબ જોગે મને ત્યારપછી સીરીનીકાના મુસ્લિમ બહુલ વિસ્તારમાં લાંબી મુદત સુધી રોકાવાનો મોકો મળ્યો. મુસ્લિમોના હવાલાથી ઈસ્લામ માટે મારા દિલમાં કૂણી લાગણી જન્મી ચૂકી હતી. અહીં તેનો વિસ્તાર થયો અને ઈસ્લામ સ્વીકાર માટે હું ગંભીરતાપૂર્વક વિચારવા લાગ્યો.

મેં પોતાના જીવનના આ મહત્વપૂર્ણ નિર્ણય લેતાં પહેલાં વિવિધ ધર્મોનો તુલનાત્મક અભ્યાસ બહુ ધ્યાનપૂર્વક કર્યો. **મારું અનુમાન એ છે કે, કોઈ પણ સમજદાર શખ્સ જે વિવિધ ધર્મોનો તુલનાત્મક અભ્યાસ કરશે તે તેમની બુનિયાદી સચ્ચાઈ (મૂળભૂત સત્યો)નો કાયલ થઈ જશે. અને આ તે સ્થાન છે જ્યાંથી ઈસ્લામનું અંતર માત્ર થોડાક ડગલાનું જ રહી જાય છે.** તર્કનો તકાદો એ હોય છે કે આવો શખ્સ અનિવાર્યપણે ઈસ્લામના ખોળામાં આવી જાય. હું આ મામલામાં અતિશયોકિત કરી રહ્યો નથી. આજે પણ સાઉથ વોર્ક (ઈંગ્લેન્ડ)ના બિશપ અને અમેરિકાના ડો. તેલચીના ઉદાહરણો સામે છે. જે દરેક પ્રકારના વહેમો ત્યજી આજે માત્ર એક ખુદા પર ઈમાન ધરાવે છે. અંતે મને પ્રતીતિ થઈ ગઈ અને મેં ઈસ્લામ સ્વીકારની ઘોષણા કરી દીધી.

જ્યાં સુધી મારું અનુમાન છે કે ઓસ્ટ્રેલિયામાં ઈસ્લામના પ્રસારની આશ્ચર્યપ્રેરક શકયતાઓ છે. મુહમ્મદ જોન વેબ્સટર્સ આ સબંધે બહુ કામ કરી રહ્યા છે. અને તેના ઉત્સાહપ્રેરક પરિણામો આવી રહ્યા છે. હું પોતે એક યુનિવર્સિટીમાં આ જ પ્રકારની સેવા આપી રહ્યો છું. મારું મંતવ્ય એ છે કે યુરોપમાં ઈસ્લામનો ફેલાવો ઉચ્ચ શિક્ષિત વર્ગ થકી થશે. તેનાથી વિપરિત જે લોકો ઈસાઈ ધર્મ સ્વીકારે છે તેઓ શરૂઆતે ઈંજીલ (ગોસ્પલ)ની તે શિક્ષાથી પ્રભાવિત થાય છે કે મુકિત માટે શ્રધ્ધા જરૂરી છે, કર્મ નહીં. પરંતુ આ માન્યતાની અસર (પ્રભાવ) હિપ્નોટિઝમથી મળતી આવે છે. આ કારણે જ જ્યારે પણ તે માણસ વાસ્તવિક જીવનમાં પ્રવેશે છે અને સમજબૂઝથી કામ કરે છે તો તેને એવું લાગે છે કે તે એક અસીમ રણમાં છે, જ્યાં મૃગજળો સિવાય કશું નથી. તે ઉપરોકત માન્યતાની ભૂલ-ભૂલામણીમાં અટવાયા કરે છે અને બહાર નીકળવાનો કોઈ માર્ગ તેને જડતો નથી. એટલે જ મેં પોતે જોયું છે કે ઈસાઈ પ્રચારકો ત્યાંના આદિવાસી-ઓની પરંપરાગત માન્યતાને ખંડન કરી એવી માન્યતાઓની શીખ તેમને આપે છે, જે તેઓને વહેમ સિવાય કશું જ નથી આપતી. અને તેઓની સમક્ષ જીવનનો ઉર્ધ્વગામી વિચાર કયારેય સ્પષ્ટ નથી થતો.

ઈસ્લામ તેનાથી વિપરિત સમજબૂઝને અપીલ કરે છે. કદાચ જ કોઈએ રાતવરત ઈસ્લામ કબૂલ કર્યો હશે. અને આ જ વાત ઈસ્લામના પક્ષમાં જાય છે. અહીં સંવેદનશીલતાને બુટ્ટી કરવામાં નથી આવતી. આ કારણે **ઈમાન લાવ્યા પછી પણ ચિંતનમનનના કારણે જો કોઈ વાંધોવચકો પેદા થશે તો તરત જ તે શંકાને સમાધાન પણ મળી જશે અને ઈમાન ઓર વધારે મજબૂત બનતુ જશે. આ ઈસ્લામની સત્યતાનો બહુ મોટો પુરાવો છે.**

સારાંશ કે મારી આત્મા પ્યાસી તો હતી જ. એટલે એકાગ્ર ચિત્તે સત્યની શોધમાં લાગી ગયો. ઉપર જણાવેલ બન્ને બાબતોએ મને બહુ ટેકો આપ્યો. અરબી ભાષા તો પહેલાંથી જાણતો જ હતો. ઈસ્લામી સભ્યતાની થોડી ઘણી જાણકારી હતી એટલે સર્વપ્રથમ ઈસ્લામનો અભ્યાસ મેં શરૂ

કર્યો. અને યુરોપિયન લેખકોના બદલે મુસ્લિમ લેખકો (ઈસ્લામી સંદર્ભે)ને વાંચી ઈસ્લામને સમજવાની કોશિશ કરી. તેના માટે મેં સમગ્ર મુસ્લિમ જગતની વિવિધ સંસ્થાઓથી સંપર્ક સાધ્યો. તે જ સબંધે કરાંચીના એક અંગ્રેજી અખબાર ''મુસ્લિમ ન્યૂઝ ઈન્ટરનેશનલ'' (નવે.૧૯૭૪)માં પણ મારો એક પત્ર છપાયો. મેં બ્રેસેલ્સના સ્થાનિક મુસ્લિમોથી પણ વાત કરી. પરિણામ એ આવ્યું કે ટાંગાનીકાથી સિંગાપુર અને પાકિસ્તાનથી સઉદી અરબના જુદા જુદા લોકોએ મને પત્રો પણ લખ્યા અને પુસ્તકો પણ મોકલાવ્યા.

પરંતુ મેં તરત જ ઈસ્લામ સ્વીકારી નહીં લીધો. તર્કની જડબેસલાક વ્યવસ્થા હેઠળ મેં મહિનાઓ સુધી ઈસ્લામના એકે એક પાંસાનો અભ્યાસ કર્યો. અનેક લોકોથી વાતચીતનો દોર પણ ચાલુ રહયો. અને તેના માટે મારા મુસ્લિમ મિત્રોનો ઘણો સહકાર સાંપડયો. એટલે ઈસ્લામની શિક્ષા મેં ક્રમાનુસાર હાસલ કરી. દા.ત. સૌથી પહેલાં મેં અલ્લાહપાકના એકત્વ (વહદાનિયત) તથા તેના નવ્વાણું મુબારક નામો પર ઈમાન દ્રઢ બનાવ્યું. બીજા તબક્કામાં મેં એ સમજ મેળવી કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સાચે જ અલ્લાહના અંતિમ નબી છે. ત્રીજા નંબરે મેં એવો વિશ્વાસ દ્રઢ કર્યો કે કુર્આન સાચે જ ખુદાની વાણી છે, જે હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પર ઉતારવામાં આવ્યું. અને તે જ (ગ્રંથ) લોકોને સાચો માર્ગ દેખાડે છે. અને ચોથા તબક્કામાં હું એવી શ્રધ્ધા ધરાવતો થયો કે, કુર્આન કોઈપણ ફેરફારથી સુરક્ષિત છે. તે આજ સુધી તેવું જ છે, જેવું આજથી ચૌદસો વર્ષ પહેલાં હતું.

તદ્ઉપરાંત મને એ બાબતે **સંપૂર્ણ વિશ્વાસ થઈ ગયો કે, માત્ર ઈસ્લામ જ તે સાચો ધર્મ તથા સંપૂર્ણ જીવનવ્યવસ્થા છે, જે પ્રત્યેક કાળમાં માનવજાતને માર્ગ બતાવી શકે છે.** એટલે ઉપરોકત બધી બાબતો પર અમલ કરવાનું શરૂ કર્યુ. મેં મારી જાતને કેળવી કે મુસલમાન થઈ ગયા પછી મારે ઘણી બધી ચીજો છોડવી પડશે. અને ઘણા બધા કામો કરવા પડશે. મારે મારું આખું જીવન બદલવું પડશે. આમ

વિચાર્યા પછી મેં એમ કરવાનું પણ શરૂ કરી દીધું. અને જ્યારે મેં ઈસ્લામે સૂચવેલી બાબતો અખત્યાર કરી લીધી અને હરામ (નિષેધાત્મક) બાબતો છોડી દીધી તો એક દિવસે મેં વિધિસર ઈસ્લામ સ્વીકારી લીધો અને નામ બદલી મુસ્લિમ ઉમ્મહનો એક સભ્ય બની ગયો.

હું જાણું છું કે માત્ર ઈસ્લામ સ્વીકારી લેવાથી વાત પુરી નથી થઈ જતી, બલ્કે એ તો અલ્લાહપાકના માર્ગમાં એક નવા જીવનની શરૂઆત હોય છે. દુઆ છે કે અલ્લાહપાક આપણને આ'માલ વડે પોતાની ખુશી પ્રાપ્ત કરવાની તૌફીક આપે, આમીન !

## કમલાદાસથી કમલા સુરય્યા સુધી

હિજરીસન ૧૪૨૦ના રમઝાન માસમાં દેશના મુસલમાનોમાં એક ખુશીની લહેર દોડી ગઈ જ્યારે દુન્યાની એક મશ્હુર સાહિત્યકાર અને અંગ્રેજી ભાષાની એક મશ્હુર કવિયિત્રી કમલાદાસે પોતાના ઈસ્લામ કબૂલ કરવાની વાતનું એલાન કર્યું. કમલા એમનું નામ છે અને દાસ એમના પતિના નામનો છેલ્લો ભાગ છે. કમલાને ઉર્દૂમાં કમળ કહે છે. કમલાનો ઈસ્લામ સ્વીકાર વાસ્તવમાં એક શુભ ભવિષ્યવાણી છે. આ કમળમાં એક ક્રાંતિકારી શુભ સંકેત છે. રમઝાન મહિનામાં ઉમરહ પછી મેં સુરય્યાના (નવુ ઈસ્લામી નામ) ઈસ્લામ પર કાયમ રહેવા પર દુઆ કરી. તેણી પોતે વ્યકિત નહિં એક અંજુમન (સંસ્થા) છે.

ડો. કમલા (સુરય્યા) ઈસ્લામ સ્વીકાર પૂર્વે જ એક કાર્યરત મહિલા હતી. ઈસ્લામ કબૂલ કર્યા પછી તો લોકોના ટોળે ટોળાં એમને મળવા આવવા લાગ્યા. મને એમનો ઈન્ટરવ્યુ લેવામાં ઘણી મુશ્કેલીઓનો સામનો કરવો પડયો.

આખરે મૌ. મુહમ્મદ યુનુસની મદદથી મુલાકાત ગોઠવાઈ. જ્યારે હું અર્નાકુલમ પહોંચ્યો તો એમને મારો ઈન્તેજાર કરતા જોયા. મેં એમને નીચે પ્રમાણે પ્રશ્નો પૂછયા :

**પ્રશ્ન :** તમે પોતાનો સંક્ષિપ્ત પરીચય આપો.

**ઉત્તર :** મારૂં નામ કમલા હતું, પરંતુ જ્યારે મેં મલયાલમ ભાષામાં વાર્તાઓ લખવી શરૂ કરી ત્યારે સાહિત્યિક નામ માધ્વી કુટ્ટી રાખ્યું. અંગ્રેજી કવિતાઓ કમલાદાસ નામે લખવી શરૂ કરી. હવે મારૂં નામ કમલા સુરય્યા છે. હું ઈસ્વીસન ૧૯૩૨માં કેરળના એક મશ્હુર નાયર કુટુંબમાં પેદા થઈ. મારી માતા બાલામુન્ની કવિયિત્રી હતાં અને મારા પતિ વી. એસ. નાયર એક દૈનિકના તંત્રી હતા. મારે ત્રણ દીકરા છે. સૌથી મોટો હિંદુસ્તાનનો મોટો પત્રકાર છે. તે માતૃભૂમિ અને ટાઈમ્સ ઓફ ઈન્ડિયાનો તંત્રી રહી ચૂકયો છે. અત્યારે ભારતના જુદા જુદા વિદ્યાલયોમાં વિઝીટીંગ પ્રોફેસર છે. બીજો દીકરો ચેનિનદાસ સમગ્ર દક્ષિણ ભારતમાં ટાઈમ્સ ઓફ ઈન્ડિયાનો ડાયરેકટર છે. તે અત્યારે બેંગ્લોરમાં રહે છે. ત્રીજો દીકરો જયસૂર્યા ટાઈમ્સ ઓફ ઈન્ડિયા પૂનાનો મેનેજર છે. તદ્પરાંત મારા બે પાલક પૂત્રો છે, જેઓ મુસલમાન છે. બંને નાબીના (આંધણા) છે. બંનેને મેં સારી તા'લીમ આપેલી છે. એકનું નામ પ્રો. ઈર્શાદ અહમદ છે. બીજાને મેં લંડનમાં તા'લીમ આપી. તેનું નામ બેરિસ્ટર ઈમ્તિયાઝ અહમદ છે. એ બધા રજાઓમાં મારી પાસે આવે છે. બધા વ્યસ્ત જીવન જીવે છે. મારા પતિ બેન્ક ઓફિસર હતા. ૧૯૬૨માં તેમનું અવસાન થયું. આટલી ખુશહાલી વચ્ચે પણ હું એક વિચિત્ર એકલતા અનુભવતી હતી. હવે પરિસ્થિતિ ઉલટી છે. રબ્બે ઝુલજલાલની મુહબ્બતના કારણે મારા આત્માને શાંતિ અને સંતોષ પ્રાપ્ત છે.

**પ્રશ્ન :** આપ પોતાની સાહિત્યિક સેવા સંબંધી થોડો ચિતાર આપો, જે પાઠકોને લાભદાયી હોય.

**ઉત્તર :** મેં બાળપણથી જ લખવાનું શરૂ કર્યુ હતું. સને ૧૬૫૨માં મારૂં પ્રથમ પુસ્તક પ્રકાશિત થયું. સને ૧૬૬૪માં મારી અંગ્રેજી કવિતાઓના સંગ્રહ પર એશિયન પોએટ્રી એવોર્ડ મળ્યો. સને ૧૬૬૫માં મારી પોતાની રચનાઓ પર પ્રીકેન્ટ એવોર્ડ મળ્યો, જે એશિયાઈ દેશોમાં લખાયેલા પુસ્તકો પર અપાય છે. મારા એ પુસ્તકનું નામ **"Summer in Calcutta"** હતું. એ જ વર્ષે એશિયન વર્લ્ડ પ્રેસ એકેડમી એવાર્ડ પણ મળ્યો. સને ૧૬૬૬માં કેરળ સાહિત્ય એવાર્ડ મળ્યો. તદુપરાંત હું ઈલ્લસ્ટ્રેટેડ વીકલીની કવિતા-

ઓની એડીટર, કેરળ ચિલ્ડ્રન્સ ફિલ્મ સોસાયટીની અધ્યક્ષ, કેરળ ફોરેસ્ટ ચેરમેન નામની અંગ્રેજી પત્રિકાની ઓરિએન્ટલ રીડર રહી ચૂકી છું. મારી એક રચના 'મારી કહાની' છે. તે ભારતીય ભાષાઓ ઉપરાંત પંદર વિદેશી ભાષાઓમાં અનુદિત થઈ છે. *(ડો. સુરય્યાની અંગ્રેજી કવિતાઓ દુન્યાની મહાન યુનિવર્સિટીઓના પાઠયક્રમમાં દાખલ છે.)*

**પ્રશ્ન :** ઈસ્લામથી આપને સબંધ કયારે જોડાયો ?

**ઉત્તર :** ઈરશાદ અહમદ અને ઈમ્તિયાઝનો ઉછેર જ્યારે મેં મારા હસ્તક લીધો, ત્યારે મેં ઈરાદો કર્યો કે એમની ઈસ્લામી તા'લીમની પણ હું વ્યવસ્થા કરૂં. પરંતુ કોઈ કાબેલ આલિમ મળી શકયો નહીં. લાચારવશ મારે પોતાને ઈસ્લામનો અભ્યાસ કરી એમને સમજાવવું પડયું. આ રીતે મને ઈસ્લામની જાણકારી મળી.

**પ્રશ્ન :** ઈસ્લામની કઈ તાલીમે આપને પ્રભાવિત કર્યા ?

**ઉત્તર :** **હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના પવિત્ર જીવન-ચરિત્રે મને પ્રભાવિત કર્યું. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ૬૩ વર્ષનું જીવન અનેક ઉતાર–ચઢાવ સાથે ચાલ્યું. શરૂઆતમાં આપ અતિ સુંદર બાળક હતા, પછી શાસક બન્યા અને છતાં આપનું જીવન તો અતિ સાદુ જ રહયું. એમણે સત્તા સાથે જીવનધોરણ ન બદલ્યું. આ ચીજે મને પ્રભાવિત કરી.**

**પ્રશ્ન :** ઈસ્લામ સ્વીકારની ઈચ્છા આપને કયારે થઈ ?

**ઉત્તર :** સને ૧૯૭૨માં. મેં મારી ઈચ્છા મારા પતિને જણાવી. તે એક હિંદુભકત હતા. તેમણે કહયું કે, બાળકોની શાદી થઈ જવા દો, નહીંતર બંને કૌમો આપણાથી નારાજ થશે. બાળકોના ભવિષ્ય ખાતર હું ચૂપ રહી. હું કોઈના માટે રૂકાવટ બનવા નહોતી ઈચ્છતી.

**પ્રશ્ન :** કેરળ પુસ્તકાલય કાઉન્સિલના ઉદ્‌ઘાટન વેળા ઈસ્લામને પ્રકટ કરવાનો તમે ઈરાદો કરી લીધો હતો ?

**ઉત્તર :** ના, પહેલેથી ઈરાદો નહોતો કર્યો. ઉદ્‌ઘાટન વેળા બોલતાં–બોલતાં મને એમ લાગ્યું કે એક નૂર મારી આસપાસ મંડરાય રહયુ છે. મેં દિલમાં જ ઈરાદો કરી લીધો અને અનાયાસ મારી જીભ ચાલી અને મેં ઈસ્લામ સ્વીકારની જાહેરાત કરી. મારા હાથ અનાયાસે આકાશ તરફ લંબાયા અને જીભ પર અલ્લાહુ અકબર આવ્યું. દસ મિનિટ સુધી સન્નાટો છવાય ગયો. તે સભામાં હજારો માણસો હતા, પરંતુ કોઈ મુસલમાન ન હતું.

**પ્રશ્ન :** ઈસ્લામ સ્વીકાર્યા બાદ હવે તમને કેવું લાગે છે ?

**ઉત્તર :** પહેલાં મને એકાંત કોરી ખાતું હતું. હવે તેનાથી છૂટકારો મળ્યો. પહેલાં મારૂં કોઈ નહોતું, હવે મારો અલ્લાહ છે. તહજ્જુદમાં ઉઠીને અલ્લાહપાકના દરબારમાં હું રહું છું. ઓરતો આઝાદી ઈચ્છે છે, પરંતુ તેમની ભલાઈ અલ્લાહ તબારક વ તઆલાની ગુલામીમાં જ છે. ઓરતોને આજે સૌથી વિશેષ સુરક્ષાની જરૂરત છે અને તે ફકત ઈસ્લામમાં જ છે. હું વૃધ્ધ અને મધુપ્રમેહની રોગી છું. મને ત્રણ વાર હાર્ટએટેક થયેલ છે. હું પહેલાં ઘરમાં પણ વ્હીલચેરથી ફરતી. હવે મેં તે સ્ટોરરૂમમાં નાંખી દીધી છે. દુન્યાના મુસલમાન હવે મારી સાથે છે. મુંબઈમાં ડો. ઝાકિર નાયક અને મૌલાના સલમાન નદવીથી મારી મુલાકાત થઈ. હમણાં જ હું કતરથી આવી છું. મને લોકો 'માં' કહે છે.

**પ્રશ્ન :** ઈસ્લામ સ્વીકાર પછી વિરોધ વંટોળ ઉઠયો ખરો ?

**ઉત્તર :** અસંખ્ય ફોન તેમજ પત્રો આવ્યા. જેમાં હિંદુ ધર્મ તરફ પરત આવવાની વાત હતી. ધમકીઓ પણ મળી. હત્યાની ધમકી મળી. મારા વિરૂદ્ધ પોસ્ટર લગાડવામાં આવ્યા. પોલીસ સુરક્ષાની વાત આવી પરંતુ મેં ઈન્કાર કર્યો. શહાદત મળશે તો મારૂં જીવન ધન્ય થશે. કેટલાક લોકો મારા ઘર પર હુમલો કરવા આવ્યા. મેં દરવાજો ખોલ્યો અને કહયું : જેને જાન વહાલી હોય તે જતો રહે. બધા જતા રહયા.

**પ્રશ્ન :** આપના બાળકો આ વિશે શું વિચારે છે ?

**ઉત્તર :** તેઓ ખુશ છે. મારા જીવન પરિવર્તનના પહેલેથી તેઓ સાક્ષી છે.

મારા મોટા દીકરાએ મારી ઈસ્લામ સ્વીકૃતિનો પ્રબંધ કર્યો.

**પ્રશ્ન :** ઈસ્લામ સ્વીકાર બાદ પ્રાચીન મિત્રો અને સાહિત્યિક દુન્યાની કેવો સબંધ છે ?

**ઉત્તર :** હું લોકોને ઈસ્લામ સમજાવું છું. પહેલા જેવો જ બધા સાથે મારો સબંધ છે.

**પ્રશ્ન :** હવે પછી આપ શું કરવા ઈચ્છો છો ?

**ઉત્તર :** અલ્લાહના વખાણમાં કવિતાઓ લખીશ. ઘરડા ઘર ઉભુ કરીશ.

**પ્રશ્ન :** મુસલમાનોને કાંઈ કહેવા માંગો છો ?

**ઉત્તર :** મારા ઈમાન પર ખાત્માની દુઆ કરે.

**પ્રશ્ન :** ભારતીય મુસલમાનોને કોઈ સંદેશ ?

**ઉત્તર :** ઈસ્લામને જીવનમાં દાખલ કરો. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પેરવી કરો. અજ્ઞાનીઓથી પોતાને બચાવો. એક સાચા મુસલમાન તરીકે જીવન વિતાવો. *(સૌજન્ય : સચ્ચા રાહી, લખનઉ)*

## ઈસ્લામ જેને હું ચાહું છું

આ અમર કૃતિ ‘‘ઈસ્લામ જેને હું ચાહું છું’’ના લેખક જનાબ અબ્દુલ્લાહ અડિયાર છે. તેમનો જન્મ ૧૯૩૫માં તામિલનાડુના કોઈમ્બતૂર જિલ્લાના એક નગર તિરુરમાં થયો હતો. ઈન્ટર મીડિયેટ સુધી તેમણે શિક્ષણ મેળવ્યું. સ્કુલ અને કોલેજ જીવન દરમ્યાન સાહિત્યિક કાર્યક્રમોમાં તેમને ઘણો રસ રહ્યો. તેઓ કોલેજના તમિળ સાહિત્ય વિભાગના મંત્રી પણ રહ્યા.

કટોકટીકાળમાં જ્યારે મીસા હેઠળ તેમની ધરપકડ કરવામાં આવી અને તેઓ દોઢ વર્ષ સુધી અટકાયતમાં રહ્યા ત્યારે ઈસ્લામનું અધ્યયન કરવાની એક વધુ તક તેમને પ્રાપ્ત થઈ ગઈ. આ તક ઝડપી લઈને તેમણે ઈસ્લામનો ઉંડો અભ્યાસ કર્યો.

મુક્ત થયા પછી ‘‘ઈસ્લામ જેને હું ચાહું છું’’ના નામથી તેમણે નિરંતર સળંગ લેખમાળા પોતાના અખબારમાં શરૂ કરી.

સમગ્ર દુનિયા નિકટ ભવિષ્યમાં પ્રત્યક્ષરૂપે અથવા પરોક્ષરૂપે ઈસ્લામનો સ્વીકાર કરી લેશે એ અડિયાર સાહેબનો અડગ વિશ્વાસ છે.

મહત્વની વાત તો એ છે કે, દૈનિક અખબારના સંપાદન વિભાગ સાથે સંકળાયેલ એક બિનમુસ્લિમની હૈસિયતથી કરાયેલ અધ્યયન બાદ તેમણે પોતે પણ ઈસ્લામ અંગીકાર કરી લીધો હતો. આ બાબત મહત્વપૂર્ણ એટલા માટે છે કે, ઈસ્લામ અને તેને લગતી અનેક બાબતો અંગે લખનારા તો અનેક છે, પરંતુ તેઓ આ પ્રાકૃતિક અમૂલ્ય નેઅમતથી વંચિત રહ્યા છે.

ઈસ્લામ ધર્મને હું ખાસ માન અને ઈજ્જતપૂર્વક જોઉં છું. આ બાબતમાં હું મારા વિચારો અત્રે લખી રહ્યો છું. આશા છે કે, વાચકો રસપૂર્વક વાંચશે.

સામાન્ય રીતે ધર્મોના વડાઓને રૂઢિચુસ્ત કહેવામાં આવે છે, પરંતુ મારા સંશોધન પ્રમાણે આ બધા જ પોતપોતાના જમાનાની **અજ્ઞાન રૂઢિ-ઓની સામે અવાજ ઉઠાવનારા ક્રાંતિકારી નેતા હતા.**

હિંદુ ધર્મ અથવા વૈદિક ધર્મની સુધારણાનો પ્રયાસ કરનારા શંકરાચાર્યો પણ ક્રાંતિકારી હતા. વેદનો એક અર્થ છૂપું અથવા ગુપ્ત રાખવો છે. આ પ્રકારના વિચારો ધરાવતી દુનિયામાં “વેદ સૌના માટે છે” એ સૂત્ર પોકાર-નાર રામાનુજમ (Ramanujam) પણ ક્રાંતિકારી હતા.

હઝરત ઈસા (અલૈ.)નું વ્યક્તિત્વ પણ પોતાના જમાનાના અજ્ઞાનતા-પૂર્ણ રિવાજો વિરૂદ્ધ અવાજ બુલંદ કરનાર ક્રાંતિકારી વ્યક્તિત્વનું હતું. આવી રીતે જો આપણે ધર્મોના ઈતિહાસનો અભ્યાસ કરીએ તો આપણને જણાશે કે, એમની આગેવાન વ્યક્તિઓ રૂઢિચુસ્ત નહીં, બલ્કે ક્રાંતિકારી રહી છે.

હું આ વાત છડેચોક કહેવામાં જરાય ડરતો નથી કે, આ ક્રાંતિકારી વ્યક્તિઓમાં સૌથી મહાન વ્યક્તિત્વ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું છે. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સિવાયની બીજી વ્યક્તિઓએ જ્ઞાન અને બુદ્ધિમત્તા કોઈ ને કોઈના સંપર્ક દ્વારા મેળવ્યા છે. વળી, એમના માં-બાપ કે એમનું કુટુંબ એમની કેળવણીનું એક સાધન રહ્યું છે. પરંતુ આપણે જોઈએ છીએ કે, મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ

વસલ્લમ)ના સંજોગો આનાથી સાવ અલગ છે. આપના જન્મ અગાઉ આપના પિતા અબ્દુલ્લાહ અવસાન પામ્યા. પિતાનો ચહેરો જે લોકોએ ન જોયો હોય તે લોકો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની તંગીઓ અને મુશ્કેલીઓનો અંદાજ સારી રીતે કરી શકે છે.

આ તંગીઓ અહીં પૂરી ન થઈ. આપ હજુ ૬ જ વર્ષના હતા ત્યાં વ્હાલસોયી માતાની છાયાથી પણ તેઓ વંચિત થઈ ગયા. આપ પોતાની માતા અને ઉમ્મે ઐમનની સાથે યસરબ (મદીના) તરફ જઈ રહ્યા હતા, જ્યાં આપના પિતાની કબર હતી, ત્યાં રસ્તામાં જ માતાનું પણ અવસાન થઈ ગયું.

પિતાનું મુખ ન જોયું, નાની વયે અને રસ્તામાં માતાથી વિખૂટા પડવાનું દુઃખ પણ સહેવું પડ્યું. આ અનાથ બાળકને આશરો આપવા માટે દાદા અબ્દુલ મુત્તલિબ આગળ આવ્યા, પરંતુ બે વર્ષ પણ પસાર થયા ન હતા કે તેઓ પણ અવસાન પામ્યા.

બાપ પછી માં અને પછી દાદાના વાત્સલ્યથી પણ વંચિત ! અને આ બધી વંચિતતાઓ આઠ જ વર્ષમાં ! હવે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સાવ એકલા ઉભા હતા !

માનવજગતને અલ્લાહપાકની કૃપા અપાવનાર આદરણીય નબી જ નિરાધાર અને એકલવાયા દેખાતા હતા !

આવા સમયે આપના કાકા અબૂ તાલિબે આપનો સાથ આપ્યો. પરંતુ માં-બાપ વિહોણા બાળકની તકલીફોનો અંદાજ એ લોકો કરી શકે, જેઓ માં-બાપ ગુમાવી બેઠા હોય !

આવી રીતે તંગીઓનો સામનો કરી રહેલા એક અનાથ બાળકના હાથે ઈસ્લામ જેવી મહાન સંપત્તિ દુનિયાને મળી. કેવી રીતે આ અનાથનો સંદેશ સ્પેનથી ચીન સુધી, દુનિયાના આ છેડેથી પેલા છેડા સુધી ફેલાયો ! આ એક હેરત પમાડનારી હકીકત છે. **નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું નિર્દોષ, નિષ્કલંક અને ખામીરહિત પવિત્ર જીવન જ ઇસ્લામના સૌથી**

**વિસ્તૃત પ્રસારનું મુખ્ય કારણ છે. એમ કહેવું તદ્દન સાચું છે કે, મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું વ્યક્તિત્વ માનવજાત માટે શ્રેષ્ઠ નમૂનો છે.**

કૌટુંબિક જવાબદારીઓ પૂરી કરવાની સાથે દીન તરફ લોકોને બોલાવવા અને એની સ્થાપનાની જવાબદારીઓ નિભાવવી આપણને આ મહાન નબીના જ જીવનમાં દેખાય છે.

ગૌતમ બુદ્ધે સન્યાસ લીધો હતો, શંકરાચાર્યે લગ્ન કર્યા ન હતા, હઝરત ઈસા અલૈહિસ્સલામ અપરિણિત હતા ! **અનેક ધર્મોના વડાઓ બ્રહ્મચારી, અપરિણિત અને સન્યાસી જ દેખાય છે ! પરંતુ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પોતાની અંગત જવાબદારીઓને પણ પૂરી કરતા દેખાય છે અને દીનની સ્થાપનાની બધી જવાબદારીઓનો ભાર પણ પોતાના ખભે ઉઠાવતા દેખાય છે !**

માત્ર એક જ પત્ની નહીં, ઘણી પત્નીઓની જવાબદારીઓ પણ આપના શિરે છે. આટલા બધા બોજાઓ છતાં આપનું કૌટુંબિક જીવન પણ આદર્શ અને નમૂનારૂપ !

લોકોએ આપને 'અલ-અમીન' અને 'અસ-સાદિક' કહ્યા, પરંતુ જ્યારે આપે તેમને દીન તરફ બોલાવ્યા, તો એ જ લોકો આપના કટ્ટર વિરોધી બની ગયા. **ધર્મોના ઈતિહાસમાં કેટલાય ક્રાંતિકારીઓએ દાવત આપી પોતાના સંદેશ તરફ લોકોને બોલાવ્યા, પણ કોઈનો આવો સખત વિરોધ કરવામાં ન આવ્યો, જેટલો આપનો થયો. આટલો તીવ્ર વિરોધ ઉઠવા માટે આપના સંદેશમાં એવી તે કઈ વાત હતી ?**

ધાર્મિક આગેવાનો ઉપર સામાન્ય લોકો સહેલાઈથી વિશ્વાસ કરતા નથી. ઘણા ધાર્મિક વડાઓ અચરજમાં નાંખતી અને સામાન્ય નિયમથી વિરૂદ્ધ વસ્તુઓ દેખાડે છે અને એમના ચમત્કાર જોઈને સામાન્ય માનવી-ઓનો ચમત્કાર-પ્રિય માનસ એમની ઉપર ભરોસો કરવા લાગે છે.

**આવા ચમત્કારોથી અલગ રહીને શુદ્ધ અને ઉંડું જીવન જો**

**કોઈને દેખાતું હોય તો તે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું છે. એટલું જ નહીં, બલ્કે જ્યારે આવા ચમત્કાર કરવા માટે આપની સમક્ષ માંગણી કરવામાં આવી, તો તેના જવાબમાં આપે કુર્આન મજીદ રજૂ કરી દીધું.** બાહ્ય ચમત્કારોથી પર રહીને જ્ઞાન અને ડહાપણ તરફ બોલાવનારૂં ક્રાંતિકારી વ્યક્તિત્વ નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું છે.

હું આગળ વર્ણવી ગયો છું કે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ મૂર્તિઓને તોડવાનું અને ચિત્રો દૂર કરવાનું એક મહાન ક્રાંતિકારી કામ પુરૂં કર્યું. માનવ ઈતિહાસની એક બીજી ક્રાંતિનો ઉદ્‌ભવ પણ આપના હાથે થયો છે.

પિતા, પુત્ર અને પવિત્ર આત્માની ત્રિમૂર્તિ (Trinity) ખ્રિસ્તીઓની પાયાની માન્યતાઓ પૈકી છે. પાપીઓને મુક્તિ અપાવવા માટે અને માનવ-જાતના પાપોની સજા પોતે ભોગવવા માટે શૂળી ઉપર ચઢીને હઝરત ઈસા મસીહ અલયહિસ્સલામે જીવ આપ્યો. પછી ત્રીજા દિવસે જીવતા થઈને પિતાની ડાબી તરફ તખ્ત ઉપર બિરાજ્યા. આ છે ખ્રિસ્તી ભાઈઓની માન્યતા.

(૧) હઝરત મસીહ અલયહિસ્સલામ ખુદાના પુત્ર છે.

(૨) તેઓ મર્યા પછી પુનઃજીવિત થયા.

ઉપરોક્ત બંને વાતોમાં ન માનનાર ખ્રિસ્તી ન હોઈ શકે. આ બંને માન્યતાઓ ખ્રિસ્તી જગત ઉપર છવાયેલી હતી. એવા સમયે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)ને પયગમ્બર બનાવીને મોકલવામાં આવ્યા. આપે આ બંને માન્યતાઓને ખોટી ઠરાવી. આપે કહ્યું કે, હઝરત મસીહ અલયહિસ્સલામ ખુદાના પુત્ર નહીં, ખુદાના નબી હતા.

મૂળ વાત આ છે કે, તેમને શૂળીએ ચઢાવવામાં આવ્યા ન હતા, એમને પકડવા માટે જ્યારે એક જૂથ એમના મકાનમાં પ્રવેશ્યું, તો એમની અંદરનો જ એક માણસ એમના જેવો જ દેખાવા લાગ્યો. એ જ માણસને શૂળી ઉપર ચઢાવવામાં આવ્યો. કુર્આનમાં ફરમાવવામાં આવ્યું છે : ‘‘જો કે હકીકતમાં

તેમણે ન તો તેની હત્યા કરી, ન તો શૂળી પર ચઢાવ્યો, બલ્કે મામલો તેમના માટે શંકાસ્પદ બનાવી દેવામાં આવ્યો.'' *(સૂરઃ નિસાઅ્ : ૧૫૭)*

કુર્આનમાં સ્પષ્ટતાપૂર્વક એ વાત જણાવી દેવામાં આવી છે કે, હઝરત ઈસા અલયહિસ્સલામ એક નબી હતા, એમની અંદર ખુદાઈનો કોઈ અંશ ન હતો. ખ્રિસ્તીઓ અને મુસલમાનોના શું મતભેદ છે, તે પ્રશ્ન અહીં ચર્ચા હેઠળ નથી. હું જે દષ્ટિકોણથી આ પ્રશ્નને નિહાળી રહ્યો છું, તે એ છે કે જે ધર્મની એ સમયે બોલબાલા હતી, જે એ સમયે એક મહાન શક્તિના રૂપમાં દુનિયામાં મૌજૂદ હતો તેની ખોટી માન્યતા વિરૂદ્ધ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ કોઈ પણ શેહશરમ વગર અવાજ ઉઠાવ્યો, પણ આના પ્રયત્નોમાં હઝરત ઈસા અલયહિસ્સલામની માન-મર્યાદા અને આદરમાં સહેજ પણ કમી આવવા ન દીધી.

વેદ, બાઈબલ અને અન્ય ધર્મોના ગ્રંથો અને કુર્આન મજીદની વચ્ચે એક મોટો તફાવત જોવા મળે છે.

**કુર્આન મજીદ અરબી ભાષામાં ઉતર્યું અને એની એ જ ભાષામાં બિંદુના પણ ફેરફાર વિના આજે પણ આપણી સમક્ષ મૌજૂદ છે.**

યહૂદીઓની તૌરાત જુઓ, એના ઉતરાણના સૈકાઓ પછી યહૂદીઓએ એનું સંપાદન કર્યું છે. હકીકતમાં તૌરાત હઝરત મૂસા અલયહિસ્સલામ ઉપર હિબ્રુ ભાષામાં ઉતરી હતી. સદીઓ પછી અને લિખિત સ્વરૂપ આપવામાં આવ્યું. પછી આ લિખિત સંગ્રહ નાશ પામ્યું. લેટિન અને ગ્રીક ભાષાના બાઈબલ જ બાકી રહ્યા. પછી આ ભાષાઓમાં તૌરાતના અનુવાદ ઉપરથી યહૂદીઓએ ફરીથી હિબ્રુ ભાષામાં રૂપાંતર કર્યા. આમ, અનુવાદ ઉપરથી મૂળ ભાષામાં તબ્દીલ કરવામાં આવેલા ગ્રંથની શી હાલત હશે એ સૌ કોઈ સમજી શકે છે. મૃત-સમુદ્ર (Dead Sea) નજીક કિમરાનની ગુફામાં જે હિબ્રુ ભાષામાં લખેલા પાના મળ્યા છે, તે પણ માત્ર બાઈબલના અમુક ભાગો જ છે. આ બાઈબલનું આધુનિકતમ સંશોધન છે.

હઝરત ઈસા અલયહિસ્સલામ ઉપર ઉતરેલું ગ્રંથ સુરયાની ભાષાની

એક બોલી 'અરબી' ભાષામાં હતું. પરંતુ આને સૌ પ્રથમ ગ્રીક ભાષામાં લખવામાં આવ્યું. પછી ગ્રીકમાંથી લેટિન ભાષામાં અનુવાદ કરવામાં આવ્યું, તે પછી વિવિધ ભાષાઓમાં. આમ, બાઈબલ પોતાની મૂળ ભાષામાં અસ્તિત્વમાં નથી, બલ્કે અનુવાદની ભાષામાં જ આપણી પાસે છે.

પરંતુ કુર્આન મજીદ જે ભાષામાં ઉતર્યું હતું, એ જ ભાષામાં આજે પણ આપણી સમક્ષ છે.

## કુર્આન મજીદના એક અન્ય ખાસ ગુણ ઉપર નજર નાંખો :

- હિંદુ ધર્મના વેદો પોતાની અસલ ભાષાને બદલે સંસ્કૃતમાં લખાયા, પરંતુ સંસ્કૃત પણ આજે બોલચાલની ભાષા નથી.
- યહૂદીઓના ધાર્મિક ગ્રંથની ભાષા હિબ્રુ પણ સદીઓ સુધી વ્યવહારમાં વપરાતી ન હતી. (ઈઝરાયલે આ ભાષાને ફરીથી પોતાની પ્રજા પર ઠોકી બેસાડી.)
- આવી રીતે હઝરત ઈસા અલયહિસ્સલામની ભાષા 'આરામી' અને ગૌતમ બુદ્ધની ભાષા 'પાલી' બંને આજે વ્યવહારમાં વપરાતી નથી.

જે જે ભાષાઓમાં આકાશી પુસ્તકો ઉતર્યા છે, તે બધી જ ભાષાઓ આજે મૃત બની ગઈ છે. આનાથી ઉલ્ટું કુર્આન અને એકમાત્ર કુર્આન જ બોલચાલમાં વપરાતી જીવંત ભાષામાં જીવંત ગ્રંથના રૂપમાં આપણી સમક્ષ છે.

## કુર્આન મજીદના એક અન્ય ગુણને પણ જરા જુઓ :

- ચાર વેદ.
- યહૂદીઓના ગ્રંથ તૌરાત.
- હઝરત મસીહ અલયહિસ્સલામની ઈન્જીલ.
- ગૌતમ બુદ્ધનું ગ્રંથ તમ્આ બુદમ.

**આ બધા જ ગ્રંથો જે મહાન વ્યક્તિઓને મળ્યા હતા, એ હસ્તીઓના અવસાન પછી ઘણા સમયે એમનું સંપાદન થયું. પરંતુ**

**કુર્આન અને માત્ર કુર્આન જ એ ગ્રંથ છે, જેનું તાત્કાલિક સંપાદન કરવામાં આવ્યું અને જેમ જેમ ઉતરતું ગયું, તેમ તેમ એનું સંપાદન અને લેખન કામ થતું ગયું.**

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આ કામ ઉપર દેખરેખ રાખતા રહ્યા અને આની તરફ વિશેષ ધ્યાન આપતા રહ્યા. આપની વફાત પછી તરત જ પ્રથમ ખલીફા હઝરત અબૂબક્ર (રદી.)એ સંપૂર્ણ કુર્આનને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે બતાવેલા ક્રમમાં એક ગ્રંથના રૂપમાં એકત્રિત કરાવી દીધું. આ કામ એમણે કુર્આન મજીદની સુરક્ષાને દૃષ્ટિ સમક્ષ રાખીને જ કર્યું. જ્યારે કુર્આન ઉતરી રહ્યું હતું ત્યારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સહાબીઓ એને ચર્મપત્રો અને પાંદડાં ઉપર લખતા ગયા અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને સંભળાવતા ગયા. આમ, કુર્આનને સાચી રીતે બરાબર લખાવવા માટે પૂરેપૂરી વ્યવસ્થા કરવામાં આવી.

જેમ જેમ ગ્રંથ ઉતરતું ગયું, તેમ તેમ ખાસ પ્રકારની તકેદારી અને વ્યવસ્થા દ્વારા એના લેખનની કામગીરી થતી રહી. આટઆટલી તકેદારી અને વ્યવસ્થિત રીતે લખાનાર ગ્રંથ એકમાત્ર કુર્આન મજીદ છે.

કુર્આન મજીદની દરેકે દરેક આયતો અલ્લાહપાક તરફથી ઉતરેલી છે. **વેદોમાં ખુદાપાકની પ્રશંસામાં ગાયેલાં માનવરચિત ગીતો છે. તૌરાતમાં બની ઈસરાઈલનો ઈતિહાસ અને નબીઓના ઉપદેશો પણ દાખલ કરી દેવામાં આવ્યા છે. ઈન્જીલમાં ઈતિહાસ પણ છે અને નબીઓ અને સુધારકોના ઉપદેશો અને બોધવચનો પણ.**

**પરંતુ કુર્આન મજીદ એ ગ્રંથ છે, જેમાં બધી જ આયતો અલ્લાહપાક તરફથી છે.** માનવીઓની સુધારણા માટે, માનવીઓને ગફલતમાંથી જાગૃત કરવા માટે, માનવીઓને શિખામણ આપવા માટે, આમાં ઐતિહાસિક બનાવો પણ, મનુષ્યો અને સૃષ્ટિ તરફના સંકેતો અને જ્ઞાન તથા વિવેકથી પરિપૂર્ણ ઉપદેશ પણ જોવા મળે છે. પરંતુ એ બધું જ

અલ્લાહ તઆલા તરફથી ઉતરેલું છે. નબીએ કરીમ (સલ.) કે બીજા કોઈની તરફથી આની અંદર કંઈ પણ દાખલ કરવામાં આવ્યું નથી.

**નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના પોતાના વચનો (શબ્દો) અને અમલ (આચરણ) તેમજ ઉપદેશ-બોધનું અલગ સંપાદન કરવામાં આવ્યું છે. આમાંથી કોઈ પણ વસ્તુને કુર્આનમાં દાખલ કરવામાં આવી નથી. આવી રીતે કોઈ પણ જાતની ભેળસેળ વિના અલ્લાહના શબ્દોનો સંગ્રહ કુર્આન મજીદ છે.**

**બીજા ધર્મોના ગ્રંથો અમુક નિશ્ચિત વર્ગોને વાંચવા માટે હોય છે. દા.ત. બ્રાહ્મણ, આચાર્યો અને ભિક્ષુ વગેરે.**

વેદનો એક અર્થ ગુપ્ત રાખવાની વસ્તુ એમ પણ થાય છે. અર્થાત્ જેને સામાન્ય લોકોની નજરથી છૂપું રાખવું જોઈએ. **ખુદાના શબ્દો ખુદાના તમામ બંદાઓ માટે હોય, કોઈ પણ ભેદભાવ વિના બધા જ લોકો માટે હોય, સૌને વાંચવા માટે, સૌને કંઠસ્થ કરવા માટે હોય, આ આદેશ માત્ર કુર્આન આપે છે.** કુર્આનના 'હાફિઝ' હોય એવા માણસો સેંકડો ને હજ્જારોની સંખ્યામાં દરેક જમાનામાં થયા છે. આ વિશેષતા પણ આ ગ્રંથ (કુર્આન)ને જ પ્રાપ્ત છે.

ઈતિહાસ જોતાં જણાય છે કે, કેટલાક લોકોને વેદ વાંચવા કે સાંભળવા બદલ સજાપાત્ર ઠેરવવામાં આવ્યા છે અને સજાઓ પણ આપવામાં આવી છે. આનાથી ઉલ્ટું કુર્આનની આ ખૂબી છે કે, તે કહે છે કે આ શબ્દો અલ્લાહપાક તરફથી છે અને એમનું સાંભળવું દરેકને માટે જરૂરી અને સૌભાગ્યની વાત છે.

સામાન્ય રીતે ધાર્મિક ગ્રંથો દાવો તો એવો કરતા હોય છે કે, તેઓ મનુષ્યને ખુદા સાથે મિલાવે છે. પરંતુ વ્યવહારમાં જોવામાં એમ આવ્યું છે કે, **તેઓ મનુષ્યોને રાજાઓ, જાગીરદારો અને પૂજારીઓની આગળ ઝુકાવી દે છે** અને પ્રજાના હાથોમાં બેડીઓ પહેરાવવા અને તેમને લાચાર બનાવી દેવાનું કામ પણ આ જ ગ્રંથો કરે છે.

શાસકોને ઈશ્વરના અવતાર, પ્રતિનિધિ અને ઝિલ્લે ઈલાહી (ઈશ્વરનો પડછાયો)ના ઈલ્કાબો અપાવવામાં આવ્યા. અમુક ગ્રંથોમાં તો માનવ સ્વતંત્રતાની માત્ર વાત જ કહેવામાં આવી છે, પરંતુ વ્યવહારમાં માનવીને માનવીની ગુલામીમાંથી મુક્તિ આપવામાં તેઓ નિષ્ફળ રહ્યા છે. બીજી તરફ આપણે એ જોઈએ છીએ કે, **કુર્આન મજીદ જોરશોરથી કહે છે કે, માનવીને માનવીની ગુલામી કરવી જોઈએ નહીં. મનુષ્યે મનુષ્યને આજ્ઞાધીન ન થવું જોઈએ, માનવીએ માનવીની પૂજા ન કરવી જોઈએ.** એક મનુષ્યે બીજા મનુષ્ય સમક્ષ હાથ લાંબો ન કરવો જોઈએ. કુર્આને આ તાલીમને એટલી દઢતાપૂર્વક વર્ણવી છે કે, એના માનનારાઓની નસોમાં આ વિચારો લોહી બનીને દોડવા લાગ્યા. આવી રીતે કુર્આને પૂજાની, ગુલામીની, આજ્ઞાપાલન અને સહકારની હકદાર એકમાત્ર અલ્લાહ તઆલાની હસ્તીને જ ઠરાવી છે.

આ તાલીમને અપનાવવાથી શું થાય છે અને ખરેખર અમલથી શું થયું ? માનવી ઉપરથી માનવીનું ઈશ્વરીય (ખુદાઈ) મિટાવી દેવામાં આવ્યું, માનવી ઉપર માનવીના જુલ્મ અને અત્યાચાર ખતમ કરવામાં આવ્યા, માનવચિંતન અને તેના વિકાસ આડે આવતી રુકાવટોનો ભૂક્કો બોલાવી દેવામાં આવ્યો.

માનવીને સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત થઈ, પ્રત્યેક આત્મસન્માનની આંખ ઉઘડી, માનવજીવનમાંથી અંધારા દૂર થયા અને એક પ્રકાશનું કિરણ ફૂટી નીકળ્યું.

માનવીની આઝાદી, માનવસમાનતા અને ન્યાય, આ ત્રણ સર્વશ્રેષ્ઠ પાયાના સિદ્ધાંતો ઉપર કુર્આન મજીદ માનવસમાજની રચના કરે છે.

## કુર્આનનો એક વધુ વિશિષ્ટ ગુણ જુઓ :

ઘણા ધાર્મિક ગ્રંથો માનવીના સાંસારિક જીવનને પાપનું જીવન કહે છે. આનાથી જેમ બને તેમ જલ્દી છૂટી જવાની, એનો ત્યાગ કરવાને અને તેને છોડી દેવાની શિખામણ આપે છે.

આનાથી ઉલ્ટું કુર્આન એમ કહે છે કે, માનવી અલ્લાહનું સર્વશ્રેષ્ઠ સર્જન છે. તે જીવનમાં માનવીની ફરજોના મહત્વનું ભાન કરાવે છે. એ કર્મોને કદરની નજરે નિહાળે છે અને જીવનમાં એ કામો કરવા માટે ભાર-પૂર્વક તાકીદ કરે છે અને કહે છે કે, આ ફરજો પૂરી કરવાથી તમને સંપૂર્ણ જીવન પ્રાપ્ત થશે અને જીવનમાં સુંદરતા અને આકર્ષણ પેદા થશે. માનવ-જીવનને આદરની નજરથી અને ઈજ્જતપૂર્વક જોનારો ગ્રંથ કુર્આન છે.

**તે જીવનસંગ્રામથી ભાગવાની શિખામણ આપતું નથી, પણ આ પુસ્તક તો કહે છે કે, જીવનના આ જ સંઘર્ષ દ્વારા પૂર્ણ જીવન માનવીને પ્રાપ્ત થઈ શકે છે.**

આવા વિશિષ્ટ ગુણોથી ભરેલો આ ગ્રંથ ચોક્કસ અલ કિતાબ છે. આવી નેઅમતો આપનારો આ ગ્રંથ ખાત્રીપૂર્વક પવિત્ર (મુકદ્દસ) ગ્રંથ છે. આવી મહાનતાઓ સુધી પહોંચાડનારો આ ગ્રંથ નિઃશંક મહાન ગ્રંથ છે.

મનુષ્યની અંદર સચ્ચાઈ, નૈતિકતા અને માન-મર્યાદા વગેરે ગુણો પેદા કરવા માટે અને તેમની તાલીમ આપવા માટે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ઉઠાવવામાં આવ્યા. આપે ઘણી સાદાઈપૂર્વક આ મહાન તાલીમ, ડહાપણથી ભરેલી તાલીમ મનુષ્યોને આપી.

**ફલાણો માણસ ઈશ્વરનો અવતાર છે, ફલાણો ખુદાનો અંશ છે, એવા દાવા સાથે જ ધર્મો ઉભા થયા, એમને દુનિયાએ માન્યા અને એમનું અનુસરણ કરવાનો પ્રયાસ કર્યો. પરંતુ ઇસ્લામમાં આપણે જોઈએ છીએ કે, મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ન તો ખુદા કહેવામાં આવે છે, ન તો ખુદાનો પુત્ર કે પછી ખુદાના અવતાર !**

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સાવ સીધા-સાદા માનવી દેખાય છે. પરંતુ છે એક નેક ઈન્સાન, ઉચ્ચ નીતિમત્તાના માલિક. કુર્આન એલાન કરે છે કે, "હે નબી ! કહો કે હું તો માત્ર એક માનવી છું, તમારા જેવો, મારી તરફ વહી મોકલવામાં આવે છે કે તમારો ખુદા માત્ર એક જ ખુદા છે." *(સૂરહ કહફ : ૧૧)*

કુર્આને પાકમાં અનેક જગ્યાએ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મોઢે આ ઘોષણા કરવામાં આવી છે કે, તેઓ કહે છે કે, તેઓ એક માનવી છે, પાકબાઝ માનવી !

- **હું કોઈ ચમત્કાર દેખાડીશ નહીં.**
- **મારી પાસે આકાશોના ખજાના નથી.**
- **હું અદ્રશ્યની વાતો નથી જાણતો.**
- **હું માનવી છું, તમારા જેવો જ માનવી.**

આ દાવાઓ સાથે જો કોઈએ કોઈ ધર્મ સ્થાપ્યો હોય તો તે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની આદરણીય હસ્તી છે.

આ ઉપરાંત આની સાથે એક આશ્ચર્યજનક વાત આ પણ છે કે જે આપણને સામાન્ય ધર્મોના ઈતિહાસમાં ક્યાંય દેખાતી નથી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને આપના જીવનકાળમાં પણ માનવી જ માનવામાં આવ્યા અને અવસાન પછી પણ આજ સુધી માનવી જ માનવામાં આવે છે તેમજ કિયામત સુધી માનવી જ માનવામાં આવશે.

**કેટલાય ધર્મોના વડાઓ માનવીની જેમ જન્મ્યા, જીવન માનવીની હેસિયતથી જીવ્યા, માનવસમાજમાં સુધારણા અને ભલાઈના કામ કર્યા અને પછી અવસાન પામ્યા. પરંતુ એમની આંખો મીંચાતાં જ એમને ખુદાનો દરજ્જો આપી દેવામાં આવ્યો.**

ગૌતમ બુદ્ધનો દાખલો લો. તેઓ જન્મ્યા તો માનવી તરીકે હતા. હા, એ ખરૂં છે કે, તેઓ નેક કાર્યો કરતા હતા અને ભલાઈની શીખ આપતા હતા, પરંતુ જેવી એમની આંખ બંધ થઈ કે તેમને ખુદા બનાવી દેવામાં આવ્યા. પરંતુ ઈસ્લામમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની આદરણીય હસ્તીને ક્યારેય ખુદાનો દરજ્જો આપવામાં આવ્યો નથી. તેઓ બસ માનવી હતા. મહાન નીતિમત્તાથી સુસજ્જ માનવી અને પયગમ્બર હોવાની હેસિયતથી તમામ માનવજાતિ માટે ઉસ્વએ હસનહ, શ્રેષ્ઠ નમૂનો.

આ જ હેસિયતથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની પ્રશંસા

અને ગુણગાન પાછલા ચૌદસો વર્ષથી કરવામાં આવે છે. ઉપાસ્યનો દરજ્જો આપને આપવામાં આવ્યો નથી.

હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આરબ દેશમાં છઠ્ઠી સદીમાં જન્મ્યા. પરંતુ એના ઘણા સમય પહેલાં એમના આગમનની આગાહી હિંદુ ધર્મના વેદોમાં કરવામાં આવી છે. એક વડીલના મોઢે આ દાવો સાંભળીને મેં આ બાબતની તપાસ કરી. વેદોમાં પણ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આગમનની આગાહી જોઈને હું નવાઈ પામી ગયો. **મહર્ષિ વ્યાસના ૧૮ પુરાણોમાં એક પુરાણ 'ભવિષ્ય પુરાણ' છે. એનો એક શ્લોક છે : "એક બીજા દેશમાં એક આચાર્ય પોતાના સાથીઓ સાથે આવશે. એમનું નામ મુહામદ હશે. તેઓ રણ વિસ્તારમાંથી આવશે."** *(ભવિષ્ય પુરાણ, પ્રકરણ-૩, સૂત્ર ૫ થી ૮)*

સ્પષ્ટપણે આ શ્લોક અને સૂત્રમાં નામ અને સ્થળનો સંકેત છે. ભવિષ્યમાં આવનારી આ મહાન વ્યક્તિની બીજી નિશાનીઓ આ પ્રમાણે વર્ણવવામાં આવી છે :

**"તેઓ ખત્ના કરાવેલા હશે, એમને જટા નહીં હોય, તેઓ દાઢી રાખતા હશે, માંસ ખાશે, પોતાનો સંદેશ સ્પષ્ટ શબ્દોમાં જોરદાર રીતે રજૂ કરશે. પોતાના સંદેશના માનનારાઓને મુસલાઈના નામથી બોલાવશે."** *(પ્રકરણ-૩, શ્લોક-૨૫, સૂત્ર-૩)*

આ સૂત્રને ધ્યાનથી જુઓ. ખત્ના કરાવવાનો રિવાજ હિંદુઓમાં ન હતો. ચોટલી અહીં ધાર્મિક ચિહ્ન હતું. આવનાર વ્યક્તિ આ અજનબી વાતો ધરાવતી હશે તેવો સ્પષ્ટ નિર્દેશ કરે છે અને તેઓ પાછું આ સંદેશને માનનારા લોકો માટે મુસલાઈનું નામ છે. આ શબ્દ મુસ્લિમ અને મુસલમાન તરફ ઈશારો કરે છે.

અથર્વેદના પ્રકરણ-૨૦માં આપણને આ પ્રમાણેના શ્લોક જોવા મળે છે :

- હે ભક્તો ! આને ધ્યાનથી સાંભળો. પ્રશંસા પામેલો, જેની પ્રશંસા થશે તે મહામહે મહાન ઋષિ ૬૦ હજાર ૯૦ લોકો વચ્ચે આવશે.

મુહમ્મદનો અર્થ પ્રશંસા પામેલો. એમના જન્મ વખતે મક્કાની વસ્તી ૬૦ હજાર હતી.

- તેઓ વીસ નર-માદા ઉંટો પર સવારી કરશે. એમની પ્રશંસા અને ગુણગાન સ્વર્ગ સુધી થશે. આ મહાઋષિના સો સોનાના ઘરેણાં હશે.

  ઉંટ ઉપર સવારી કરનારા મહાઋષિને આપણે ભારતમાં જોતાં નથી. તેથી આ મુહમ્મદ અરબી (સલ.) તરફ ઈશારો છે. સો સોનાના ઘરેણાંનો અર્થ હબશ હિજરત કરનારા આપના સો સાથીઓ છે.

- દસ મોતીના હાર, ત્રણસો અરબી ઘોડા, દસ હજાર ગાયો એમની પાસે હશે.

- 'અશ્રએ મુબશ્શિરા' અર્થાત્ ૧૦ જન્નતીનો ઈલ્કાબ મેળવનારા અસ્હાબે રસૂલ છે. જંગે બદ્રમાં ભાગ લેનારા ૩૧૩ સહાબીઓને ત્રણસો અરબી ઘોડા સાથે સરખાવવામાં આવ્યા છે. દસ હજાર ગાયોનો અર્થ આપનું અનુસરણ કરનારાઓની વિપુલ સંખ્યા છે.

કુર્આન મજીદ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને રહ્મતુલલિલ આલમીનના ઈલ્કાબ વડે યાદ કરે છે.

ઋગ્વેદમાં પણ છે કે, **"રહમતનો ઈલ્કાબ પામનાર પ્રશંસા પામેલા દસ હજાર સાથીઓ સાથે આવશે."** *(ઋગ્વેદ : મંત્ર-૫, સૂત્ર-૨૮)*

**આવી રીતે વેદમાં મહામહે અને મુહામદના નામથી પણ આપના આગમનનો ઉલ્લેખ છે.**

## પાકી અને સ્વચ્છતા :

અજાણ્યા લોકો ઈસ્લામ અને મુસલમાનો વિશે ઘણી ગેરસમજો ધરાવે છે. એમની એક ગેરસમજ આ પણ છે કે, મુસલમાનોમાં સ્વચ્છતાનું કોઈ મહત્વ નથી. અમે આવા બધા જ ભાઈઓને કહીશું કે, અત્યંત શુદ્ધતા અને સ્વચ્છતાની તાલીમ આપનાર જો કોઈ ધર્મ હોય તો તે ઈસ્લામ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અનુસરણમાં જો આંતરિક તેમજ

બાહ્ય સ્વચ્છતા અપનાવવામાં આવે તો સમગ્ર ઈસ્લામી જગત સ્વચ્છતાનું ઉછેર-સ્થાન બની જાય.

ઈસ્લામમાં દરરોજ પાંચ વખતની નમાઝ ફરજિયાત બનાવવામાં આવી છે. અને સ્વચ્છતા (પાકી) વિના નમાઝ જ નથી થતી. પાકીને ઈસ્લામી રૂઢિપ્રયોગમાં 'તહારત' કહે છે. તહારતના ત્રણ પ્રકાર છે : (૧) શરીરની ચોખ્ખાઈ (૨) કપડાંની ચોખ્ખાઈ અને (૩) જગ્યાની ચોખ્ખાઈ.

ઝાડા-પેશાબ પછી શરીરને એકદમ ચોખ્ખું રાખવાની તાલીમ આ ધર્મ આપે છે. પેશાબ કર્યા પછી ચોખ્ખાઈ માટે માટીના ઢેફા અને પાણીનો ઉપયોગ કરવા ઉપર ભાર મૂક્યો છે. આ ઉપરાંત નીચેના જાહેર સ્થળો ઉપર મળમૂત્ર કરવાની ના પાડે છે.

રાજમાર્ગ, તળાવ અને નદી ઉપરના ઘાટ, વૃક્ષનો છાંયડો, ઈદગાહ, મસ્જિદ, કબ્રસ્તાન અને જાહેર સ્થળો વગેરે.

**આ અંગે ઉભા ઉભા પેશાબ કરવાથી, પાણીની અંદર મળમૂત્ર કરવાથી, સવારી ઉપર બેઠા બેઠા કુદરતી હાજતની મનાઈ છે.** આ બધી મનાઈમાં ખાસ કરીને ચોખ્ખાઈ અને પાકીને જ નજર સમક્ષ રાખવામાં આવ્યા છે. ઈસ્લામમાં ચોખ્ખાઈને જેટલું મહત્વ આપવામાં આવ્યું છે, એનો અંદાજ આપ એ હુકમ પરથી પણ કરી શકો છો કે, જેમાં ભૂંડ અને કૂતરા જેવા ગંદા પશુઓની લાળ વગેરે વાસણ પર લાગી જાય તો તેને સારી રીતે ધોઈને ચોખ્ખું કરવાના આદેશો આપવામાં આવ્યા છે. આવી રીતે જો કપડાં કે શરીર ઉપર લોહી, પરૂ અથવા મળમૂત્ર વગેરે લાગી જાય તો એને ધોઈને ચોખ્ખું કરવું જોઈએ. આવી જ રીતે ધાવતું બાળક પણ પેશાબ કરી દે તો પાણી નાંખી શરીર અને કપડાં સાફ કરવા જોઈએ.

**નમાઝ માટેની શરતરૂપે આ બાબત પણ છે કે, નમાઝ પઢવાની જગ્યા, મુસલ્લા અને નમાઝનો પોશાક અને શરીર પણ પાક અને ચોખ્ખા હોય.** નમાઝ પઢનાર માટે એ જરૂરી છે કે, પહેલાં વુઝૂ કરે (હાથ-પગ અને મોઢું ધુએ) અને ગુસ્લ (સ્નાન) જરૂરી બની ગયું હોય તો

ગુસ્લ કરવું પણ એના માટે જરૂરી છે. આ ઉપરાંત ગુસ્લમાં કોગળા કરવા, નાકમાં પાણી નાંખી એને પણ સારી રીતે સાફ કરવાનું અને પછી આખા શરીર ઉપર પાણી નાંખવું જરૂરી છે.

**વુઝૂમાં પણ કોગળો કરવામાં આવે છે અને નાકમાં પાણી નાંખીને સાફ કરવામાં આવે છે. મોઢું અને હાથ-પગ ધોવામાં આવે છે અને બધું જ ત્રણ-ત્રણ વખત કરવામાં આવે છે. ભીનો હાથ ફેરવીને માથું, ડોક, કાન અને માથાનો મસાહ કરવામાં આવે છે. આ અંગે મિસ્વાક (દાતણ) કરવાની પણ ખૂબ તાકીદ કરવામાં આવી છે અને એના ઘણા ફાયદા પણ વર્ણવવામાં આવ્યા છે.**

દરરોજ નમાઝ માટે પાંચ વખત વુઝૂ કરવું પડે છે. હવે આપ પોતે સમજી શકશો કે, ઈસ્લામમાં ચોખ્ખાઈનું કેટલું ધ્યાન રાખવામાં આવ્યું છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પોતે પાકીનું ખૂબ જ ધ્યાન રાખતા હતા. દાંત સાફ કરવા માટે આપનું મિસ્વાક હંમેશા આપના તકિયા નીચે રહેતું હતું. ગમે ત્યાં થૂંકવાને આપ નાપસંદ કરતા હતા. જો કોઈ ખોટી જગ્યાએ થૂંકી દેતું તો આપ જાતે એને સાફ કરી દેતા હતા. આપ પોતાના રહેઠાણની જગ્યાને કાચ જેવી ચોખ્ખી રાખતા હતા. આપનો પોશાક સાદો હતો, પરંતુ ''પાકી-સાફી ઈમાનનો ભાગ છે'' એ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું છે.

## ગંદી દુનિયા અને રૂપભૂખ્યા વરૂઓથી સુરક્ષિત પશ્ચિમી ખ્રિસ્તી સ્ત્રીની કહાણી

હું એક લીલી આંખોવાળી, સોનેરી વાળવાળી, ગોળો રંગ ધરાવનાર બત્રીસ વરસની બ્રિટિશ યુવતી છું. હું બ્રિટનના (લંડન પાસે આવેલા) કેન્ટ વિસ્તારમાં જન્મેલી છું. અત્યારે પણ ત્યાંજ રહું છું. હું એવી સંસ્કૃતિમાં જન્મેલી છું, જ્યાં અવરતને યૌવનના ઉંબરે પગ મુકતા જ રૂપ–શણગાર અને અંગોના પ્રદર્શનની તા'લીમ આપવામાં આવે છે. હું એ સ્પષ્ટ કરી દેવા માંગું છું કે હું મુસલમાન નથી, અને ઈસ્લામ સાથે મારે કોઈ સબંધ

નથી. હું ઈસાઈય્યતના સૌથી કટ્ટર અને પ્રાચીન ફિરકા કેથોલિક ચર્ચમાં માનનાર છું. મારો પરિવાર પણ એ જ સંપ્રદાયમાં માનનાર છે. હું કોઈ નેક અવરત નથી. હું રોઝી મેળવવા માટે અને શોખ ખાતર પણ ડાન્સરનું કામ કરુ છું. મારી ત્રણ સાહેલીઓ પણ કલબોમાં નિર્વસ્ત્ર નાચ કરે છે. મારા કેટલાક મુસલમાનો સાથે પણ સબંધો રહ્યા, તેઓ પણ મારા જેવી ઐશ પરસ્તીમાં માનનાર હતા.

આ શબ્દો હતા **'સ્ટેલા વ્હાઈટ ગોરી'**ના, જેણે ઓચિંતો જ બુરખો પહેરવાનો શરૂ કર્યો. જ્યારે તે બુરખાની હાલતમાં લંડનમાં આવી ત્યારે પ્રશ્નોની પરંપરા શરૂ થઈ. સાંભળનારોઓને વિશ્વાસ નહોતો આવતો. એકે પૂછયું : તમે કોઈ મુસલમાનના ઈશ્કમાં તો દિવાના નથી થયા, જેણે તમને જબરદસ્તી આમ કરવા માટે કહયું હોય ? સ્ટેલાએ કહયું કે, મારા જેવી ઔરત સાથે વળી કોઈ જબરીદસ્તી કરે ખરૂં ? મારા પર કોઈ જબરદસ્તી થઈ નથી.

આ બધુ કહયા બાદ સ્ટેલાએ કહયું : તમે લોકો એમ સમજો છો કે બુરખો એક ગુલામીની યાદગાર છે ? ખૂલ્લી તાંગોવાળી ઔરતો મને જોઈને મારા પણ દયા ખાઈ છે ! તેઓ કહે છે કે, આ તો જીવતી કબરમાં પહોંચી ગઈ છે ! હું એક અનુભવ ખાતર બુરખો પહેરનાર એવો એહસાસ કરવા લાગી કે, **મેં જાણે ગંદી દુનિયાથી મારી જાતને આઝાદ કરી દીધી છે. એમ લાગતું કે જાણે હું લોકોની નજરથી તદ્દન સુરક્ષિત થઈ ગઈ છું. વરૂઓથી સુરક્ષિત પિંજરામાં છું. જાણે કોઈએ મારા પર જાદુ કર્યો હોય !**

સ્ટેલા વ્હાઈટે કહયું કે, જ્યારે હું લંડનની ગલીઓમાં બુરખો પહેરીને ફરું છું ત્યારે મને એમ લાગે છે, કે જાણે હરવા ફરવા માટે મને અલગ જગ્યા મળી હોય. કોઈ મને સ્પર્શે કે ટકરાય એ વાતનો હવે ડર નથી. હવે ગમે તેમ ટીકી–ટીકીને જોનાર નજરો, આગળ વધતા શરીરો અને અનાપ શનાપ ગંદી વાતોથી દૂર છું. હું નરમ દિલ સ્ત્રી છું. લંડનમાં ભિખારીઓ મારી ભીંજાયેલી આંખો જોઈ મને ઘેરી વળે છે. તેમને વહેંચવા પૈસા ખતમ

થાય ત્યારે હું શરમાવું છું.

સ્ટેલા કહે છે કે, પહેલાં ટૂંકા વસ્ત્રો સાથે શોપિંગ કરવા જતી અન્ય અવરતો જેવી જ હું ગણાતી. જીભાજોડી કરી પૈસા ઘટાડી વસ્તુ હું ખરીદતી ત્યારે દુકાનદાર મારું શરીર લલચાઈ આંખોથી જોતો. હવે એ પરિસ્થિતિ રહી નથી. મુસલમાન દુકાનદાર મારી તરફ માનભરી નજરે જુએ છે.

મારો એક જમાનો અન્ય યુવતીઓ સાથે કલબોમાં એવી રીતે ગુજર્યો કે મેકઅપ, ઉંચી હીલના સેંડલ સાથે હું રહેતી. આ દરમિયાન બુરખા-વાળી અવરતને જોઈ તેઓ હસતી. એક બુરખાવાળી અવરતથી મુલાકાત થઈ તો તેમના પતિને મેં પૂછયું : તમે તમારી અવરત પાસે બુરખો કેમ પહેરાવો છો ? તેણે જવાબ આપ્યો : મારી અવરત હીરાની જેમ છે, હું નથી ઈચ્છતો કે તેને ડાઘ લાગે.

**હું કેથોલિક છું, પરંતુ બુરખામાં મને સંતોષ છે, હું મુસલમાન અવરતની એ વાત પર આશ્ચર્ય કરું છું જેમને અદ્‌ભૂત સંતોષ અને સુખ બુરખામાં મળ્યા છે ને છતાં વરૂઓ વચ્ચે ચૂંથાય જવા તે તૈયાર છે.** કોઈ મવલાનાની દીકરીએ આ વાત કરી હોત તો તેને હું કલમબધ્ધ ન કરત. આ એવી અવરતની વાત છે કે જેની એક નજર મેળવવા લોકો તરસે છે. કોટા (પાકિસ્તાન)ની કોલેજમાં કહેલી અન્ય એક મુસ્લિમ ઔરતની વાત, આપણા માટે તે અવરત પ્રધાનમંત્રી તરીકે કામની નથી, જે વોટ ખાતર માથુ ખુલ્લુ કરે. બ્રિટિશ ખાતૂન કહે છે, હું વરૂઓની નજરના પંજાથી છૂટી ગઈ. *(સૌજન્ય : અલફુરકાન)*

## એક આયત એક અમેરિકી વૈજ્ઞાનિક માટે ઇસ્લામ સ્વિકાર માટે નિમિત્ત બની

પાછલા દિવસોમાં અમેરિકા ખાતે છોડ ઉપર સંશોધન કરી રહેલા વૈજ્ઞાનિકોને જાણવા મળ્યું કે, છોડની અંદરથી અવાજરૂપે કેટલીક તરંગો નીકળે છે. જો વાતાવરણમાં ભળી જતાં પૂર્વે તેને અત્યંત શકિતશાળી આધુનિક રેકોર્ડર દ્વારા કેદ કરી લેવામાં આવે તો તે જ તરંગો રીતસરની

સમજમાં ન આવે એવા અવાજનું રૂપ ધારણ કરી લે છે. આ સંશોધન વિશે એક વિગતવાર રિપોર્ટ અમેરિકાથી પ્રસિધ્ધ થતાં "જર્નલ ઓફ પ્લાંટ મોલેક્યુલ્સ બાયોલોજી"માં છપાય ચૂકી છે.

પ્રત્યેક ક્ષણે નીકળતી રહેતી આ તરંગોને વૈજ્ઞાનિકોએ સમજવા માટે ત્રણ વર્ષ સુધી મથામણ કરી, પરંતુ તેઓ તેને કળી ન શકયા.

એટલે આ સંશોધનમાં મુખ્ય ભૂમિકા ભજવનારા વૈજ્ઞાનિક પ્રો. વિલિયમ બ્રાઉને અમેરિકા તથા યુરોપના અન્ય વૈજ્ઞાનિકોને આ શોધની કોઈ વૈજ્ઞાનિક સમજૂતી આપવા માટે પ્રેર્યા. પરંતુ કોઈ વૈજ્ઞાનિક તેની વ્યાખ્યા ન કરી શકયા. યોગાનુયોગ બ્રિટીશ વૈજ્ઞાનિકોની ટીમમાં એક મુસ્લિમ વૈજ્ઞાનિક પણ હતા. પાંચ દિવસના સતત અભ્યાસના અંતે જ્યારે તેમણે જાહેર કર્યું કે, "મારા માટે આ ઘટનામાં આશ્ચર્ય જેવું કશુંય નથી. કારણકે અમારા મુસ્લિમો પાસે પાછલા ચૌદસો વર્ષથી આ વૈજ્ઞાનિક સંશોધનની સમજૂતિ મૌજૂદ છે." બોર્ડના બધા સભ્યો સ્તબ્ધ થઈ તેમનું મોઢું જોવા લાગ્યા. બોર્ડે આગ્રહ કર્યો કે તમારી પાસે તેની દલીલ શું છે કે છોડવાઓ પણ બોલે છે ? એટલે તેમણે કુર્આનમાંથી સૂરએ બની ઈસ્રાઈલની ૪૩ મી આયત ખોલીને પઢવા માંડી. જેનો અનુવાદ આ મુજબ છે :

"સાતેય આકાશો અને પૃથ્વી તથા જે કંઈ એ સૌમાં છે તે અલ્લાહ પાકની પવિત્રતા બયાન કરે છે, અને કોઈ પણ વસ્તુ એવી નથી કે જે ખૂબીઓ સાથે તેની પવિત્રતા બયાન કરતી ન હોય, પણ તમે તેમની પવિત્રતા બયાન કરવાને સમજતા નથી; બેશક તે અલ્લાહ ઘણો સહનશીલ (અને) બક્ષનાર છે." *(બની ઈસ્રાઈલ : ૪૩)*

**અવાજની આ તરંગો વાસ્તવમાં તો પેલા છોડવાઓની તસ્બીહ છે. આ મુસ્લિમ વૈજ્ઞાનિકના તારણથી હોલમાં સન્નાટો છવાય ગયો.** આ મિટિંગ પછી ઉક્ત વૈજ્ઞાનિક ટીમના વડા મિ. બ્રાઉને ઈસ્લામ વિશે હજુ વધારે જાણવાની ઈચ્છા દર્શાવી. આ અભ્યાસ અંતે તેઓને ઈસ્લામ સ્વીકાર સુધી દોરી ગયો.

# મુહમ્મદ માર્માડ્યુક પિકથોલ

૧૯મી સદી દરેક હિસાબથી મુસ્લિમો માટે પડતીની સદી હતી. મુસ્લિમ જગત પર અંગ્રેજો, ડચ તથા ફ્રેંચ લોકોએ કબ્જો જમાવી દીધો હતો. પોતાના કબ્જાને સુદઢ કરવા તેમણે પોતાની યુનિવર્સિટીઓમાં Oriental Studiesના નામે અનેક વિભાગો શરૂ કર્યા. જેમાં વિશેષ કરીને મુસ્લિમોના ધર્મ, સંસ્કૃતિ તથા ભાષાનો અભ્યાસ કરવામાં આવ્યો. જો કે તેમાં તેમની પૂર્વગ્રહયુક્ત માનસિકતા છતી થતી હતી, પરંતુ તેમના કારણે મુસ્લિમ વિદ્વાનોને પણ ઐતિહાસિક સ્ત્રોતોના નવેસરના અભ્યાસની સભાનતા આવી.

ઈસ્લામની છાપ તે વખતે યુરોપમાં એક અસભ્ય તથા જૂનવાણી ધર્મની હતી, પરંતુ એવી ઘટનાઓ ઘટી કે, અમુક ન્યાયપ્રિય લોકોએ ઈસ્લામ તથા મુસ્લિમો વિશે જાણ્યું અને પોતાની ન્યાયપ્રિયતાના કારણે ઈસ્લામ અંગીકાર કરી લીધો. તેમણે દઅવત તથા ઈસ્લાહનું પણ કાર્ય કર્યું. પરિણામસ્વરૂપે ઈંગ્લેન્ડ તથા ફ્રાંસમાં નવમુસ્લિમોના નાના જૂથો દેખાવા લાગ્યા, તથા મસ્જિદો બંધાવા લાગી. અહીં આવી એક નવમુસ્લિમ શખ્સીયત વિશે ટૂંકમાં જણાવીએ છીએ. તેમનું નામ છે મુહમ્મદ માર્માડયૂક પિકથોલ.

પિકથોલના માં-બાપ ધાર્મિક હતા. આપ સફોક (Saffolk) નામી વિસ્તારના એક સધ્ધર જમીનદાર કુટુંબના સભ્ય હતા. સફોક ઈંગ્લેન્ડના અત્યંત રમણીય વિસ્તારોમાંનો એક હતો. **પિકથોલના માં-બાપ એંગલિકન પાદરી હતા, ઘરના વાતાવરણથી પ્રભાવિત થઈ પિકથોલની બન્ને બહેનો સન્યાસિની (Nans) બની ગઈ હતી.** પિકથોલ પણ ધાર્મિક સ્વભાવના હતા. તેમણે ખ્રિસ્તી સાહિત્યનુ ઊંડાણપૂર્વક વાંચન કર્યું હતું. માલદાર કુટુંબના બાળકોની જેમ આપની તાલીમ પણ ઈંગ્લેન્ડના હેરો (Harrow) સ્કૂલમાં થઈ. વિન્સટન ચર્ચિલ આપના સહપાઠી હતા, જે પછી ઈંગ્લેન્ડના વડાપ્રધાન બન્યા. શિક્ષણ પુરૂં કર્યા પછી આપને ફૌજી નોકરીમાં રસ જાગ્યો, પરંતુ તેમાંથી જલ્દી જ રસ ઉડી જઈ પ્રવાસનનો શોખ લાગ્યો.

અંગ્રેજો ભારત પર પોતાનો પગદંડો કાયમી કરવા માટે અરબ દેશો પર પણ કબ્જો કરવા માંગતા હતા. એટલે ઘણા બધા અંગ્રેજ યુવાનોએ અરબી શીખવાનું શરૂ કર્યુ. પિકથોલને પણ તેમાં દિલચસ્પી પેદા થઈ. આપ ૧૮૯૪માં અરબ દેશોના પ્રવાસે એ હેતુએ ગયા કે અરબી ભાષામાં નિપૂણતા મેળવે. ૧૮૯૬ સુધી પેલેસ્ટાઈન, લેબેનોન, સિરિયા, તુર્કી અને બાલ્કન વિસ્તારોમાં થઈ ઈંગ્લેન્ડ પાછા ફર્યા. ત્યારપછી સાહિત્યીક પ્રવૃત્તિ શરૂ કરી.

સર્વપ્રથમ તેમણે અંગ્રેજી નવલકથાઓ લખી. આ નવલકથાઓ ક્યાં તો પોતાના ગામ સફોકની પશ્ચાદભૂ ધરાવે છે, ક્યાં તો પ્રાચીન આરબોની સંસ્કૃતિને ધ્યાનમાં રાખીને લખવામાં આવી છે. આરબો સબંધી નવલકથા-ઓના અભ્યાસથી જાણવા મળે છે કે, ઈસ્લામ તથા મુસ્લિમો સાથે તેમની દિલચસ્પી ઉત્તરોત્તર વધતી રહી. આ કારણોસર પતનના આરે ઉભેલી તુર્કીની ઉષ્માનિયા સલ્તનત સાથે તેમને લાગણીના સબંધો બંધાઈ ગયા હતા. જ્યારે પ્રથમ વિશ્વયુદ્ધમાં તુર્કીએ જર્મની સાથે જોડાણ કર્યુ તો પિકથોલને સખત આઘાત લાગ્યો. કારણ કે તેમને ખાતરી હતી કે જર્મની આ યુદ્ધમાં હારી જશે. થયું પણ એવું જ. પરાજય પછી પિકથોલે ઝૂંબેશ ચલાવી કે તુર્કી સાથે અલગથી શાંતિ કરાર થવો જોઈએ, તેમજ તુર્કીના જુદા અસ્તિત્વને ખત્મ ન કરવુ જોઈએ. તે જ કાળમાં અર્થાત્ તુર્કીની હાર પછી ૧૯૧૭ના અંતે પિકથોલે પોતાના ઈસ્લામ ધર્મ અંગિકારની ઘોષણા ક રી. તેમના દેશબાંધવો તેમના ધર્મપરિવર્તનના લીધે આશ્ચર્યમાં પડી ગયા. કારણ કે મુસ્લિમોના આવા પતનકાળમાં એ વિચારવું મુશ્કેલ હતું કે કોઈ ઉચ્ચ શિક્ષિત યુરોપિયન ખ્રિસ્તી ઈસ્લામ ધર્મનો સ્વીકાર કરી શકે છે ! પિકથોલે માત્ર ઈસ્લામ સ્વીકાર જ નહીં કર્યો, બલ્કે તેના પ્રચાર-પ્રસારનું કાર્ય પણ કર્યું. તેમના તબ્લીગી પ્રયત્નોના કારણે નવમુસ્લિમ અંગ્રેજોનો એક નાનો સમૂહ અસ્તિત્વમાં આવી ગયો. પિકથોલ સ્વભાવિક જ તેમના વડા બની ગયા ને નોટિંગ હિલ (Notting Hill) લંડનની મસ્જિદમાં ઈમામતની સેવા પણ બજાવવા લાગ્યા.

*(ઈન્સાયક્લોપીડિયા ઓફ ઈસ્લામ, ન્યુ એડીશન, લાઈડન, ૮/૫ ૧૯૯૫)*

પિકથોલે ઈસ્લામ અંગિકાર કર્યો ત્યાર પછી પણ હઝરત ઈસા અલયહિસ્સલામ પ્રત્યે તેમના પ્રેમમાં ઓટ ન આવી. જેમકે પ્રતિક્રિયામાં સામાન્યતઃ આવું થાય છે. તેમને વિશ્વાસ હતો કે હઝરત ઈસા અલયહિસ્સલામની મૂળ શિક્ષાઓ ઈસ્લામ કે કુર્આને પાકથી વિપરીત ન હતી. *(ઈસ્લામિક કલ્ચર કવાટરલી, હૈદરાબાદ, દક્કન વો.૧૦, મૃત્યુનોંધ)*

પિકથોલના ઈસ્લામ સ્વીકારના સમાચારે વિશ્વભરના મુસ્લિમોમાં હર્ષની લાગણી તેમજ આત્મવિશ્વાસની ભાવના જગાડી. ભારતીય મુસ્લિમો તો તેમની પાછળ ઘેલા થઈ ગયા. સાતમા નિઝામના દરબારમાં પ્રધાન સર અકબર હૈદરી વગેરેએ મુસ્લિમોમાં આધુનિક શિક્ષણ શરૂ કરવા માટે ૧૯૨૦માં પિકથોલને પોતાને ત્યાં પધારવાનું આમંત્રણ આપ્યું. પિકથોલને મુસ્લિમોના ઉધ્ધારમાં રસ તો હતો જ એટલે તેઓ હૈદરાબાદ આવી ગયા અને પોતાની સમગ્ર ઝિંદગી મુસ્લિમોની ઈસ્લાહ તથા ઈસ્લામની ખિદમત માટે વકફ કરી દીધી. તેમણે હૈદરાબાદમાં એક હાઈસ્કૂલ પણ સ્થાપી. જેનું માધ્યમ અંગ્રેજી હતું. તેમણે હૈદરાબાદમાં ઉચ્ચ સ્તરીય પત્રકારત્વની પણ બુનિયાદ નાંખી. *(ઈન્સાયક્લોપીડિયા ઓફ ઈસ્લામ : ૮/૩૦૫)*

તેમણે નિઝામના પ્રધાનોને અંગ્રેજી ભાષામાં ઈસ્લામ સબંધી એક આદર્શ સંશોધનાત્મક ત્રિમાસિક પ્રગટ કરવા માટે તૈયાર કર્યા. તેમનો હેતુ એ હતો કે, ભૂતકાળના મુસ્લિમ વિદ્વાનોના ઝળહળતા કારનામાઓ પર પ્રકાશ પડે. અને બિનમુસ્લિમ શિક્ષિત લોકોને જાણ થાય કે વિશ્વ સભ્યતામાં મુસ્લિમોનો કેટલો મહત્વપૂર્ણ ફાળો છે. પિકથોલના મશ્વેરાથી ૧૯૨૬માં નિઝામે પત્ર કાઢવાનો આદેશ આપ્યો. તેનું નામ "ઈસ્લામિક કલ્ચર કવાટરલી" રાખવામાં આવ્યું. પહેલો અંક જાન્યુ. ૧૯૨૭માં નીકળ્યો. તેમાં ઈસ્લામી સભ્યતા સબંધી, મુસ્લિમો તથા બિનમુસ્લિમોના લેખો હતા. ત્યાર પછીના અંકોમાં પણ તેનું ઉચ્ચ સ્તર જળવાયેલું રહયું. લૂઈસ મેસીનિયોના ફ્રેંચ પત્ર Des Islamiques પર ટિપ્પણી કરતાં પિકથોલે લખ્યું હતું કે, Revue Des Islamiquesનો હેતુ વર્તમાનકાળના મુસ્લિમો તથા મુસ્લિમ સંસ્કૃતિને પેશ કરવાનો છે. તેનાથી વિપરિત અમારા જર્નલ (ઈસ્લામિક

કલ્ચર)નો સબંધ ભૂતકાળના ભવ્ય ઈસ્લામી વારસા સાથે છે.

પિકથોલ 'ઈસ્લામિક કલ્ચર'ના માત્ર દસ વોલ્યુમ પ્રસિધ્ધ કરી શકયા હતા. ૧૯૩૬માં તેમના અચાનક મૃત્યુના કારણે 'ઈસ્લામિક કલ્ચર' તેમની સેવાથી વંચિત થઈ ગયું. તે દસ વોલ્યુમ્સ પિકથોલના સંકલનના કારણે બહુ મહત્વપૂર્ણ છે. તેને ખાસી લોકપ્રિયતા મળી. તથા બિનમુસ્લિમ સ્કોલરોએ તેની મુક્ત કંઠે પ્રસંશા કરી. દા.ત. જર્નલ ઓફ રોયલ એશિયાટિક સોસાયટી ઓફ ગ્રેટ બ્રિટેનની ટીપ્પણીમાં એવી આશા દર્શાવવામાં આવી કે, 'ભારતના શાસ્ત્રીય પત્રોમાં ઈસ્લામિક કલ્ચરનું સ્તર તથા સ્થાન આગળ પડતું રહેશે.' પ્રોફેસર આર. એ. નિકલ્સને પોતાના પત્રમાં પિકથોલને મુબારકબાદ પેશ કરતાં ઈસ્લામિક કલ્ચરનું મહત્વ તથા ઉંચા ધોરણની પ્રસંશા કરી. તુર્કીના એક મુસ્લિમ વિદ્વાન અસદ ફુવાદ બે એ લખ્યું : "હું ઈસ્લામિક કલ્ચરની શાનદાર સફળતા પર મુબારકબાદી પાઠવું છું. તેના દ્વારા એક નેક કોશિશનો પ્રારંભ થયો છે. જે માત્ર ભારતમાં ઈસ્લામની સેવા માટે નથી, બલ્કે તેનાથી સમગ્ર વિશ્વ ફાયદો મેળવશે."

ઈસ્લામિક કલ્ચર પ્રસિધ્ધ થયું તે પૂર્વે પિકથોલે મુસ્લિમોમાં વિવેકપૂર્ણ (અખ્લાકી) અભિગમ વિકસે એ હેતુથી માલાબાર તથા મદ્રાસમાં પ્રવચન શ્રેણી શરૂ કરી હતી. ત્યાર પછી તે પ્રવચનોને નિબંધનું સ્વરૂપ આપી ઈસ્લામિક કલ્ચરમાં પ્રગટ કર્યા. તેમાં પ્રગટ કરેલા તેમના વિચારો સાથે જો કે સંપૂર્ણપણે સંમત થઈ શકાય એમ નથી. તો પણ તેની મહત્વતા વિશે ઈન્કાર શક્ય નથી. ઉક્ત પ્રવચનોમાં શિક્ષણ તથા સંસ્કારને જ વિષય બનાવવામાં આવ્યા હતા.

## એક ઈજિપ્શીયન સન્નારી કહે છે :
## પરદો મારા જીવનનો અવિભાજ્ય અંગ છે

હનાન તુર્ક એક મિસરી હિરોઈન હતી. લોકપ્રિયતાની ટોચ પર હોવા છતાં તેમણે બધુ ત્યજીને દીની ઝિંદગી અખત્યાર કરી લીધી. તાજેતરમાં તેમનો એક ઈન્ટરવ્યુ "અલ મુજતમઅ"માં છપાયો. તેના કેટલાક અંશો

અત્રે પ્રસ્તુત છે....

હનાન તુર્ક પોતાના નવા જીવન વિશે વાત કરતાં અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની આ હદીષ દોહરાવે છે કે, ‘‘અલ્લાહ તઆલા જ્યારે કોઈ બંદા સાથે ભલાઈનો ઈરાદો કરે છે તો તેને ઉપયોગમાં લે છે.’’ પૂછવામાં આવ્યું કે, ‘‘તેને કેવી રીતે ઉપયોગમાં લેવામાં આવે ?’’ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : તેની મૌત પહેલાં અલ્લાહ તઆલા તેના માટે નેક અમલના દરવાજા ખોલી નાંખે છે. અહીં સુધી કે અલ્લાહ તઆલા તેનાથી અને તેના માહોલથી રાઝી થઈ જાય છે. *(અહમદ)*

હનાનને વિશ્વાસ છે કે, અલ્લાહ તઆલાએ તેમની સાથે પણ ભલાઈ (કરવા)નો ઈરાદો કર્યો છે. એટલે તેઓને એકાંતમાં ખુદાના દરબારની હાજરીમાં શાંતિ મળે છે. લોકોની જરૂરિયાત પૂરી કરવામાં તેમને ખુશી મળે છે. તેમના કથન અનુસાર આ જ તે ભલાઈ છે, જેને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમે એક બીજી હદીષમાં એવી રીતે દર્શાવ્યું છે કે, ‘‘અલ્લાહપાક જ્યારે કોઈ બંદા સાથે ભલાઈ કરવાનો ઈરાદો કરે છે તો તેને લોકોની જરૂરિયાત પૂરી કરવા માટે ઉપયોગમાં લે છે.’’ *(બયહકી)*

જે બહેને તેમનો ઈન્ટરવ્યુ લીધો તે ઈમાન મગાઝી શરકાવી તેમની સાથે પોતાની મુલાકાત વર્ણવતા કહે છે કે, ‘‘જ્યારે હું હનાન તુર્કથી મળી ત્યારે તે ઘણી વિનમ્ર વ્યક્તિ તરીકે જણાય આવી. હસતે મોઢે તેમણે મુલાકાત આપી. તેમના ચહેરા પર કોઈ જાતનો મેકઅપ ન હતો. તે છતાં પણ તેમનો ચહેરો નૂરાની લાગતો હતો. તેમણે જે બુરખો પહેર્યો હતો, તેમાંથી કશુંય નજર આવવું મુશ્કેલ હતું. તેનાથી તેમનું આખું શરીર ઢંકાયેલું હતું.’’

પોતાનો પરિચય આપતાં હનાને કહયું કે, ‘‘મારું નામ હનાન હસન મુહમ્મદ અબ્દુલકરીમ છે. મારી જન્મ તારીખ ૭–૩–૭૫ છે. ૧૯૯૧માં પહેલી વખત મેં એક ફિલ્મમાં કામ કર્યુ. દીની જીવન તરફ પાછા ફરવામાં તથા પરદાને પોતાની ઓળખ બનાવવામાં અનેક ઈસ્લામી શખ્સિયતો-

હસ્તીઓએ ભાગ ભજવ્યો છે. કારણ કે ૧૯૯૭થી જ હું દીનની વિગતો બારીકાઈપૂર્વક જાણવાની કોશિશમાં લાગી ગઈ હતી. અલ્લાહપાકની મરજી તથા કુર્આને પાકની બરકત જ હતી કે મેં ઘણાં શુયુખ (આલિમો)થી જ્ઞાનનો લાભ મેળવ્યો. બધાએ કોઈ ન કોઈ હિસાબથી મારા જીવનને પ્રભાવિત કર્યુ. પછી મેં શરીઅતનો વિધિસર અભ્યાસ કર્યો. અને કેટલાક મહત્વપૂર્ણ મુખ્ય પુસ્તકો વાંચ્યા, જેથી મારું જ્ઞાન વિસ્તરે, અને હું કંઈક શીખી શકું. હજુ પણ હું શીખી જ રહી છું. જો કે હું બીજા ઘણા બધા લોકોથી બહુ પાછળ છું, છતાં મને વિશ્વાસ છે કે અલ્લાહપાક મારી જરૂર મદદ કરશે.''

પરદો શરૂ કર્યા પછી ઘરવાળાઓ તથા મિત્રોની પ્રતિક્રિયા વિશે જણાવતાં તેમણે કહયું કે, જ્યારે મેં પરદો શરૂ કર્યો તો મને ડર લાગતો રહયો કે ક્યાંક હું મારા ઈરાદામાં નિષ્ફળ ન નિવડું અથવા હમણાં મારી જે મનઃસ્થિતિ છે, તે બદલાય ન જાય. એટલે મેં નિર્ણય લીધો કે સર્વપ્રથમ તો હું દરેક માણસથી, ભલે દોસ્ત હોય કે દુશ્મન, દૂર જ રહીશ. મેં બધા સાથે સબંધ ઓછો કરી લીધો અને મારા બાળકોને લઈ ખુદાપાકના ધ્યાનમાં મગ્ન થઈ ગઈ. હું બહાર નીકળવાનું ત્યાં સુધી ટાળતી રહી, જ્યાં સુધી હું આ નવા જીવનથી ટેવાય ન ગઈ. જ્યારે હું પરદાની પરિસ્થિતિઓ વિશે સંપૂર્ણપણે વાકેફ થઈ ગઈ, ત્યારપછી મેં બહાર નીકળવાનું શરૂ કર્યુ અને લોકો સાથે વાતચીત કરવાનું શરૂ કર્યુ. સાથોસાથ ખુદા સમક્ષ માથુ ઝુકાવી દુઆ પણ કરતી રહી.

**પરદા પહેલા હું ગુમરાહ હતી. હું બહુ જ બેચૈન રહેતી હતી, પરંતુ આ બેચેનીના કારણો મને ખબર ન હતા. જો કે હકીકત એ છે કે અલ્લાહ તઆલાથી દૂરી જ માણસને બેચેન બનાવી દે છે. મારી હાલત એ હતી કે રાત્રે પણ હું સૂઈ શકતી ન હતી. મારે ઉંઘની ગોળીઓની સહાય લેવી પડતી. પરંતુ 'હિજાબ' યાને પરદો કરવાથી મને શાંતિ થઈ ગઈ. મને લાગ્યું કે, હવે પરિસ્થિતિ સામાન્ય થઈ ગઈ છે.** જો કે આજે પણ હું ભૂલોથી દૂર નથી, પરંતુ આપણી અંદરની ભાવનાને એવું લાગે છે કે, ખુદાપાકના દરબારમાં ફરમાંબરદારીનું

એલાન જ કુદરતી રીતે તેને ઈત્મિનાન બખ્શે છે. હવે મારી કોશિશ અલ્લાહ તઆલાથી નજીકમાં નજીક જવાની અને દીનની સમજ પોતાની અંદર કેળ વવાની રહે છે. મને એવું લાગે છે કે, મને જે કાંઈ પણ ઈલ્મ પ્રાપ્ત છે, તે માત્ર અલ્લાહપાકના ફઝલથી મળેલું છે. લોકો મારા પર ટીકા કરવા લાગ્યા કે મેં ભરયુવાનીમાં પરદો કેમ કર્યો ? બુઢાપો આવી જાય ત્યારે પરદો કરી લેવો હતો ! તેના જવાબમાં હું તેઓને કહેતી કે, ‘‘મને બાંહેધરી આપો કે હું બુઢાપા સુધી જીવતી રહીશ.’’ જો કે મને એ ખબર નથી કે, લોકો યુવાન સ્ત્રીઓને પરદાથી દૂર કેમ રાખવા માંગે છે !

શું પરદો અખત્યાર કર્યા પછી અજમાયશો-કસોટીઓ પણ થઈ ? આ સવાલનો જવાબ આપતા તેણીએ કહયું : ‘‘**પરદો કર્યા પછી મારા પતિએ મને તલાક આપી દીધી. અને મારી પાસેથી મારા બાળ કો પણ છીનવી લીધા. કારણ કે તેઓને એ પસંદ ન હતું કે તેમની પત્ની પરદામાં રહે. પરંતુ મેં નિર્ણય કર્યો હતો કે, કોઈ પણ માણસ મારા જીવનમાંથી પરદાને દૂર નહીં કરી શકશે. કારણ કે અલ્લાહપાકની નાફરમાનીની બાબતમાં કોઈની પણ ફરમાં-બરદારી જાઈઝ નથી.** પરદાના લીધે મને મારા બાળકોથી પણ વંચિત કરી દેવામાં આવી. પરંતુ આ મહરૂમી વધારે દિવસ ન રહી. હવે આ બન્ને બાળકો થોડાક દિવસ મારી પાસે રહે છે. અને થોડાક દિવસ તેમના પિતા પાસે. પરદો કર્યા પછી મારી આર્થિક પરિસ્થિતિ ઉપર પણ વિપરિત અસર પડી. કારણ કે હવે હું ફિલ્મોમાં કામ કરતી ન હતી. પરંતુ અલ્લાહપાકે આ સમસ્યામાંથી પણ મને બહાર કાઢી લીધી. મેં મારું માથુ માત્ર એટલા માટે ઢાંકી રાખ્યું છે કે, મને તેમાં ઈમાનની મિઠાશ તથા શાંતિ અનુભવાય છે. તેમાં મને સૌંદર્યનું ચિહ્ન દેખાય છે. આમાં અજમાયશો આવે એ સ્વાભાવિક છે. કારણ કે આપણે પરીક્ષા ખંડમાં છીએ, સ્વર્ગમાં નહીં.

એક બીજા પ્રશ્નના ઉત્તરમાં હનાન તુર્કે કહયું કે, ‘‘હવે દરેક સમાજમાં પરદાવાળી બાનુઓની સંખ્યા વધવા માંડી છે. જેનો એક દાખલો અહીં બર્મિંગહામના આ પ્રોગ્રામમાં પણ દેખાય રહ્યો છે. **હું હંમેશ એ વાત કહું**

**છું કે, પરદો તો એક 'યુનિફોર્મ' (ગણવેશ) છે. શું તમે નથી ચાહતા કે તમારૂં નામ એક મુસ્લિમ તથા મુઅ્મિન તરીકે લેવામાં આવે.** જો તમે મુઅમિન રહેવા માંગો છો તો જરૂરી છે કે, તમે ઈસ્લામના દરવાજામાં તેના આદેશોની અદાયગીના રસ્તાથી દાખલ થાવ. તેનો યુનિફોર્મ સ્વીકાર્યા વગર પણ તમે તમારી ઓળખ મુસ્લિમ તરીકે જ રાખી છે, તો તેનો દંડ આપથી કેમ લેવામાં ન આવે ? દા.ત. હું કોઈ સ્કૂલમાં ત્યાં સુધી પ્રવેશ મેળ વી નહીં શકું કે ત્યાંથી તાલીમ હાસલ નહીં કરી શકું, જ્યાં સુધી કે ત્યાંના નીતિ-નિયમોનું પાલન નહીં કરું. અને તે સ્કૂલનો જે યુનિફોર્મ છે, તે પહેરીને નહીં આવું. અલ્લાહની વાત તો તેનાથી પણ ઉંચી છે. અલ્લાહપાક તમને એમને એમ છોડી નહીં મૂકે કે તમે મુસ્લિમ પણ કહેવડાવો અને તેના નીતિ-નિયમોનું પાલન પણ નહીં કરો. તેણે તમને પરદો કરવાનો આદેશ આપ્યો છે. પરદો એ છે કે તમે તમારું માથુ તથા સમગ્ર શરીર ગેર મર્દોની નજરોથી બચાવી, ઢાંકીને રાખો. પરદો એવો ન હોય કે તેમાંથી અંદરનું શરીર સ્પષ્ટ દેખાય. હિજાબ કે પરદાની બાબત અત્યંત સ્પષ્ટ છે, પરંતુ આપણે પોતે જ તેમાં ગૂંચવાડો ઉભો કરીએ છીએ. વાસ્તવમાં સ્ત્રી જ્યારે ઢીલુ તથા સમગ્ર શરીરને ઢાંકનારું વસ્ત્ર પહેરે છે, ત્યારે તે વધારે સુંદર દેખાય છે. આનો અહેસાસ યુરોપને પણ થવા લાગ્યો છે. આ કારણે જ્યારે યુરોપવાળાઓએ જોયું કે, આરબ તથા મુસ્લિમ રાષ્ટ્રોમાં પરદાધારી સન્નારીઓની સંખ્યામાં વધારો થઈ રહયો છે, અને પરદા પ્રતિ ઝોક ઝડપથી વધી રહયો છે, તો તેમણે પોતાની ફેશન તથા રિવાજને તેના જ તાબામાં કરવાનું શરૂ કરી દીધું. આ પણ ઈસ્લામની મદદ છે. કારણ કે યુરોપ-વાળાઓ તે સંસ્કૃતિ અપનાવવામાં નિષ્ફળ રહયા, જે તેઓને ઘણી સારી લાગે છે. તો તેમણે તે જ તૈયાર કરવાનું શરૂ કરી દીધું, જે આપણાં માટે યોગ્ય છે.

હનાન તુર્ક વિવિધ સેવાભાવી સંસ્થાઓ સાથે જોડાઈને લોકસેવાનું કાર્ય અંજામ આપી રહી છે. આ સંદર્ભે તેમણે કહયું કે, ''પાછલા દિવસોમાં અમે દારફોર (સુદાન) ગયા હતા. અને ત્યાં ઈન્શાઅલ્લાહ ૨૦૦૯ ના અંત

સુધી એક હોસ્પીટલ અને એક મદ્રસો બાંધવામાં આવશે. તદુપરાંત સ્થાનિક લોકોને રોજગારી મળી રહે એ હેતુસર લઘુઉદ્યોગો વિકસાવવા માટે પણ એક સંસ્થા ઉભી કરવામાં આવશે.

પોતાની આરઝુ તથા ખ્વાહિશ વિશે તેમણે કહયું કે, હું અલ્લાહ તઆલાથી દુઆ કરું છું કે, ''અલ્લાહપાકે જેવી રીતે મને દુનિયામાં ખ્યાતિ આપી છે, મને આખિરતમાં કામિયાબ કરીને પણ ખ્યાતિ આપે. મારી આરઝુ છે કે અલ્લાહ તઆલા મને પોતાને ત્યાં એવો ઈલ્કાબ આપે જેનાથી તે ખુશ હોય.''

કેળવણીના એક અત્યંત મહત્વપૂર્ણ મુદ્દાને સ્પષ્ટ કરતાં તેમણે કહયું કે, મારી તથા મારા ભાઈ-બહેનોની કેળવણી એ રીતે થઈ કે અમોને જે કાર્યથી રોકવાનું કહેવામાં આવ્યું તો એમ કહેવામાં આવ્યું કે, આ ખરાબ કામ છે, પરંતુ એમ કહેવામાં ન આવ્યું કે, 'આ કામ હરામ પણ છે.' એવી જ રીતે અમને ક્યાંક જતા રોકવામાં આવ્યા તો કહેવામાં આવ્યું કે, 'ત્યાં ન જાઓ, નહિંતર લોકો આવી આવી વાતો કરશે.' પરંતુ એમ કહેવામાં ન આવ્યું કે, 'ત્યાં જવું હરામ છે.' હવે મારી અલ્લાહપાકથી દુઆ છે કે, તે મને મારા બાળકોની તરબિયત એવી રીતે કરવામાં સફળતા અપાવે કે ફલાણું કાર્ય હરામ છે; માત્ર ખરાબ છે એવું નહીં. આમ, મારા સંતાનો એ પણ જાણી લે કે, હરામ શું છે અને હલાલ શું છે. અને બન્ને વચ્ચે શું ફરક છે. *(અલ મુજતમઅ : ૧૮૧૭)*

## મહિલા વિરોધી ગુનાખોરી ડામવામાં પરદાની ભૂમિકા

**I think the greatest thing when you are a female who is always out and about is to remember that your place is in the home.** *(Hindustan times. Delhi 23-7-04).*

મારા મંતવ્ય મુજબ જે સ્ત્રીઓ હમેંશા ઘરની બહાર ફરતી રહે છે, તેમણે સૌથી મોટી અને મહત્વની વાત યાદ રાખવી જોઈએ કે, તેમનું

સર્વશ્રેષ્ઠ ઠેકાણુ એમનું "પોતાનુ ઘર" છે.

આ શબ્દો કોઈ મૌલાના સાહબ કે રૂઢિચુસ્ત કહેવાતી બુરખાધારી ખાતુનના નથી, બલ્કે ફિલ્મી જગતમાં અદાકારી અને નગ્ન તસ્વીરોનો લાંબો કેરીયર પ્રાપ્ત કર્યા બાદ પોતાનો કડવો અનુભવ વ્યકત કરતી પ્રખ્યાત ફિલ્મી અદાકાર શ્રીમતી "કેટ હિડસન"ના છે.

ઈંગ્લેન્ડમાં આપેલા પોતાના ઈન્ટરવ્યુમાં તેમણે સ્ત્રીઓને આ પ્રમાણેનો મશ્વેરો આપ્યા બાદ પોતાના માટે આ ઈચ્છા અને ઈરાદો વ્યકત કર્યો કે, તે એક કર્તવ્ય પાલન, આજ્ઞાકારી પત્ની અને પ્રેમાળ તથા હેતાળ માતા બનીને પોતાનું બાકી જીવન વિતાવવા માંગે છે. આજ પ્રમાણેના શબ્દો હોલીવુડની પ્રખ્યાત અદાકાર **'Greta Garbo'** તથા **'Jean Seberg'**ના પણ છે કે, શાદી ન કરવી હમારી મહા ભૂલ હતી.

*(હિંદુસ્તાન ટાઈમ્સ, ૨૧ સપ્ટેમ્બર ૧૯૮૦)*

ફકત ફિલ્મી જગતનો જ હાલ આવો નથી. સરકારી કે પ્રાયવેટ નોકરી અને સામાજિક તથા ફૌજી સેવાઓ સુંધ્ધામાં સ્ત્રીથી તેની શર્મ, હયા, લજ્જા અને મર્યાદાઓ છિનવી લઈ તેના ઉપર નગ્નતા અને અંગપ્રદર્શન થોપવામાં આવ્યા.

જીવનના અમુક વર્ષો સુધી તો મહિલા મોર્ડનયુગના ભૌતિક લાભો પ્રાપ્ત કરવાના શૌખમાં પોતાને "શમ્એ મેહફિલ" બનાવે છે, પરંતુ વખત જતાં સૌંદર્યમાં ઘટાડો થવાથી અને પુરૂષોના આકર્ષણમાં કમી આવવાને લઈ તથા પુરૂષો તરફથી વર્તાવમાં ફેરફાર થવાને લઈ સમયના વહેણ બદલાવાની વાસ્તવિકતા સામે આવે છે. અને અસલ હકીકતનું ભાન આવે છે, તો પછી "શ્રીમતી હિડસન"ની જેમ તેનો દ્રષ્ટિકોણ અને વિચારધારા પણ બદલાય જાય છે.

એક યુરોપિયન સ્ત્રી ઈવાન રેડલે (ઈંગ્લેન્ડ) નારી સ્વતંત્રતા ચળવળની ઝંડાધારી જેને અફઘાનિસ્તાનમાં તાલિબાન સરકારે જાસુસ તરીકે પકડી લીધી અને ત્યાર બાદ છોડી મૂકી. તેણે ઈસ્લામનો અભ્યાસ કર્યા બાદ

ઈસ્લામ સ્વિકાર કર્યો અને ત્યાર બાદ ઈસ્લામ તથા યુરોપિય સંસ્કૃતિ બાબતે જે સત્ય હકીકતોનું વર્ણન કર્યું, તેને હમો રજૂ કરી રહ્યા છે.

અફઘાનિસ્તાનમાં ધરપકડ પહેલાં હું પરદાવાળી સ્ત્રીઓને અત્યંત અબળા તથા પીડિત સમજતી હતી. અમેરિકા પર આતંકવાદી હુમલાના માત્ર ૧૫ દિવસ પછી હું અફઘાનિસ્તાનમાં એ સ્થિતિમાં પ્રવેશી કે હું માથાથી પગ સુધી લીલા રંગના બુરખાથી ઢંકાયેલી હતી. અને અફઘા-નિસ્તાનમાં સરકારી અત્યાચારના કાળમાં ધબકી રહેલા જીવન વિશે અખબારમાં એક લેખ લખવા માંગતી હતી. પરંતુ થયું એ કે, મારૂં રહસ્ય ખૂલી ગયું અને મારી ધરપકડ કરી મને નજરકેદ કરી લેવામાં આવી.

હું જે લોકોની કસ્ટડીમાં હતી, ૧૦ દિવસ સુધી તેમના પર ગુસ્સે થતી રહી. તેઓ પણ જો કે મને ''ખરાબ સ્ત્રી'' કહેતા હતા, પરંતુ તેઓએ મને એ શરતે મુક્ત કરી દીધી કે, હું કુર્આન વાંચીશ અને ઈસ્લામનો અભ્યાસ કરીશ. (સાચી વાત એ છે કે, મને વિશ્વાસ નથી કે છૂટતી વખતે કોણ વધારે ખુશ હતું, તેઓ કે હું ?)

લંડન, પાછી ઘરે પહોંચી અને દીને ઈસ્લામના અભ્યાસ વિશે મેં તેમનાથી કરેલો વાયદો પૂરો કર્યો. અને જે કાંઈ મને જાણવા મળ્યું, તેનાથી હું આશ્ચર્યમાં મૂકાઈ ગઈ. હું કુર્આનમાં એવા પ્રકરણોની ધારણા કરી રહી હતી કે, પોતાની પત્નીની મારપીટ કેવી રીતે કરવામાં આવે અને કેવી રીતે પોતાની પુત્રીઓ પર અત્યાચાર ગુજારવામાં આવે. તેના બદલે કુર્આનના અભ્યાસ પછી મને ખબર પડી કે, દીને ઈસ્લામે સ્ત્રીના અધિકારો અને આદર પર ભાર મૂક્યો છે. મારી ધરપકડના અઢી વર્ષ પછી મેં ઈસ્લામ ધર્મ સ્વીકારી લીધો, તો કેટલાક મિત્રો અને સ્નેહીઓ આશ્ચર્ય સહિત નિરાશ થઈ ગયા અને બીજા કેટલાકે મને પ્રોત્સાહન આપ્યું.

બ્રિટનના વિદેશમંત્રી જેક સ્ટ્રોની એ ટિપ્પણી અત્યંત ખેદજનક છે કે, મુસ્લિમ સ્ત્રીઓ જે બુરખો પહેરે છે, તે પરસ્પરના સબંધો સ્થાપવામાં અવરોધ બને છે. વડાપ્રધાન ટોની બ્લેયર, સલમાન રુશદી, ઈટાલિયન

વડાપ્રધાન રૂમાનો પ્રોડીએ જેક સ્ટ્રોની તરફેણમાં નિવેદનો આપી દીધા.

હવે જ્યારે પરદો તથા પરદા વગર બન્ને પરિસ્થિતિનો મને અનુભવ છે. હું તમને બતાવી શકું છું કે, પશ્ચિમના જે પુરૂષ રાજકારણીઓ તથા પત્રકારો મુસ્લિમ સમાજમાં પરદાવાળી સ્ત્રીઓ પર અત્યાચાર વિશે ખેદ વ્યક્ત કરે છે, તેઓને એ ખબર જ નથી કે તેઓ કઈ બાબત વિશે વાત કરી રહ્યા છે. તેઓ પરદો, બાળ વયે લગ્ન, સ્ત્રીઓની ખત્ના, ઓનર કીલીંગ અને બળજબરીપૂર્વકની શાદી વિશે જે મનમાં આવે તે બોલવા માંડે છે. અને તેઓ અત્યંત ખોટી રીતે આ બધી બાબતો માટે ઈસ્લામને દોષી ઠરાવે છે. તેમના ઘમંડથી વધારે તો તેમની અજ્ઞાનતા છે.

આ સાંસ્કૃતિક બાબતો અને રસ્મોરિવાજનો ઈસ્લામ ધર્મ સાથે ચોક્કસ જ કોઈ સબંધ નથી. જો કુર્આનનો અભ્યાસ સમજદારીપૂર્વક કરવામાં આવે, તો જણાય આવશે કે પશ્ચિમી વિશ્વમાં નારી સ્વતંત્રતાના ટેકેદારોએ સિત્તેરના દાયકામાં જે હેતુ માટે પ્રયાસો કર્યા, તે જ વસ્તુ મુસ્લિમ સ્ત્રીઓને ૧૪૦૦ વર્ષ પહેલાં આપી દેવામાં આવી હતી. ઈસ્લામમાં આધ્યાત્મિક દ્રષ્ટિએ સ્ત્રી-પુરૂષ એકસમાન છે. પુરૂષોની જેમ સ્ત્રીઓ માટે પણ જ્ઞાન પ્રાપ્ત કરવું જરૂરી છે. અને સ્ત્રીનું મહત્વ પુરૂષથી જરા પણ ઓછું નથી. બાળકોનો જન્મ તથા તેના ઉછેરમાં કાબેલિયત, મુસ્લિમ સ્ત્રીઓનો એક હકારાત્મક ગુણ સમજવામાં આવે છે.

જ્યારે ઈસ્લામે સ્ત્રીઓને અગણિત અધિકારો આપેલા છે, તો પછી પશ્ચિમી પુરૂષ મુસ્લિમ સ્ત્રીઓના પોશાક વિશે કેમ ચિંતીત છે ? આટલું જ નહીં, બલ્કે બ્રિટીશ સરકારના પ્રધાનો ગોર્ડન બ્રાઉન અને જોન રેડએ પરદા વિશે તુચ્છકારવાચક ટીપ્પણી કરી છે. જ્યારે એમનો ખુદનો સબંધ સરહદ-પાર સ્કોટલેન્ડ સાથે છે. જ્યાં પુરૂષો સ્કર્ટ પહેરે છે.

જ્યારે હું મુસલમાન બની ગઈ અને માથા પર સ્કાર્ફ પહેરવાનું શરૂ કર્યું, તો મને ઘણી બધી પ્રતિક્રિયાઓનો સામનો કરવો પડ્યો. મેં હજુ તો મારૂં માથુ અને વાળ જ ઢાંક્યા હતા, પરંતુ તેના કારણે હું તરત જ બીજા

દરજ્જાની નાગરિક જેવી થઈ ગઈ. મને એ તો ખાતરી હતી કે, કોઈ ઈસ્લામ શત્રુ તરફથી મને કંઈક સાંભળવા મળશે, પરંતુ મને એ ડર ન હતો કે, પારકાઓ તરફથી પણ મારો ખુલ્લો વિરોધ થશે. રાત્રે **For hire**ના ચમકતા શબ્દો સાથે ટેક્ષીઓ મારી આજુબાજુથી પસાર થઈ રહી હતી. મારી સામે થોભેલી એક ટેક્ષીમાંથી એક ગૌરવર્ણ મુસાફર ઉતર્યો. હું ટેક્ષી લેવા માટે આગળ વધી, ડ્રાઈવરે મને આંખો કાઢી જોઈ અને ગાડી હંકારી દઈ ચાલ્યો ગયો. બીજાએ બેસાડી તો લીધી, પણ મને એમ કહ્યું કે, ''પાછળની સીટ પર બોમ્બ મૂકીને નહીં જતી.'' અને મારાથી એમ પણ પૂછ્યું કે, ''ઉસામા બિન લાદેન ક્યાં સંતાયો છે ?''

એ ખરી વાત છે કે, મુસ્લિમ સ્ત્રીથી તેના ધર્મનો તકાદો છે કે તે પોતાના માટે યોગ્ય વસ્ત્રો પસંદ કરે. પરંતુ જે મુસ્લિમ સ્ત્રીઓને હું જાણું છું, તેમનામાંથી ઘણીખરી પરદો પહેરવાને તો પસંદ કરે છે, જેનાથી ચહેરો ખુલ્લો રહે છે. પરંતુ કેટલીક મુસ્લિમ સ્ત્રીઓ સંપૂર્ણ પરદાને પ્રાધાન્ય આપે છે. અભિવ્યક્તિની આ શૈલી મારી પોતાની છે. મારા પોશાકથી આપને એ ખબર પડી જાય છે કે, હું મુસલમાન છું અને હું ખુદને આદર-સન્માન આધારિત વર્તનની હક્કદાર સમજું છું. જેવી રીતે બેંકનો એક ઓફિસર બિઝનેસ સુટ પહેરી એમ દર્શાવે છે કે, તેને એક એક્ઝિક્યુટિવ સમજવામાં આવવો જોઈએ. ખાસ કરીને પુરૂષોનું સ્ત્રીઓને અયોગ્ય તથા હવસભરી નજરોથી જોવું મારા જેવી નવમુસ્લિમ સન્નારી માટે અસહ્ય છે.

હું વર્ષો સુધી પશ્ચિમમાં સ્ત્રી મુક્તિ ચળવળની ઝંડાધારી રહી, પરંતુ હવે મારી ઉપર એ રહસ્ય છતું થયું કે, મુસ્લિમ સમાજમાં સ્ત્રીમુક્તિના ટેકેદારો પોતાના સેક્યુલર સાથીઓથી વધારે ક્રાંતિકારી છે. જ્યારે ઈ.સ. ૨૦૦૩માં ''વિશ્વસુંદરી''ની સ્પર્ધાના પ્રસંગે ટૂંકા વસ્ત્રો ધારણ કરી અફઘાન સુંદરી દીદહ્ સમાવઝઈને સ્ત્રી સ્વાતંત્ર્ય તરફ એક મહાન પગલું ઠરાવવામાં આવી. સમાવઝઈને સ્ત્રીમુક્તિ આંદોલનની જીતના ચિહ્નરૂપે એક વિશેષ ઈનામ પણ આપવામાં આવ્યું.

કેટલીક નારીવાદી યુવતીઓ પરદાને રાજકીય ચિહ્નરૂપ પણ સમજે

છે. જેના વડે પશ્ચિમી સંસ્કૃતિના દૂષણો, શરાબ તથા બેશર્મીને ત્યજવામાં આવે છે. હું પૂછું છું કે, સ્ત્રી સ્વાતંત્ર્યની અભિવ્યક્તિ કઈ બાબતથી થાય છે. સ્કર્ટની લંબાઈ કે વક્ષસ્થળોના કૃત્રિમ ઉભારથી કે વિવેકબુદ્ધિ અને ચારિત્ર્યથી ? ઈસ્લામમાં માન-સન્માનનો આધાર સત્તા, સંપત્તિ કે સૌંદર્ય નથી, બલ્કે સંયમ (તકવા) છે.

મને સમજમાં નથી આવતું કે, હું ઈટાલીના વડાપ્રધાન પ્રોડીના આ વલણ પર હસું કે રડું ? જેના મુજબ તેમણે આ ચર્ચામાં ભાગ લેતાં એ જાહેર કર્યું કે, પરદાનો ઉપયોગ ટાળવો જોઈએ. કારણ કે તેનાથી પરસ્પરનો મેળમિલાપ વધારે મુશ્કેલ બની જાય છે. કેટલી વાહિયાત વાત છે ! જો આવી જ વાત છે, તો પછી મોબાઈલ ફોન, ઈ-મેઈલ અને ફેકસના ઉપયોગને કેમ યોગ્ય ઠરાવવામાં આવે છે ? અને રેડિયો પર સાંભળનારને બોલનારનો ચહેરો દેખાતો નથી તો તે રેડિયો બંધ તો નથી કરી દેતો !

ઈસ્લામે મને માન આપ્યું છે. મારા ધર્મે મને શિક્ષણ મેળવવાનો અધિકાર આપ્યો છે. અને હું વિવાહિત હોઉં કે અવિવાહિત, જ્ઞાનપ્રાપ્તિ મારા માટે ફર્ઝ (અનિવાર્ય) ઠરાવી છે. હવે પ્રશ્ન એ છે કે, શું ઈસ્લામી શિક્ષાઓ (તાલીમાત) આપણને એમ દર્શાવે છે કે, સ્ત્રીઓએ અનિવાર્યપણે પોતાના પતિના કપડાં ધોવા જોઈએ, રસોઈ કરવી જોઈએ કે ઘરની સાફસફાઈ કરવી જોઈએ ? વાસ્તવમાં આ સ્ત્રી પર જરૂરી નથી. જ્યાં સુધી એ વાતનો સબંધ છે કે, પુરૂષોને પોતાની પત્નીઓને મારપીટ કરવાની પરવાનગી આપવામાં આવી છે, તો તે ખોટી છે. ઈસ્લામના ટીકાકારો એકલદોકલ આયતો અને હદીષોનો હવાલો આપે છે, પરંતુ પૂર્વાપર સંદર્ભો (આગળ-પાછળના વર્ણન)થી છૂટી કરીને. તે આયતનો અર્થ વાસ્તવમાં એ છે કે, જો કોઈ પોતાની પત્ની સમક્ષ નારાજગી વ્યક્ત કરવા માટે માત્ર આઘાત આપવા ખાતર હળવી સજા આપવા માંગે તો એ મારી શકે છે, પરંતુ એવી રીતે મારવાની છૂટ નથી કે જેનાથી તેના શરીર પર નિશાન પડી જાય. વાસ્તવમાં કુર્આન એમ કહેવા માંગે છે કે, બેવકૂફ ! પોતાની પત્નીને ન માર.

સ્ત્રીના સ્થાન અને તેની સાથે દુર્વ્યવહારનો જ્યાં સુધી સબંધ છે, ત્યારે માત્ર મુસ્લિમ પુરૂષોનું નામ નહીં લેવું જોઈએ. હાલમાં જ કરવામાં આવેલ એક સર્વેક્ષણ (ઘરેલુ હિંસાનો હોટલાઈન સરવે) મુજબ ચાર લાખ અમેરિકી સ્ત્રીઓ, સરેરાશ એક વર્ષ દરમિયાન પોતાના પુરૂષ મિત્ર કે પતિ તરફથી સખત મારપીટનો ભોગ બનતી હોય છે, અને દરરોજ ત્રણથી વધારે સ્ત્રીઓની પોતાના પતિ કે પુરૂષમિત્ર દ્વારા હત્યા કરવામાં આવે છે. ૯/૧૧ થી આજ સુધી આ સંખ્યા લગભગ ૫૫૦૦ સુધી પહોંચી ચૂકી છે.

સ્ત્રીઓ પ્રત્યે આ હિંસક મનોવલણ એક વૈશ્વિક કરૂણાંતિકા છે. અને હિંસક પુરૂષોનો સબંધ કોઈ એક ધર્મ કે સંસ્કૃતિ સાથે નથી. એક સર્વે મુજબ વિશ્વભરમાં ત્રણમાંથી એક સ્ત્રી પુરૂષના અત્યાચારની ભોગ બને છે. એમાં મારપીટ, જાતીય શોષણ, અપમાનજનક વ્યવહાર, બધું જ શામેલ છે. આ એક સર્વસામાન્ય સમસ્યા છે, જેનો ધર્મ, સંસ્કૃતિ સાથે કોઈ સબંધ નથી.

પરંતુ એ પણ એક વાસ્તવિકતા છે કે, સ્ત્રીઓ તરફથી વિરોધ પ્રદર્શન છતાં પશ્ચિમમાં પુરૂષ ખુદને સ્ત્રીઓથી ચઢિયાતો સમજે છે. તે કોઈ પણ વિભાગમાં હોય, સ્ત્રીઓથી વધારે વેતન અને વળતર મેળવે છે. સ્ત્રીઓને હજુ સુધી એક જાતીય ચીજ (કોમોડિટી) સમજવામાં આવે છે.

તે લોકો માટે, જે હજુ સુધી એવો પ્રયાસ કરી રહ્યા છે કે, ઈસ્લામને એક એવો ધર્મ પુરવાર કરે, જે સ્ત્રીઓ પર અત્યાચારને યોગ્ય ઠરાવે છે, હું પાદરી પેટ રોબર્ટસનનું એક નિવેદન નોંધીશ, જે તેમણે ૧૯૯૨માં ''સશક્ત નારી''ના સંદર્ભમાં આપ્યું હતું કે, ''સ્ત્રી મુક્તિનું આંદોલન એક કુટુંબ વિરોધી સોશ્યલિસ્ટ રાજકીય આંદોલન છે. જે સ્ત્રીઓને એ અધિકાર આપે છે કે, તેણીઓ પોતાના પતિઓને છોડીને ચાલી જાય, પોતાના બાળકોને મારી નાંખે, જાદુમંતર કરે, મૂડીવાદને ખતમ કરે અને સજાતીય બની જાય.''

## યૂસુફ એસ્ટેસ : મારો ઇસ્લામ અંગિકાર

૧૯૯૧ની શરૂઆતની વાત છે. મારા પિતાએ મિસ્ર (ઈજીપ્ત)ના એક શખ્સ સાથે મળીને ધંધો શરૂ કર્યો. અને મને કહયું કે, તે મિસ્રી ઈચ્છે

છે કે હું તેનાથી મળું. આ વાત મને બહુ સારી લાગી. કારણ કે તેમાં મને આંતરરાષ્ટ્રીય પ્રકારની દિલચસ્પ વસ્તુઓ પણ દેખાઈ. યાની મિસ્રના પિરામીડ, અબુલહોલ અને નાઈલ નદી વગેરે.

મારા પિતાએ કહયું કે, તે માણસ મુસલમાન છે. આ સાંભળી પહેલા તો મારા મનનાં ઘૃણા-નફરત ઉત્પન્ન થઈ કે હું એક અપહરણકાર, અધર્મી, આંતકવાદીથી મુલાકાત કરૂં ? એક સ્વસ્થ તંદુરસ્ત વિચારવાળી વ્યકિત આવા માણસથી મુલાકાતના વિચારને તરત ખંખેરી નાંખે છે. મને મારા કાન પર વિશ્વાસ જ ન આવ્યો કે મારા પિતાનો ધંધાકીય ભાગીદાર એક મુસલમાન છે ! હરગિઝ નહીં. આવું નહીં હોય શકે. મેં મારા પિતાને તે વિવિધ વાતો યાદ અપાવી, જે અમે મુસ્લિમો વિશે સાંભળી ચૂકયા હતા. *અર્થાત્* તેઓ ખુદાને નથી માનતા, તેઓ રણમાં આવેલ એ કાળી કોટડીની પૂજા કરે છે. અને દિવસમાં પાંચ વખત જમીન ચૂમે છે, વિગેરે...

હું તેનાથી મળવા નથી માંગતો, આ અશકય છે, મેં કહયું. પરંતુ મારા પિતાએ રીતસર આગ્રહ કર્યો કે હું તેનાથી મળું, તેમજ મને યકીન છે કે તે એક બહુ સારો માણસ છે.

મારા મનમાં વિચાર આવ્યો કે, "શું આપણે તે માણસને ખ્રિસ્તી બનાવી શકીએ છીએ ?" એટલે મેં મારી જીદ પડતી મૂકી અને તેની સાથે મારી શરતો સાથે મુલાકાત માટે સંમત થઈ ગયો. હું તેને મળવા જઈશ તો ક્રોસ, બાઈબલ અને કેપ પહેરીને જઈશ. કેપ પર લખેલું હશે : "ઈસુ જ ઈશ્વર છે."

મેં તેનાથી રવિવારે ચર્ચથી આવ્યા પછી મુલાકાતનો સમય નક્કી કર્યો. કારણ કે તે વખતે અમે દુઆ કરી, તથા ખુદા સમક્ષ ઉભા રહીને આવેલા હોઈશું. મુલાકાત વખતે હું ટેવ અનુસાર બાઈબલને બગલમાં દબાવીને રાખીશ. બહુ ચમકદાર ક્રોસ મારા ગળામાં લટકાવીશ અને માથા પર ઈસુના ઈશ્વરત્વની ઘોષણા કરતી ટોપી તો હશે જ. મુલાકાતના દિવસે મારી પત્ની તથા મારી બન્ને દીકરીઓ પણ મારી સાથે થઈ ગઈ. અને

હવે અમે તે મુસલમાનના પ્રથમ ''એન્કાઉન્ટર'' માટે તૈયાર હતા.

જ્યારે હું દુકાનમાં પ્રવેશ્યો અને મારા વાલિદથી પૂછયું કે, તે મુસલમાન કયાં છે ? તો તેમણે ઈશારો કરતાં કહયું કે, ''તે ત્યાં પેલી બાજુ છે.'' હું દ્વિધામાં પડી ગયો. આ માણસ મુસલમાન નહીં હોય શકે ! અશકય !

હું તો એવા માણસની કલ્પના કરીને આવ્યો હતો કે, તેના વાળની લટો વિખરાયેલી હશે. તેના માથા પર મોટો સાફો હશે. અને લાંબી દાઢી હશે, જે તેના અડધા શર્ટ પર છવાયેલી હશે. તેના ભવાં કપાળ પર ચઢેલા હશે. અને તેના કોટમાં તલવાર કે બોમ્બ સંતાડેલો હશે.

ખુશીની વાત એ હતી કે તેણે ભાવપૂર્વક મારી સાથે હાથ મેળવી મારું સ્વાગત કર્યું. આ વાત મારી સમજમાં ન આવી. મેં તો વિચાર્યું હતું કે, મુસલમાન આંતકવાદી તથા બોમ્બર હોય છે, પરંતુ આ બધી વાતોને શું નામ આપવામાં આવે ?

કોઈ વાત નહીં, હું તે માણસ પર કામ કરીશ. તેને એ વાતની જરૂર છે કે, એને ઈસાના નામે મુકિત અપાવવામાં આવે. અને હું તથા ખુદા બન્ને મળી તેના માટે એ જ કરવા જઈ રહયા છીએ, એવું મેં વિચાર્યું.

તત્કાળ પરિચય પછી મેં તેનાથી પૂછયું : ''શું તમે અલ્લાહપાક પર ઈમાન (શ્રધ્ધા) ધરાવો છો ?''

તેણે કહયું : ''હા.''

પછી મેં પૂછયું : ''શું આદમ તથા હવ્વા (ઈવ) વિશે પણ તમે વિશ્વાસ ધરાવો છો ?''

તેણે કહયું : ''હા.''

મેં કહયું : હઝરત ઈબ્રાહીમ વિશે શું કહો છો ? શું તમે તેમના ઉપર ઈમાન રાખો છો ? અને એ વાત ઉપર પણ વિશ્વાસ રાખો છો કે તેમણે ખુદાપાકની ખાતર પોતાના પુત્રની કુરબાની આપવા તૈયારી બતાવી હતી.

તેણે કહયું : ''હા.''

પછી મેં પૂછયું : હઝરત મૂસા વિશે તમારો શો વિચાર છે ? દસ આદેશ તથા રાતા સમુદ્રના બે ભાગમાં વહેંચાય જવાના વિશે તમારી માન્યતા શું છે ?

તેણે ફરી જવાબ આપ્યો : "હા, આ વાત બરાબર છે."

પછી મેં પૂછયું કે, બીજા નબીઓ હઝરત દાવૂદ, સુલયમાન અને હઝરત યહયા પર તમે ઈમાન રાખો છો ?

તેણે કહયું : "જી હા."

હવે આ મોકો સૌથી મહત્વપૂર્ણ પ્રશ્ન કરવાનો હતો કે, શું તમે ઈસુ ઉપર પણ ઈમાન રાખો છો કે તે મસીહુલ્લાહ હતા ?

તેનો ઉત્તર આ વખતે પણ એ જ હતો કે, "હા."

આ બહુ સારી વાત છે. આ મામલો તો તેનાથી પણ વધારે સરળ રહયો હતો, જેટલો મેં ધાર્યો હતો. પછી તો તેને હવે માત્ર બાપતિસ્મા (શુધ્ધિ સંસ્કાર) દેવાની જ જરૂર છે. પરંતુ એ વાતની તેને ખબર ન હતી કે, તેને બાપતિસ્મા આપવાનું છે. અને એ કામ પણ માત્ર મારે એકલાએ જ કરવાનું છે.

તે ૧૯૯૧ની વસંત ઋતુનો એક દિવસ હતો. જ્યારે મને એ ખબર પડી કે મુસ્લિમો બાઈબલ (વાસ્તવમાં ઈન્જીલ) પર શ્રધ્ધા રાખે છે. આ વાત મારા દિલ પર વાગી. આવું કેવી રીતે બની શકે છે ! બલ્કે તેઓ હઝરત ઈસા વિશે પણ એવી જ માન્યતા ધરાવે છે કે, તેઓ ખુદા પાકના સાચા પયગમ્બર છે. તેમનો જન્મ કોઈ માનવીય હસ્તક્ષેપ વગર ચમત્કારીક રીતે થયો. તે અલ્લાહ પાકના મસીહ હતા. હમણાં તેઓ ખુદા પાસે છે. અને સૌથી મહત્વપૂર્ણ વાત એ કે તેઓ અંતિમકાળમાં પાછા આવશે. અને બિનખ્રિસ્તીઓ વિરૂદ્ધ મુસ્લિમોનું નેતૃત્વ કરશે.

ઈસુ અને ખુદાની આત્માને જીતી લીધા પછી તે મુસલમાનને પકડીને ઈસાઈય્યતમાં લઈ આવવું મારા માટે બહુ મોટી સફળતા હશે.

મેં તેનાથી પૂછયું કે, શું તમે ચા પીશો ? તેણે હકારમાં જવાબ આપ્યો. એટલે અમે દુકાનમાંથી નીકળીને એક મોલમાં ચાની નાની દુકાને ગયા. જેથી ત્યાં બેસી પોતાના મનપસંદ વિષય ‘અકીદાઓ’ પર ચર્ચા કરી શકીએ.

કોફીની તે નાની દુકાન પર કલાકો સુધી બેસી વાતો કર્યા પછી (વધારે પડતી વાતો મેં જ કરી) હું એ નિષ્કર્ષ પર પહોંચ્યો કે, તે બહુ સારો માણસ છે. સ્વભાવે મિતભાષી તથા કેટલીક હદ સુધી શરમાળ પણ છે. મેં જે કાંઈ કહ્યું તે તેણે બહુ ધ્યાનથી સાંભળ્યું. અને અધવચ્ચે મને જરા પણ ન ટોકયો. મને એ માણસની તે અદા બહુ પસંદ પડી. અને મેં જાણી લીધું કે, તેમાં એક સારા ખ્રિસ્તી બનવાની બધી વિશેષતાઓ મૌજૂદ છે.

સૌથી પહેલાં મેં મારા પિતાને મારી સંમતિની જાણ કરી કે, આપણે તેની સાથે વ્યાપાર કરવો જોઈએ. બલ્કે મેં એ વિચાર પણ મૂકયો કે તે ટેકસાસ રાજ્યના દક્ષિણ વિસ્તારોમાં ધંધાકીય પ્રવાસોમાં મારી સાથે રહેશે. સમય જતાં અમારો એ નિત્યક્રમ બની ગયો કે, અમે સાથે મુસાફરી કરતા. અને વિવિધ વિષયો તથા વિવિધ લોકોના અકીદાઓ વિશે વાતો કરતા. અને તે દરમિયાન હું એ તક પણ ઝડપી લેતો કે, ઈબાદતો તથા દુઆઓ સબંધી મારો મનગમતો રેડિયો પ્રોગ્રામ તેને સંભળાવી દેતો. જેથી હું તેને મારો પયગામ પહોંચાડી શકું. અમારી વાતચીત ખુદાના સર્જનહેતુ, નબીઓ તથા તેમનું અભિયાન અને ખુદાની ચાહત જેવા વિષયો પર થતી રહેતી હતી. વ્યક્તિગત અનુભવો તથા વિચારો પણ ચર્ચામાં આવતા હતા.

એક દિવસ મને ખબર પડી કે મારો આ મિત્ર મુહમ્મદ પોતાનું ઘર બદલીને થોડાક સમય માટે મસ્જિદમાં રહેવા માટે જઈ રહયો છે. મેં મારા પિતાથી વિનંતી કરી કે, આપણે મુહમ્મદને આપણા મોટા ઘરમાં બોલાવી લઈએ. જેથી તે આપણી સાથે રહે. તેનાથી એ પણ ફાયદો થશે કે મુસાફરીમાં જવા માટે તેને બોલાવવો નહીં પડે. મારા પિતાએ સંમતિ દર્શાવી. અને આમ મુહમ્મદ અમારા ઘરે રહેવા લાગ્યો.

મારા મિશનરી મિત્રોથી મુલાકાતનો સમય હું હવે કાઢી લેતો હતો.

તેમાંથી એક તો ટેકસાસની બોર્ડર પર રહેતો હતો. અને બીજો ઓકલા-હોમાની બોર્ડરની નજીક રહેતો હતો. તેમાંથી એક સાથી કારથી પણ મોટી લાકડીનો વધસ્તંભ પોતાના ખભા પર ઉઠાવીને ફરતો હતો. તે એને જમીનમાં ખોસી દેતો. અને રસ્તામાં જ ઉભો થઈ જતો. લોકો પોતાની ગાડી થોભાવી તેની પાસે આવતા અને તેનાથી પૂછતા કે, શું થઈ રહયું છે? જવાબરૂપે તેઓને પુસ્તિકા તથા પેમ્ફલેટ આપી દેતો.

એક દિવસ મારો એ મિત્ર હૃદય હુમલાનો ભોગ બન્યો. પરિણામ સ્વરૂપ તેણે ખાસો એવો સમય હોસ્પિટલમાં પસાર કરવો પડયો. હું તેને મળવા હોસ્પિટલ ઘણી વખત ગયો. અને મુહમ્મદને પણ એ આશાએ હું લઈ જતો હતો કે અમને ત્રણેયને ધર્મ વિશે વાત કરવાનો મોકો મળશે. પરંતુ મારા મિત્રે કોઈ દિલચસ્પી ન દર્શાવી. (ત્યાર પછી લેખકે એક બીજા કેથોલિક પાદરીની સાથે હોસ્પિટલમાં જ પોતાની મુલાકાત તથા અંતે પોતાના ઘરમાં જ તેને બોલાવી લેવાની વિગતવાર વાત કરી છે.)

ઘરમાં ડાઈનીંગ ટેબલ પર જ ખાધા પછી એકત્ર થઈ અમે દરરોજ ખ્રિસ્તી ધર્મ પર ચર્ચા કરવાનો ક્રમ બનાવી લીધો. **મારા પિતા બાઈબલનું કિંગ્સ જેમ્સ એડિશન લઈને બેસતા. હું રિવાઈઝડ વર્ઝન લઈને આવતો. મારી પત્ની કોઈ બીજા એડિશન કદાચ જિમી સ્વાગ્રાટનો (Good News for Modern Man) પોતાની પાસે રાખતી. અને કેથોલિક પાદરી પોતાની સાથે કેથોલિક બાઈબલ લઈને બેસતા. તેમની બાઈબલમાં વધારાના સાત પુસ્તકો પ્રોટેસ્ટંટ બાઈબલના પણ શામેલ હતા. આમ, અમારો વધારે સમય એ ચર્ચામાં પસાર થતો કે કઈ આવૃત્તિ વધારે સાચી છે. આ ચર્ચા પછી અમે મુહમ્મદ વિશે એ પ્રયત્ન કરતા કે, તે ખ્રિસ્તી બની જાય.**

**એક વખત મેં તેનાથી કુર્આન વિશે પ્રશ્ન કર્યો કે, પાછલા ચૌદસો વર્ષોમાં તેની કેટલી આવૃત્તિઓ આવી ચૂકી છે. તેણે કહયું કે, કુર્આનનું માત્ર એક જ એડિશન (આવૃત્તિ) છે. તેમજ એ કે**

**તેમાં પાછલા ચૌદસો વર્ષો દરમિયાન કોઈ ફેરફાર થયો નથી. તેણે એમ પણ કહયું કે, કુર્આન દુનિયાના લાખો કરોડો મુસ્લિમોને મોઢે યાદ છે. હાલમાં એક કરોડથી પણ વધારે મુસ્લિમોને આ કુર્આન પહેલેથી છેલ્લે સુધી મોઢે યાદ છે.**

આ વાત મને અશકય જેવી જણાતી હતી. કારણકે બાઈબલની મૂળ ભાષા હવે એવી ભાષાઓમાં ગણાય છે, જે સદીઓથી મૃતપાયઃ થઈ ચૂકી છે. અને બાઈબલની મૂળ પ્રતો પણ હજારો વર્ષ પહેલાં નામશેષ થઈ ગઈ છે. એટલે એ કેવી રીતે શકય છે કે કોઈ પુસ્તક સરળતાથી સુરક્ષિત રહી જાય. અને શરૂથી છેલ્લે સુધી તેને સતત મોઢે યાદ કરવામાં આવતું રહે.

અંતે એક દિવસ પેલા પાદરીએ મુહમ્મદથી દરખાસ્ત કરી કે, શું તે તેની સાથે મસ્જિદે જઈ શકે છે. એ જોવા માટે કે ત્યાં શું થાય છે ! **થોડીક વાર પછી તે બન્ને મસ્જિદમાંથી પોતાના પ્રતિભાવો જણાવતાં પરત ફર્યા. મારાથી રહેવાયું નહિં, તરત તેમનાથી પૂછયું કે, તેઓએ ઈબાદત (પૂજા) કેવી રીતે કરી ? પાદરીએ કહયું : ''કાંઈ પણ ન કર્યું. લોકો આવ્યા, બસ ઈબાદત કરી અને ચાલ્યા ગયા.'' મેં પૂછયું : ''ચાલ્યા ગયા, ન પ્રવચન થયું, ન ગાવાનું ન બજાવવાનું ! પાદરીએ કહયું : ''હા. ગાવા-બજાવવાનું કાંઈ ન થયું.''**

થોડાક દિવસો આમ જ પસાર થઈ ગયા. ફરી પાદરીએ કહયું કે, તે ફરી એક વખત તેની સાથે મસ્જિદે જવા માંગે છે. પરંતુ આ વખતે તેનું જવુ જુદી રીતનું હતું. તેઓ ખાસી વાર સુધી પરત ન ફર્યા. અહીં સુધી કે રાતનો અંધકાર છવાય ગયો. અમને ચિંતા થવા માંડી કે ક્યાંક તેઓને કોઈ અકસ્માત નહીં નડયો હોય. આખરે જ્યારે તેઓ પાછા ફર્યા અને ઘરના ઝાંપે પહોંચ્યા તો મેં મુહમ્મદને તરત ઓળખી લીધો, પરંતુ આ મુહમ્મદ સાથે કોણ છે ? પીટર....! શું તમે મુસલમાન થઈ ગયા ? તેણે કહયું : તે ઈસ્લામમાં પ્રવેશી ચૂકયો છે. સારાંશ કે પાદરી મુસલમાન થઈ ગયા. આગળ શું થયું ?

આ પરિસ્થિતિ પર ચિંતન-મનન કરવા હું મારા ઉપરના રૂમમાં ચાલ્યો ગયો. અને આ વિષય પર મારી પત્નીથી વાત કરવા લાગ્યો. તેણીએ કહયું કે, તે પણ ઈસ્લામમમાં દાખલ થવા જઈ રહી છે. એટલા માટે કે તે જાણી ચૂકી છે કે, ઈસ્લામ જ સત્યધર્મ છે.

આ સાંભળી મને ભારે આંચકો લાગ્યો. હું નીચે આવ્યો. અને મુહમ્મદને ઉઠાડયો. અને તેને કંઈક વાત કરવા માટે બહાર બોલાવ્યો. અમે આખી રાત વિહરતા રહ્યા તેમજ વાતો કરતા રહ્યા. અહીં સુધી કે મુહમ્મદ માટે ફજરની નમાઝનો સમય થઈ ગયો.

મુહમ્મદ હવે ફજરની નમાઝની તૈયારી કરી રહ્યો હતો. મને યકીન થઈ ગયું કે સત્ય સ્પષ્ટ થઈ ચૂકયું છે. અને હવે મારે માત્ર મારી ભૂમિકા અદા કરવાની છે. હું ફરી મારા પિતાના ઓરડાના પાછલા ભાગે ગયો. ત્યાં મને એક પ્લાયવુડનો ટુકડો પડેલો મળ્યો. મેં તેને મૂકી જે દિશામાં મુસ્લિમો દિનમાં પાંચ વખત ઈબાદત કરે છે, તે દિશામાં મોઢું કરી, મારું માથુ જમીન પર ટેકવી દીધું. મારું શરીર પ્લાયવુડ પર હતુ. અને મારું કપાળ જમીન પર હતુ. એ સ્થિતિમાં મેં ખુદાપાકથી દુઆ કરી : "હે અલ્લાહ તઆલા ! તું જો મૌજૂદ છે, તો મને સત્ય માર્ગ દેખાડ, મને હિદાયત (માર્ગદર્શન) આપ."

થોડીક ક્ષણો પછી મેં મારું માથુ ઉઠાવ્યું તો મેં કશુંક અનુભવ્યું. એવું નહીં કે મેં આકાશમાં પક્ષીઓ ઉડતાં અથવા આકાશમાંથી ફરિશ્તાઓને આવતા જોયા, અથવા કોઈ અવાજ કે કોઈ સંગીત મારા કાનોથી અથડાયું હોય. મેં કોઈ રોશની કે ચમકદાર વસ્તુ પણ ન જોઈ. મેં જે અનુભવ્યું તે મારા અંતરમનમાં આવેલું પરિવર્તન હતું. મને ખબર હતી કે મારે શું કરવાનું છે. એટલે હું ઉપર ગયો અને સ્પષ્ટ સમજ તથા ભાવ સાથે મેં સ્નાન (ગુસલ) કર્યું. સ્નાન કરતી વખતે મને એવું લાગ્યું, જાણે કે હું મારા પાપી વ્યક્તિત્વને ધોઈ રહયો છું, તેમજ મારું જીવન બદલાય રહયું છે. એક એવું જીવન મળી રહયું છે, જે સત્ય તથા પ્રમાણ આધારિત છે.

લગભગ અગિયાર વાગે હું બે સાક્ષીઓ સમક્ષ હતો. એક માજી પાદરી, જે હમણાં સુધી ફાધર પીટર જેકબના નામથી ઓળખાતો હતો. અને બીજો મુહમ્મદ અબ્દુર્રહમાન. હું તેમની સમક્ષ કલિમએ શહાદત પઢયો : “હું ગવાહી આપું છું કે, અલ્લાહપાક સિવાય કોઈ ઈબાદતને લાયક નથી અને હું ગવાહી આપું છું કે, મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અલ્લાહ(પાક)ના બંદા અને રસૂલ છે.”

થોડીક ક્ષણો પછી મારી પત્નીએ પણ મારું અનુસરણ કર્યું. અને તેણીએ પણ એવી જ રીતે કલિમએ શહાદત ઉચ્ચાર્યો. ફર્ક એટલો હતો કે તેણીએ આ કલિમો બે ગવાહોના બદલે ત્રણ ગવાહોની ઉપસ્થિતિમાં પઢયો.

આ મામલામાં મારા પિતા થોડીક સાવચેતીપૂર્વક વર્તયા. તેમણે અંતિમ નિર્ણય લેવામાં થોડાક મહિનાઓ લીધા, પરંતુ અંતે તેમણે પણ ઈસ્લામ ધર્મ સ્વીકારી લીધો. અને અન્ય મુસલમાનો સહિત મસ્જિદમાં પાંચ વખત નમાઝ અદા કરવા લાગ્યા.

બાળકોને ખ્રિસ્તી સ્કૂલોમાંથી ઉઠાવી લઈ મુસ્લિમ સ્કૂલોમાં દાખલ કરી દેવામાં આવ્યા. હવે દસ વર્ષ પછી તેઓને કુર્આન શરીફનો સારો એવો ભાગ મોઢે યાદ છે. અને ઈસ્લામની મહત્વપૂર્ણ શિક્ષાઓ (તઅલીમ)ની પણ તેઓને જાણકારી છે.

મારા પિતાની પત્ની (મારી સાવકી માં) પણ મરતાં પહેલાં એ સમજી ચૂકી હતી કે, હઝરત ઈસા અલયહિસ્સલામ ખુદાના પુત્ર નહીં હોય શકે. બલ્કે તેઓ ખુદાપાકના પયગમ્બર જ છે. તેણી પોતાના આ નિવેદનના થોડાક મહિનાઓ પછી જ ૬૮ વર્ષની ઉંમરે ઈન્તેકાલ કરી ગઈ. અલ્લાહ તઆલા તેણીના આ નિવેદનને કબૂલ કરી લે, આમીન.

માત્ર અને માત્ર અલ્લાહપાકની રહમતથી જ અમને ઈસ્લામની હકીકત જાણવાની તથા સમજવાની તૌફીક મળી. તેની તૌફીકથી જ અમે અમારી આંખોની પટ્ટીઓ ખોલી શકયા. વાસ્તવમાં અલ્લાહપાક અમને સદ્માર્ગે દોરી રહયો હતો.

જે વર્ષે મેં ઈસ્લામ અંગિકાર કર્યો, તે જ વર્ષે એક વિદ્યાર્થીએ Beptist Seminary Collegeમાં જ કુર્આનના અભ્યાસ પછી ઈસ્લામ સ્વીકારી લીધો હતો. તેનું નામ **'Joe'** હતું. એક બીજા કેથોલિક પાદરીએ મારી સમક્ષ ઈસ્લામની એટલી બધી ખૂબીઓ વર્ણવી કે હું એ પ્રશ્ન કરવા મજબૂર થઈ ગયો કે, તમે ઈસ્લામમમાં પ્રવેશી કેમ નથી જતા ? તો તેણે કહ્યું કે, ' 'પછી મારી નોકરીથી હાથ ધોઈ નાંખું ?'' તેમનું નામ ફાધર જોન હતું. અલ્લાહપાક તેમને હિદાયત આપે. મારી મુલાકાત એક બીજા કેથોલિક પાદરીથી થઈ. તે આઠ વર્ષ સુધી આફ્રિકામાં મિશનરી રહી ચૂકયો હતો. તેણે ત્યાં જ ઈસ્લામ સમજી સ્વીકારી લીધો. રશિયાના ઓર્થોડોકસ ચર્ચના માજી આર્ક બિશપથી એક વેળા મારો પરિચય કરાવવામાં આવ્યો. તેમને ઈસ્લામની સત્યતાની જાણ થઈ, તો તેમણે આર્ક બિશપના હોદ્દાને પણ ઠુકરાવી દીધો. એક હિંદુ પંડિતની પુત્રીએ ઈસ્લામ અંગિકાર કર્યો. અને હવે તે હજારો લોકોને ઈસ્લામમમાં દાખલ થવા માટે સહાય કરી રહી છે. તે સન્નારીથી મારી મુલાકાત ન્યૂયોર્કમાં થઈ. તે ''ઈસ્લામ શું છે ?'' એ વિષયે અમારી સી.ડી. તૈયાર કરવા માંગતી હતી. તેણીને તેની પરવાનગી આપ્યાના થોડાક વર્ષો પછી જાણવા મળ્યું કે તેણી અમેરિકામાં જ તે સી.ડી.ની લગભગ ૬૦ લાખથી વધારે કોપીઓ વહેંચી ચૂકી છે. અલ્લાહ તઆલા તેને તેનો અજર અતા કરે અને તેણીને તેના મિશનમાં અડગ રાખે, આમીન.

**ઇસ્લામ સ્વીકાર્યા પછી હું એવા અગણિત માણસોથી મળી ચૂકયો છું, જે પોતાના ધર્મના આગેવાનો, શિક્ષકો તથા વિદ્વાનો હતા. તેમણે ઇસ્લામ વિશે જાણ્યું, અને પછી તેમાં દાખલ થઈ ગયા. તેમનો સબંધ હિંદુ, યહૂદી, કેથોલિક, પ્રોટેસ્ટંટ ગ્રીક કે રૂસી ઓર્થોડોક્સ, કોપ્ટીક ખ્રિસ્તી તથા અન્ય ધર્મો સાથે હતો. તેમાં વૈજ્ઞાનિકો તથા નાસ્તિકોનો પણ સમાવેશ થાય છે.**

આ બધામાં એક વાત સરખી હતી. એ લોકો તમામ પ્રકારના પૂર્વગ્રહો ત્યજી સત્યને શુધ્ધ ભાવે શોધતા હતા. જેથી પોતાના જીવનમાં ખુદાઈ માર્ગદર્શન મેળવી શકે.

આ છે મારા ઈસ્લામમમાં આવવાની સિલસિલાબંધ પ્રક્રિયા. તેની વધારે વિગતો તથા ચિત્રો ઈન્ટરનેટ પર મૌજૂદ છે. તમે સમય કાઢી તેને જુઓ. અને મને ઈ-મેઈલ કરો. જેથી આપણે સાથે મળી આપણાં ધર્મને સમજી શકીએ. અને દુનિયામાં આપણો શો મકસદ છે, તેના વિશે જાણી શકીએ.

## ડૉ. મોરીસ બોકાઈ

ડો. મોરીસ બોકાઈ (Dr. Maurice Bucaille) ફ્રાન્સના એક ખ્રિસ્તી કુટુંબમાં પેદા થયા. તેમણે કુર્આન શરીફ અને વિજ્ઞાન વિશે એક પુસ્તક લખ્યું : “THE BIBLE, THE QUR'AN AND SCIENCE”. જેમાં ડો. મોરીસે સાબિત કર્યુ છે કે, વિજ્ઞાન વિશે કુર્આન શરીફના બયાનો અને વિવરણો આશ્ચર્યજનક રીતે આધુનિક જાણકારીના અનુરૂપ છે. **કુર્આન શરીફ જો કે વૈજ્ઞાનિક યુગથી ઘણા પહેલા ઉતર્યું. પરંતુ પાછલા યુગમાં જાહેર થનાર બધી જ વાસ્તવિક હકીકતો, તથ્યો, પ્રયોગો, જાણકારીઓ અને તેમના વૈજ્ઞાનિક વિશ્લેષણોનું તેમાં સચોટ વર્ણન હોવુ આ વાતની સ્પષ્ટ સાબિતી છે કે કુર્આન શરીફ એક મહાન શક્તિ–શાળી અને મહાન જાણકાર અલ્લાહ તઆલા તરફથી છે. તે કોઈ માનવકૃતિ નથી.**

અમુક પ્રયોગો અને અનુભવો દરમ્યાન ડો. મોરીસને ખબર પડી કે કુર્આન શરીફ અને બાઈબલના બયાનો તથા વિવેચનોમાં અમુક બાબતોમાં એકમત હોવા છતાં કુર્આન શ. ઘણી જ ચીવટ અને ચોકસાઈથી વર્ણન કરે છે, અને પોતાને તે પ્રકારની વૈજ્ઞાનિક ભૂલોથી દૂર રાખે છે, જે પ્રકારની ભૂલો બાઈબલમાં મૌજુદ છે. તો એમની જિજ્ઞાસામાં વધારો થયો. આ પ્રમાણે વાંચન અનુભવ પછી ડો.મોરીસે કુર્આન શરીફને અરબી ભાષામાં જ સમજવા માટે પચાસ વર્ષની ઉંમરે અરબી ભાષા શીખી, તો આ પ્રમાણેની ઘણી બાબતો જાણવા મળી. હવે તેમને આ વિચાર વારંવાર સતાવ્યા કર્યો કે, જો હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ કુર્આન શરીફને બાઈબલની મદદથી સમયની માંગ પ્રમાણે તૈયાર કર્યુ હોય, તો પછી કયા

કારણો અને પરિબળોથી કુર્આન શરીફ તે બધી જ વૈજ્ઞાનિક ભૂલોથી પોતાને બચાવી લે છે, જેનું બાઈબલમાં વર્ણન છે? અને બાઈબલ પોતાને તે ભૂલોથી બચાવી ન શકયું ? બાઈબલમાં આ પ્રકારની ઘણી ભૂલો છે જેનો સ્વીકાર કરતા **Jean Guitton**એ લખ્યુ હતું કે બાઈબલની વૈજ્ઞાનિક ભૂલો એ માનવ ભૂલો છે, કારણ કે તે વખતે માનવી વૈજ્ઞાનિક દ્રષ્ટીએ એક બાળક સમાન હતો.

ડો. મોરીસ આગળ લખે છે, આવા સંજોગોમાં હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) માટે કેવી રીતે શકય હતું કે તે કુર્આન શરીફ સંપાદન કરતી વખતે બાઈબલ અને પોતાના યુગની વૈજ્ઞાનિક ભૂલોથી કુર્આન શરીફને બચાવે તથા તેમાંથી આ વૈજ્ઞાનિક ભૂલો કાઢી નાંખી એવી અપવાદરૂપ કિતાબ તૈયાર કરે જેમાં એક પણ ભૂલ ન હોય ?

ડો. મોરીસ લખે છે કે, આ બધી સત્ય અને નક્કર હકીકતો સ્પષ્ટ શબ્દોમાં આ બાબત દર્શાવે છે કે કુર્આન શરીફ હઝરત મુહમ્મદ (સલ.)નું લખેલ પુસ્તક નથી. જ્ઞાન-વિજ્ઞાનનો ઈતિહાસ દર્શાવે છે કે કુર્આન શરીફમાં આ પ્રકારની અભણતા અને અંધકારમય વાતોનું ન હોવુ કોઈ માનવજ્ઞાનના પરિણામ અને ફળસ્વરૂપે નથી.

કુર્આન શરીફ અને નવા કરાર, જુના કરાર(બાઈબલ) વિષે ચર્ચા કરતા ડો. મોરીસ લખે છે કે બદકિસ્મતીથી બાઈબલોના લેખકોના તે બયાનોના જે તેમણે બાઈબલોમાં લખ્યા, તેઓ તેના પોતે સાક્ષી ન હતા. તે ફકત ભાષાંતરકર્તા હતા. તેમણે યહુદી, ખ્રિસ્તી સપ્રંદાયોના અલગ અલગ કબીલાઓ અને જ્ઞાતિઓથી સાંભળેલ જાણકારી લોકો સમક્ષ રજુ કરી, જેથી તે વિરોધાભાસ, અશકયતાઓ અને અતિશયોકિતઓથી ભરપુર છે. જયારે કુર્આન શરીફનો ઈતિહાસ સૈધ્ધાંતિકરૂપે આ બન્નેવ કરારોથી વિભિન્ન છે. તેનો ફેલાવો લગભગ વીસ વર્ષની મુદતમાં થયો. હઝરત જીબ્રઈલ (અલૈ.) દ્વારા હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસે તે જ્યારે પણ પહોંચતુ કે તરત મુસલમાન તેને મોઢે કરી લેતા. આ

પ્રમાણે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની હયાતીમાં જ તે લખાય ચુકયુ હતુ. ત્યારબાદ લગાતાર પાબંદીથી સંપૂણ અમાનતદારી સાથે સુરક્ષિત કરવામાં આવ્યુ. તેની ભરોસાપાત્રતામાં લેશમાત્ર શંકા નથી, જેથી તે પોતાના બયાનોમાં વિરોધીભાસોથી સંપૂર્ણ પાક છે. જ્યારે બાઈબલોમાં માનવિય સુધારા વધારાના નમુના મૌજુદ છે. જે લોકો વૈજ્ઞાનિક પધ્ધતિથી કુર્આન શરીફની સમીક્ષા કરે છે, તેમના માટે આ ઘણી ખુબીની વાત છે કે, કુર્આન શ. વૈજ્ઞાનિક જાણકારી અને શોધખોળોથી સંપૂર્ણ અને સર્વથા સમાનતા ધરાવે છે.આવા સંજોગોમાં આ વાત તદન અશકય અને સત્યથી વેગળી છે કે કુર્આન શરીફને હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના યુગની કોઈ વ્યકિત લખી શકે. કુર્આન શરીફની વિજ્ઞાનથી આટલી બધી સમાનતા એ વાતનુ સ્પષ્ટ પ્રમાણ છે કે, તે સંપૂર્ણપણે માનવ-રચિત પુસ્તક માનવાની જગ્યાએ ફકત ખુદાઈ સંદેશ (વહી) જ સમજવામાં આવે, સાથે જ સચ્ચાઈના પ્રમાણપત્ર અને વૈજ્ઞાનિક વકતવ્યોને લઈ કુર્આન શરીફનું વાંચન આજના યુગમાં પણ માનવ સમાજ માટે એક ચેલેંજ છે. આ વિશિષ્ટતા ફકત કુર્આન શરીફને જ પ્રાપ્ત છે.

ડો. મોરીસનું બીજુ પુસ્તક (WHAT IS THE ORIGIIN OF MAN) જેમાં ગર્ભાશયમાં શિશુના વિકાસવૃધ્દ્રિ વિશેની વિગતવાર માહિતી છે. જે ડો. મોરીસનો ખાસ વિષય છે. આ પુસ્તકમાં દર્શાવવામાં આવ્યુ છે કે, શિશુના ગર્ભાશયમાં વિકાસના તબક્કા વિશે કુર્આન શરીફના કથનો અને માહિતીઓ વૈજ્ઞાનિક જાણકારીના આધુનિક બિલકુલ અનુરૂપ છે. જ્યારે કે આ વિશેની માહિતી વૈજ્ઞાનિકોને વીસમી સદીમાં જ પ્રાપ્ત થઈ. પોતાના આ બીજા પુસ્તકમાં ડો. મોરીસ જણાવે છે કે મને ફ્રાન્સમાં બતાવવામાં આવ્યુ કે કુર્આન શરીફ હઝ. મુહમ્મદ (સલ.)નું લખેલ પુસ્તક છે. જે તેમણે બાઈબલમાં અમુક સુધારા-વધારા કરી તૈયાર કર્યુ છે. આ પ્રકારની માહિતી અનુસાર હું સમજતો હતો કે ''બાઈબલ''માં જે વૈજ્ઞાનિક ભૂલો (Scientific Errors) છે, તે કુર્આન શરીફમાં પણ ચોક્કસ હોવી જોઈએ. બીજી વાત એ કે હઝરત મુહમ્મદ (સલ.) ઉપર ઉતરનાર વહીનો સમય ૬૧૦

ઈ.સ. થી ૬૩૨ ઈ.સ. સુધીનો છે. આ તે યુગ છે, જ્યારે પૂર્વ પશ્ચિમ બધે જ અભણતાવાળી અંધકારિક ધારણાઓ, શ્રધ્ધાઓ અને ભાવનાઓ (Scientific Obscurantism) છવાયેલી હતી. આને લઈ કુર્આન શરીફમાં પણ તે અભણતાવાળી અંધકારિક ભાવનાઓની અસર હોવી જરૂરી છે.

ડો. મોરીસના કહેવા મુજબ એક સામાન્ય અંદાજ પ્રમાણે કુર્આન શરીફની ૪૦ આયતોનો સબંધ ખગોળશાસ્ત્રથી છે. જેમાં આકાશ, સૂર્ય, ચંદ્ર તેમના ભ્રમણ, ધ્રુવ, રાત-દિવસનું લગાતાર નિયમસર આવવુ-જવુ, પૂર્વ અને પશ્ચિમનો સૂર્યોદય તથા સૂર્યાસ્તથી સબંધ, આકાશોની રચના, સૃષ્ટિની વિશાળતા, અંતરિક્ષ વિશેની માહિતી, ધરતી, પાણી, મહાસાગરો, ધરતીનો આકાર, ઉંચાણ, નીચાણ, પહાડો, ખડકો, વરસાદ, વિજળીની ચમક, ગાજવીજ, છાંયો તથા વનસ્પતિ જગતની માહિતી, જીવન આરંભ, વનસ્પતિની વૃધ્ધિ અને ઉછેરમાં નર અને માદાનું હોવુ, પશુ જગતનું વર્ણન, મધમાખી, પક્ષીઓ, કરોડીયા, પશુઓના દૂધના વિવિધ અંશોના મિશ્રણનું વર્ણન (લોહી અને છાણથી શુધ્ધ રહી) સ્ત્રીના ગર્ભાશયમાં બાળકનો તબક્કાવાર ઉછેર, પુરૂષના વિર્યની પ્રારંભિક માહિતી, માસિક અવસ્થાના નિયમો, તલાક પામેલ સ્ત્રીઓની ઈદ્દત વિશેના કાયદાઓ વગેરે આધુનિક વિજ્ઞાનથી વધુ નજીક છે.

ડો. મોરીસના પુસ્તકના આ પ્રકરણો સાથે મેં કુરૂઆન શરીફની વિજ્ઞાનને લગતી વિવિધ આયતો તેના આગળ-પાછળના વિષયો સાથે વર્ણન કરી, જેથી આ નેઅમતો અને ઉપકારો વર્ણન કરવાનો અસલ હેતુ પણ માલુમ પડે. જેથી તે હેતુ પ્રાપ્ત કરવાની તલબ પેદા થાય અને ફક્ત દિમાગી અય્યાશી સુધી મર્યાદિત ન રહે, બલ્કે અમલી સ્વરૂપ પણ ધારણ કરે. દિલમાં અલ્લાહપાકની મહાનતા અને સર્વશક્તિમાન હોવાની માન્યતા સંપૂર્ણ વિશ્વાસ સાથે મઝબૂતીથી જમી જાય. અને માણસ અલ્લાહપાકના અહકામ ઉપર અમલ કરવાવાળો બને. અલ્લાહપાકથી દુઆ છે કે, તે આપણા સૌના દિલોમાં પોતાની મહાનતા, કુદરત અને તાકતની અઝમત, મુહબ્બત પેદા કરી તેની મહાન અપાર નેઅમતોની કદર કરવાની તૌફીક આપે, આમીન.

બિહુરમતિ સય્યિદિલ મુરસલીન સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ.

## વિજ્ઞાન રૂહાની-ધાર્મિક બાબતોનો કોઈ ખુલાસો કરી શકતુ નથી :

ડૉ. મોરીસ બોકાઈ લખે છે કે, પવિત્ર પુસ્તકોની વિજ્ઞાન સાથેની આ સરખામણી કે મુકાબલો સાચા અર્થમાં મઝહબી પ્રશ્નો ગણાતી બધી બાબતોને બાકાત રાખે છે. દા.ત. અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.) સમક્ષ પોતાને જે રીતે પ્રદર્શિત કર્યો હતો, એટલે કે તજલ્લી બતાવી હતી, એનો વિજ્ઞાન પાસે કોઈ ખુલાસો નથી. કોઈ પણ મખ્લૂકી પિતાની (Biological Father) ગેરહાજરીમાં હઝરત ઈસા (અલૈ.)નો જે રીતે જન્મ થયો હતો, તેની આજુબાજુના રહસ્ય સબંધે પણ એમ જ કહી શકાય છે. આસમાની કિતાબો પોતે પણ આવી બાબતો સબંધે આપણને કોઈ ભૌતિક સ્પષ્ટતાઓ આપતી નથી. આ પુસ્તકમાં તો અત્યંત ચોક્કસ અને દૃશ્યમાન (જોઈ શકાતી) કુદરતી બાબતો સાથે સબંધ ધરાવતી વસ્તુઓનો ઉલ્લેખ છે. જેનો આસમાની કિતાબો વત્તે-ઓછે અંશે વિવેચનો અને ખુલાસાઓ સાથે ઉલ્લેખ કરી જાય છે. આ બાબતને ધ્યાનમાં રાખીને આપણે એ વિરોધાભાસની નોંધ લેવી જરૂરી છે, જે કુરૂઆની વહીમાં વિજ્ઞાનના કોઈ પણ ચોક્કસ વિષય અંગે માહિતીની સમૃદ્ધ પુષ્કળતા અને બીજા બે ખુદાઈ સંદેશાઓ જૂના તથા નવા કરાર (તૌરાત-ઈન્જીલ)માં એ જ વિષય પર માહિતીના નજીવાપણા (બલ્કે અભાવ) વચ્ચે રહેલો છે.

## ઈસ્લામ વિશે યુરોપમાં ખોટી માન્યતાઓ :

શરૂઆતમાં મને (ડૉ. મોરીસ બોકાઈ) ઈસ્લામમાં કોઈ પણ અકીદો ન હતો. મેં કુરૂઆનના લખાણનો અભ્યાસ સંપૂર્ણપણે ખુલ્લા માનસ સાથે અને નિષ્પક્ષ તથા ટીકાત્મક દૃષ્ટિએ શરૂ કર્યો. મારા યૌવનકાળમાં મને જે શિખવવામાં આવ્યું હતું, એની અસર કદાચ મારા માનસ પર એ સમયે રહેલી હશે. પશ્ચિમવાસીઓ ઈસ્લામના અનુયાયીઓને "મુસ્લિમ" તરીકે નહીં, પણ "મોહ-મેડન" તરીકે ઓળખતા હતા. એમ કહીને તેઓ એમ બતાવવા માંગતા હતા કે, એ મઝહબ એક માનવીએ સ્થાપેલો હતો. જ્યારે

ઈસાઈયત ખુદાનો સ્થાપેલો મઝહબ હતો. અને એથી ઈસ્લામ મઝહબ કોઈ મૂલ્ય ધરાવી શકતો ન હતો. પશ્ચિમના ઘણા માણસોની જેમ મારા માનસમાં પણ ઈસ્લામ અંગે આવી ખોટી માન્યતાઓ હતી. આ ખોટી માન્યતાઓ અત્યારે એટલી બધી વ્યાપક રીતે ફેલાયેલી છે કે, ઈસ્લામ અંગે સાચી જાણકારી ધરાવતા કોઈ માણસની મુલાકાત થાય છે ત્યારે મને ખરેખર આશ્ચર્ય થાય છે. આ કારણથી હું ઈકરાર કરૂં છું કે, પશ્ચિમમાં ઈસ્લામને જે રીતે સમજવામાં આવે છે, એથી જુદી રીતે મને ઈસ્લામને જાણવાનો મોકો મળ્યો ત્યાં સુધી હું પોતે આ વિષય અંગે સંપૂર્ણપણે અજ્ઞાન હતો.

યુરોપમાં ઈસ્લામ અંગે જે માન્યતાઓ પ્રચલિત છે, એ કેટલી ખોટી છે. એની પ્રતીતી મને અત્યંત અપવાદરૂપ સંજોગોમાં થઈ હતી. મને ખુદ સઉદી અરબિયામાં જ આ હકીકતોની પહેલી વાર ખબર પડી હતી.

મર્હુમ શાહ ફયસલ, જેમની સ્મૃતિને હું અંતરઉંડા સન્માન સાથે સલામ કરૂં છું. તેમનો હું અત્યંત આભારી છું. મને તેમની સાથે મુલાકાત ઉપરાંત ઈસ્લામ અંગે તેમના વિચારો સાંભળવાનું તેમજ વર્તમાન વિજ્ઞાનના પ્રકાશમાં કુર્આનની અર્થતારવણી અંગે તેમની સમક્ષ કેટલાક પ્રશ્નો ઉઠાવવાનું વીરલ માન મળ્યું હતું. એ પ્રસંગો મારા જીવનની અતિ કીંમતી સ્મૃતિઓ છે. તેમની પોતાની પાસેથી અને તેમની આજુબાજુના માણસો પાસેથી વ્યક્તિગત રીતે જે ઘણી બધી કીંમતી માહિતી ભેગી કરવાની મને અપાયેલી તકોને હું બહુ મોટું સન્માન સમજું છું.

## ડો. મોરીસનું ઈસ્લામ વિશે તટસ્થ વાંચન :

આ વાતની સ્પષ્ટતા કરતા લખે છે કે, મેં સંપૂર્ણપણે વાસ્તવદર્શી-હકીકી જુસ્સા સાથે તેમજ અગાઉથી નક્કી કરી રાખેલા કોઈ પણ મંતવ્યો વગર જ કુરઆની વહીનો પહેલીવાર અભ્યાસ કર્યો હતો. હું કુર્આની લખાણ અને વર્તમાન વિજ્ઞાનની વિગતો વચ્ચે કેટલી હદ સુધી સરખાપણું છે, એની શોધ કરી રહ્યો હતો. મને કુર્આનના તરજમાઓ પરથી એટલી ખબર હતી કે, કુર્આન બધા પ્રકારની કુદરતી દશ્યમાન બાબતો અંગે

વારંવાર ઉલ્લેખો અને નિર્દેશો કરતું હતું. પણ મારી પાસે એ સબંધે બહુ ઓછું જ્ઞાન હતું. એ પછી મેં અસલ અરબીમાં કુર્આની લખાણનો અત્યંત નિકટથી અભ્યાસ કર્યો અને વિજ્ઞાનને લગતા લખાણોની નોંધ રાખતો ગયો. એ અભ્યાસના અંતે મારે મારી સામેના પુરાવાઓનો સ્વીકાર કરવો જ પડ્યો. કુર્આન એવું એક પણ કથન ધરાવતું નથી, જેને વર્તમાન વિજ્ઞાનની દૃષ્ટિએ પડકારી શકાય.

## વર્તમાન ભૌતિકવાદને પહોંચી વળવા યહુદી-ખ્રિસ્ત ધર્મના અસમર્થ હોવાની કબૂલાત :

યહૂદીયત અને ઈસાઈયત આ વાતનો ખુલ્લો ઈકરાર કરે છે કે, પશ્ચિમ પર અત્યારે જે ભૌતિકવાદની ભરતી અને નાસ્તિકવાદનું આક્રમણ ફેલાઈ રહેલ છે, એને પહોંચી વળવા માટે તેઓ અશક્ત છે. આ બંને મઝહબો સંપૂર્ણપણે વંચિત હતા એવા સમયે અચાનક તેમના પર આ ધસારો થવા પામ્યો હતો. સમય વિતવાની સાથે તેઓની આ બળોનો સામનો કરવાની શક્તિમાં ગંભીર ઘટાડો થતો જાય છે અને થોડા સમયમાં જ બધું ઘસડાઈ જવાનો ભય તેઓને સતાવી રહ્યો છે. સામાન્ય ભૌતિકવાદી નાસ્તિકની નજરે ઈસાઈયત બે હજાર વર્ષમાં માનવી મારફત ઘડાયેલી એક એવી પ્રથા છે, જે એક લઘુમતિ (પાદરીઓ)નું શાસન બીજા લોકો પર થોપી જાય છે. તેઓની નજરે ઈસાઈયત આથી વિશેષ કંઈ જ નથી. એ માણસને યહૂદી-ઈસાઈયતના લખાણોમાં એવી કોઈ વાત નજરે પડતી નથી, જે તેની પોતાની કોઈ વાત સાથે દૂરનો પણ સબંધ ધરાવતી હોય. એ લખાણોમાં વર્તમાન વૈજ્ઞાનિક માહિતી સાથે એટલી બધી અશક્યતાઓ, અસંગતતાઓ અને વિરોધાભાસો ભરેલા છે કે, તે એ લખાણો પર વિચાર સુધ્ધાં કરવાનો ઈન્કાર કરી દે છે. બીજી તરફ ધર્મશાસ્ત્રીઓ એ જ લખાણોને એક અખંડ સંપૂર્ણ સત્ય તરીકે સ્વીકારવા માટે તેને આગ્રહ કરી રહ્યા છે.

આવા ભૌતિકવાદી નાસ્તિક પાસે જ્યારે ઈસ્લામનો ઉલ્લેખ કરવામાં આવે છે, ત્યારે તે જાણે પોતે ઈસ્લામ અંગે બધું જાણતો હોય એવા

આત્મસંતોષ સાથે સ્મિત કરે છે. ખરૂં કહો તો તેનો એ આત્મસંતોષ તેની અજ્ઞાનતાની બરાબર છે. પશ્ચિમના બુધ્ધિવાદીઓની બહુમતિની જેમ તે પણ ઈસ્લામ અંગે તેના માનસમાં ખોટી માન્યતાઓનો સારા જેવો ભંડાર ધરાવે છે.

આ ભૌતિકવાદી નાસ્તિકને આવા સંજોગોમાં એક-બે બહાના કાઢવાની છૂટ જરૂર આપવી જોઈએ. અત્યારે કેથોલિક સત્તાવાળાઓની સર્વોચ્ચ સપાટી ઈસ્લામ અંગે અલબત્ત નવું વલણ અપનાવી રહી છે. પરંતુ એ અપવાદને બાદ કરતાં પૂરા પશ્ચિમમાં ઈસ્લામ હંમેશા મઝહબી, બદનક્ષી અને નાલેશીનો ભોગ બનતો આવ્યો છે. ઈસ્લામ અંગે ઉંડું જ્ઞાન પ્રાપ્ત કરી ચૂકેલા કોઈ પણ પશ્ચિમવાસીને ખાતરી થઈ જાય છે કે, ઈસ્લામ અંગે તેના અકીદાઓ, ધ્યેયો અને ઈતિહાસને કેટલી બધી હદ સુધી વિકૃત કરી દેવામાં આવ્યા છે. આ હકીકત પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે, ઈસ્લામના વિષય અંગે યુરોપી ભાષાઓમાં જે કંઈ સાહિત્ય પ્રગટ થયું છે, એમાં થોડાક અપવાદોને બાદ કરતાં મોટાભાગનું સાહિત્ય એવું છે, જે ઈસ્લામ અંગે સાચું જ્ઞાન મેળવવા ઈચ્છતા માણસનું કામ ભાગ્યે જ આસાન બનાવે છે. આ દૃષ્ટિથી જોતાં ઈસ્લામના મુકદસ લખાણનું એટલે કુર્આને કરીમનું જ્ઞાન મૂળભૂત મહત્વ ધરાવે છે.

આ વૈજ્ઞાનિક બાબતોએ, જે માત્ર કુર્આનમાં જોવામાં આવે છે, તેમણે મને શરૂઆતમાં બહુ આશ્ચર્યમાં નાંખી દીધો હતો. એ પહેલાં મને એવું ક્યારેય બનવાજોગ લાગ્યું ન હતું કે, તેર સદીથી વધુ સમય પહેલાં સંપાદન કરાયેલી કિતાબમાં આટલા બધા વૈજ્ઞાનિક કથનો હશે. એ કથનો બેહદ જુદા જુદા પ્રકારના વિષયોને આવરી લેતા હશે અને એ બધાય કથનો વર્તમાન વૈજ્ઞાનિક માહિતી સાથે સંપૂર્ણપણે સુસંગત હશે.

## કુર્આન બાઈબલની નકલ કરી તૈયાર કર્યું છે, તેનો જવાબ :

આ પુસ્તકના કુર્આનને લગતા આ ત્રીજા વિભાગના અંતમાં એક જ પ્રસંગને લગતા બાઈબલ અને કુર્આનના વર્ણનો વચ્ચેની સરખામણીના

વિગતવાર પરિણામો આવ્યા છે. એ સાથે એ દરેક વર્ણન વૈજ્ઞાનિક વિવેચનની નજરે કેવું રહે છે એ પણ આપવામાં આવ્યું છે. દા.ત. સૃષ્ટિના સર્જન અને (હઝરત નૂહના) જળ પ્રલયની સમીક્ષા કરવામાં આવી છે. દરેક દાખલામાં બાઈબલના વર્ણનની વિજ્ઞાન સાથેની અસંગતતાઓ સ્પષ્ટ જોઈ શકાય છે. એ સાથે જ એ ઘટનાઓને લગતા કુર્આનના વર્ણનો અને વિજ્ઞાન વચ્ચે સમાનતા અને સુસંગતતા પણ જોઈ શકાય છે. આપણે એ બંને વર્ણનો વચ્ચેના તફાવતોને પણ જોઈશું, જે એક વર્ણનને વર્તમાન સમયમાં વૈજ્ઞાનિક દૃષ્ટિએ સ્વીકૃત અને બીજા વર્ણનને અસ્વીકૃત બતાવી જાય છે.

આ બધું વિવરણ બેહદ જરૂરી છે. કારણ કે પશ્ચિમ જગતમાં યહૂદીઓ, ઈસાઈઓ અને નાસ્તિકો કોઈ પણ પ્રકારના પુરાવા વગર જ એકી અવાજે એમ કહી રહ્યા છે કે, હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) બાઈબલની નકલ કરીને પોતે કુર્આન શરીફ લખ્યું હતું અથવા લખાવ્યું હતું. એવો દાવો પણ કરવામાં આવે છે કે, કુર્આનમાં મઝહબી ઈતિહાસને લગતા જે કિસ્સા છે એ બાઈબલના કિસ્સાઓને જ ચાલુ રાખી જાય છે. આ વલણ તદ્દન અવિચારી છે અને એવા પ્રકારનું છે, જાણે કોઈ માણસ એમ કહે કે જિસસે તેમની તબ્લીગ દરમ્યાન જુના કરારમાંથી પ્રેરણા મેળવીને પોતના સમકાલિનોને મૂર્ખ બનાવ્યા હતા. આપણે અગાઉ જોઈ ગયા છીએ તે મુજબ મેથ્યુની પૂરી ઈન્જીલ જુના કરારના આ અનુસંધાન પર આધારિત છે. શું આ કારણથી તેઓ જિસસ (હઝ. ઈસા અલૈ.)ને ખુદાપાકના દૂત તરીકેના તેમના દરજ્જાથી મહેરૂમ કરવાનો ખ્યાલ સુધ્ધાં કરી શકશે ? પરંતુ પશ્ચિમમાં હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની તુલના મોટા ભાગે આવી રીતે જ કરવામાં આવે છે કે, તેમણે માત્ર બાઈબલની નકલ કરી છે. આ એક ઉતાવળીયો ચૂકાદો છે, અને એમાં એ સત્યને ધ્યાનમાં લેવામાં આવેલ નથી કે, કુર્આન અને બાઈબલ એક જ પ્રસંગના જુદા જુદા પ્રકારના વર્ણનો આપી જાય છે. પરંતુ પશ્ચિમવાસીઓ એ વર્ણનોને એક સરખો માને છે અને એથી એમાં વૈજ્ઞાનિક જ્ઞાનને વચ્ચે લાવવાની કોઈ જરૂરત જોતા નથી.

હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને કુર્આન શરીફના લેખક ગણાવી જતી માન્યતા ઉપરોક્ત વાતો તદ્દન ખોટી પુરવાર કરી જાય છે. એક નિરક્ષર (ઉમ્મી) માનવી કેવી રીતે પૂરા અરબ સાહિત્યમાં, સાહિત્યીક ખૂબીઓની દૃષ્ટિએ સૌથી મહત્વપૂર્ણ લેખક બની શકે છે ? એવો માનવી કેવી રીતે વૈજ્ઞાનિક પ્રકારના એવા સત્યો જાહેર કરી શકે છે, જે સત્યોની એ સમયે બીજા કોઈ માણસને કલ્પના સુધ્ધાં હોઈ શકતી ન હતી ? અને એવો માણસ કેવી રીતે આટલા બધા વૈજ્ઞાનિક વિષયો પરની જાહેરાતો સ્હેજે ભૂલ વગર કરી શકે છે ?

આ પુસ્તકમાં વિચારોની ખીલવણી માત્ર વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુથી કરવામાં આવી છે. એ વિચારો આખરે એક તારવણી તરફ દોરી જાય છે. આ કલ્પનાની બહારની વાત છે કે, ઈસ્વીની સાતમી સદીમાં કોઈ માનવી વિવિધ વિષયો પર એવા નિવેદનો કરે, જે એ સમયને લાગુ પડતા ન હતા અને એ નિવેદનો ભવિષ્યમાં સદીઓ પછી જ જ્ઞાન-વિજ્ઞાનનો જે વિકાસ થનારો હતો, એની સાથે સંપૂર્ણપણે સુસંગત હતા. મારી નજરે કુર્આનનો કોઈ ઈન્સાની ખુલાસો નથી. (લેખક આ વાક્ય મારફત એમ કહેવા માંગે છે કે, કુર્આન શરીફ કોઈ માનવીનું લખેલું હોય એમ માની શકાતું નથી. અને એ માત્ર અલ્લાહપાકનું જ કલામ હોઈ શકે છે.)

## પવિત્ર કુર્આન શરીફ વિજ્ઞાનથી ચૌદસો વર્ષ આગળ

ડો. મોરીસ બોકાઈની જેમ કેનેડાની ટોરેન્ટો યુનિવર્સિટીના અંગશાસ્ત્ર વિભાગના ચેરમેન તથા ત્યાંના યુનાઈટેડ ચર્ચના મેમ્બર ડૉ. કેથમોર જે સ્ત્રીના ગર્ભાશય અને શિશુ વિષે બહોળુ જ્ઞાન ધરાવે છે. જેમના અભ્યાસનું તારણ ડૉ. રોર્બટ એડવર્ડ (કેમ્બ્રિજ યુનિ.ના પ્રથમ ટેસ્ટ ટયુબ બેબીના સર્જન)થી પણ ઘણુ મળતુ આવે છે. બલ્કે ડૉ. એડવર્ડે પણ ડૉ. કેથમોરના આ તારણોને પોતાના આધુનિક સંશોધનને આધારે સાચા ઠરાવ્યા છે.

આ બન્નેવ ડોકટરો સાથે બીજા બે ડોકટરો ડૉ. ટી. વી. એન પ્રસાદ અને ડૉ. માર્શલ જોન્સન આ ચારેવ કુશળ અને પ્રખ્યાત ડોકટરોને

જીદ્દહની કીંગ અ.અઝીઝ યુનિવર્સિટી તરફથી કુર્આન શરીફની અમુક આયતોની વૈજ્ઞાનિક પરિભાષામાં છણાવટ કરવા માટે આમંત્રણ આપવામાં આવ્યુ. તેમના સમક્ષ ઘણી આયતોના અંગ્રેજી ભાષાંતરો રજુ કરી રિસર્ચ કરવા જણાવવામાં આવ્યું.

(૧) અમે ઈન્સાનને માટીના સત્વથી બનાવ્યો છે, પછી અમે તેને વિર્યબિંદુ બનાવીને એક સુરક્ષિત સ્થાન (ગર્ભાશય)માં રાખ્યો, પછી તે વિર્યબિંદુને જામેલુ લોહી બનાવ્યુ, ફરી તે જામેલા લોહીથી માંસનો લોચો બનાવ્યો, ફરી તે લોચા(ના અમુક ભાગ)થી હાડકાં બનાવ્યા, ફરી તે હાડકાં ઉપર માંસ ચઢાવી દીધુ, ફરી અમે (તેમાં પ્રાણ નાંખી) તેને એક નવા જ સ્વરૂપમાં બનાવી દીધો. તો અલ્લાહ તઆલાની કેવી મોટી શાન છે, જે બધાથી બેહતર બનાવનાર છે. પોતાના રિસર્ચ અને તેહકીક બાદ ડૉ. કેથમોરે જે રિપોર્ટ આપ્યો તે એ છે કે, મને કુર્આન શરીફના અભ્યાસે ઘણા જ અચંબામાં નાખી દીધો. કારણ કે ગર્ભાશયમાં વિર્યના પહોંચવાના ૨૮ દિવસ સુધીના વિર્ય વિકાસ બાદ તેની લંબાઈ એક મિલીલીટરના દસમા ભાગથી વધારે નથી હોતી. તે ફકત આધુનિક દૂરબીનથી જ જોઈ શકાય છે. અને આ વાત સ્વિકાર્ય છે કે ૧૭મી સદી ઈસ્વીથી પહેલા શુક્ષ્મદર્શક યંત્રની શોધ થઈ ન હતી, પરંતુ જ્યારે મેં આ વિષયને લગતી આયતોનો અભ્યાસ કર્યો તો હું ઘણો જ અચંબામાં પડી ગયો કે, કુર્આન શરીફ સાતમી સદીમાં જે વિશ્લેષણો કર્યા છે તે આધુનિક વૈજ્ઞાનિક સંશોધનથી એટલી હદે વધુ નજીક અને સચોટ તથા સચ્ચાઈવાળા છે કે મુસ્લિમો બૌધ્ધિક રીતે યકીન કરી શકે છે કે તે અલ્લાહપાક તરફથી ઉતરેલી કિતાબ છે.

ડૉ. કેથમેર લખે છે કે મેં બાઈબલના નવા કરાર અને જુના કરારનું પણ આ વિષયે વિશ્લેષણ અને તહકીક કરી છે પરંતુ કુર્આન શરીફની આયતોથી તેનો કોઈ જ સબંધ નથી.

આ ચારેય ડોકટરો સમક્ષ બીજી આયત અંગ્રેજી ભાષાંતર સાથે રજુ કરવામાં આવી, જેમાં સ્ત્રીના પેટના ત્રણ અંધારામાં બાળકના વિકાસનું વર્ણન કરવામાં આવ્યું છે.

(૨) તે અલ્લાહપાક તમને તમારી માતાઓના પેટ (ઉદર)માં ત્રણ અંધકારો દરમ્યાન એક સ્થિતિ પછી બીજી સ્થિતિ પર (તબક્કાવાર) બનાવે છે. એ જ અલ્લાહપાક તમારો પરવરદિગાર છે, જેની બાદશાહી છે. તેના સિવાય કોઈની જ બંદગી નથી, છતાં તમે કયાં અવળા (માર્ગે) જાઓ છો?

ડૉ. કેથમર ત્રણ અંધારા વિશે છણાવટ કરતા જણાવે છે કે, દઢ વિશ્વાસ સાથે સ્પષ્ટપણે કહી શકાય છે કે તેનાથી પેટની દિવાળ, ગર્ભાશયનો પડદો અને બચ્ચાદાનીના અંદરનો પાતળો ચામડી જેવો ભાગ, જેમાં બાળક વીટાયેલુ હોય છે. આ ત્રણ અંધકારમાં બાળકો વિકાસ થાય છે.

પોતાના કુર્આન શરીફ વિષેના મહાનિબંધમાં ડો. કેથમોર લખે છે કે, મહાન વૈજ્ઞાનિક **ડો. સ્પીલનઝીનીએ અઢારમી સદીમાં પોતાના સતત પ્રયોગો દ્વારા સાબિત કર્યું કે, સ્ત્રી અને પુરૂષના યૌની પ્રજનન તત્વોનું એકબીજામાં મિશ્રણ ન થાય ત્યાં સુધી બાળકનો જીવ વિકાસ અપ્રાપ્ત છે.**

**કુર્આન શરીફ સ્પીલનઝીનીથી અગ્યારસો (૧૧૦૦) વર્ષ પહેલા મિશ્રણ વિર્યનો ઉલ્લેખ કર્યો અને બતાવ્યું કે, સ્ત્રી અને પુરૂષના વિર્યોના મિશ્રણથી સંતાન પ્રાપ્તિ થાય છે.**

ડો. કેથમોરનું કહેવું છે કે કુર્આન શરીફની આયતો અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અમુક આદેશો ધર્મ અને વિજ્ઞાન દરમ્યાન વર્ષોથી ચાલતા સંઘર્ષ અને વૈમનસ્ય દૂર કરવામાં ઘણા જ સહાયરૂપ પુરવાર થઈ શકે છે.

સાથે આ વાસ્તવિકતા પણ સ્વીકારવી રહી કે, કુર્આન શરીફ વિષય રૂપે વિજ્ઞાનનું પુસ્તક નથી. તે તો માનવસમાજની આધ્યાત્મિક (રૂહાની) સુધારણા માટે ઉતારવામાં આવ્યુ છે.

પરંતુ કુર્આન શરીફ જે માન્યતાઓ, અકીદાઓ અને શ્રધ્ધાઓ રાખવાની પ્રેરણા, આહવાન અને દઅવત પેશ કરે છે, તેના માટે જે પ્રકૃતિક (કુદરતી) અને વાસ્તવિક નિશાનીઓને દલીલરૂપે રજુ કરે છે, તે કુદરતી

નિશાનીઓ પણ તેજ છે, જેનુ અધ્યયન અને તહકીક વિજ્ઞાનમાં પણ કરવામાં આવે છે. પ્રકૃતિ (કુદરત) એ કુર્આન શરીફ અને વિજ્ઞાન બન્નેવનો વિષય છે. અલબત્ત વિજ્ઞાનમાં ફકત વિદ્યા અને જ્ઞાન સ્વરૂપે તેનું વર્ણન છે, જ્યારે કુર્આન શરીફમાં બોધ માટે વર્ણન છે.

કુર્આન શરીફની દલીલરૂપી નિશાનીઓનું આધુનિક વિજ્ઞાનથી આટલુ બધુ મળતાપણુ અને સમાનતા દર્શાવે છે કે, કુર્આન શ. તે મહાન અલ્લાહ તઆલાના તરફથી ઉતારેલ કિતાબ છે, જેમને બધી જ જાહેરી અને છૂપી વિદ્યાઓનું સંપૂર્ણ જ્ઞાન છે. અને જેમનુ વિશાળ જ્ઞાન ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળની સરહદોથી ઉપરવટ છે.

કુર્આનનો મુખ્ય હેતુ ફક્ત વૈજ્ઞાનિક તથ્યો દર્શાવવાનો નથી, બલ્કે અસલ હેતુ આનાથી માણસના દિલમાં કુર્આનની અઝમત, મહાનતા અને બુઝુર્ગી તથા ખુદાપાકની મહાન કુદરત, તાકાત અને તેના અપાર ઈનામો, ઉપકારો તથા એહસાનોની યાદ તાજી કરાવવાનો છે. અને આ મહાનતા, કુદરત વગેરે વર્ણન કરીને તેને અલ્લાહ તઆલાની ઈબાદત તેના અહકામ માનવા તથા મૃત્યુ બાદના હિસાબ-કિતાબની ફિકર કરાવવાનો છે.

સર આર્થર કૈથ એક અંગ્રેજ વિદ્વાન છે. તેમણે પોતાના પુસ્તક (માનવ પ્રગતિ વિશે નવો દ્રષ્ટિકોણ)માં ઈજીપ્તના પુરાણા ઈતિહાસનું વર્ણન કરતા લખ્યુ છે કે, ઈસ્લામી યુગમાં ઈજીપ્તને મુસ્લિમોની તલવારે નહીં, બલ્કે કુર્આન શરીફે ફતેહ કર્યું છે. ઈજીપ્તનો ઈતિહાસ જગતના સૌથી પુરાણા ઈતિહાસમાંથી છે, જ્યાં લાંબા સમય સુધી ગ્રીકો, ઈરાનીઓ અને રોમનોનો કબ્ઝો રહ્યો છે. ઈસ્લામ પૂર્વે લગાતાર ચારસો વર્ષ ખ્રિસ્તી રાજાઓની હુકૂમત હતી, પરંતુ આ હુકૂમતોના લાંબા ગાળામાં ફકત રાજકીય જીત જ પ્રાપ્ત થઈ. ઈજીપ્તના ધર્મ અને સંસ્કૃતિમાં કોઈ ફેરફાર ન આવી શકયો. પરંતુ સાતમી સદીમાં મુસ્લિમોનો પ્રવેશ બિલ્કુલ અનોખો હતો. **ઈસ્લામ પહેલાં ઈજીપ્તની ભાષા કિબ્તી હતી, હવે તેની ભાષા અરબી થઈ ગઈ. તેમનો સમાજ શિર્ક અને દેવી-દેવતાની પરંપરાવાળો હતો, હવે સંપૂર્ણ**

**તૌહીદવાળી સંસ્કૃતિ થઈ ગઈ.** (નાઈલ નદી, જે દર વર્ષે એક સૌંદર્યવાન યુવતીની ભેટ ચઢાવવા બાદ જ વહેતી, હવે હઝરત ઉમર (રદી.)ની તૌહીદવાળી ચીઠ્ઠી બાદ હંમેશા માટે વહેતી થઈ ગઈ.) કુર્આન શરીફે ઈજીપ્તવાસીઓની ધાર્મિક માન્યતાઓ, સામાજિક, સાંસ્કૃતિક વિચારો અને દ્રષ્ટિકોણ સુધ્ધાં બદલી નાખ્યા.

શ્રી બોસોર્થ સ્મિથ લખે છે કે, આપણી પાસે એક કિતાબ (કુર્આન શરીફ) છે. **જે પોતાના અસલી તથા સુરક્ષિત હોવામાં બિલ્કુલ અનોખી છે. તેના સાચા હોવામાં કોઈ અકલમંદ માણસ શંકા કરી શકતો નથી.**_(Bosworth op. cilp. 22)_ આ જ પ્રમાણે પ્રો. આર્નલ્ડે પોતાના પુસ્તક "Islami faith"_(p.9)_ માં અને પ્રો. ફિલિપ હિટ્ટીએ "History of the Arabs"_(p.123)_ માં કુર્આન શરીફ વિષે વિચારો વ્યકત કર્યા છે.

કુર્આન શરીફની સાથે અરબી ભાષા પણ સંપૂર્ણ સુરક્ષિત છે, જ્યારે તૌરાત અને બાઈબલની અસલ ભાષા પણ સુરક્ષિત નથી. ખ્રિસ્તીઓ પાસે બાઈબલના નામે (૧) મત્તા (૨) મુરક્કસ (૩) લૌકા અને (૪) યોહન્ના. ચાર અજાણી વ્યક્તિઓના સંપાદિત કરેલ પુસ્તકો છે. ન કે તે બાઈબલ, જે હઝરત ઈસા અલયહિસ્સલામ ઉપર ઉતર્યું હતું. આ ચારેવ બાઈબલો પણ ઘણા વાક્યો અને ઈબારતોમાં એકબીજાથી વિરોધાભાસ દર્શાવે છે. વધુ આશ્ચર્યજનક વાત એ છે કે, આ ચારેવ બાઈબલો ઉપર ખ્રિસ્તીઓના કટ્ટર દુશ્મન સેન્ટપોલના શિર્કવાળા વિચારોને ઠોકી બેસાડવામાં આવ્યા છે. જેણે યહૂદી હોવા છતાં ઢોંગ કરી ખ્રિસ્તી હોવાનો દાવો કરી ખ્રિસ્તી ધર્મને જડમૂળમાંથી જ બદલી નાંખ્યો.

બાઈબલના (Texts)માં ફેરફાર તથા થોડા અંતરે નાની-મોટી બ્રેકેટો (કૌંસ)નું હોવું, અંગ્રેજી તથા ઉર્દૂ અનુવાદમાં અલગ-અલગ કૌંસ તથા ગ્રિક ભાષામાં લખાયેલ, પરંતુ લંડન અને જર્મનીમાં છપાયેલ (Texts)માં ફેરફાર અને દરેક નવી બાઈબલમાં પુરાણા હિબ્રુ અને ગ્રિક (Texts)ને ગલત સાબિત કરવું, વગેરે વિરોધાભાસોની હારમાળા એક ખ્રિસ્તીને પોતાના ધર્મપુસ્તક વિશે શંકાના વમળમાં નાંખી દે છે.

બાઈબલની સૌથી પુરાણી કૃતિ યુનાની ભાષામાં છે. તે હઝરત ઈસા અલયહિસ્સલામના સમયની બાઈબલ નથી. કારણ કે યુનાની ભાષા હઝરત ઈસા અલયહિસ્સલામની પોતાની ભાષા જ ન હતી.

તૌરાત અને બાઈબલ બન્નેવ હઝરત મૂસા અલયહિસ્સલામ અને હઝરત ઈસા અલયહિસ્સલામના સમય બાદ એક લાંબી મુદ્દતે ફક્ત યાદશકિતને આધારે સંપાદિત કરવામાં આવી. અને સેંકડો વર્ષો સુધી યહૂદી અને ખ્રિસ્તી ધાર્મિક વિદ્વાનો તરફથી ફેરફાર અને રદ્દોબદલ થતી રહી. જ્યારે કુર્આન શરીફ આપ (સલ.)ના યુગમાં જ સંપૂર્ણ રીતે સુરક્ષિત શકલમાં લખવામાં આવ્યું. અને એના લખનાર સહાબાએ કિરામ તેને સંપૂર્ણ રીતે મોઢે પણ યાદ કરી ચૂકયા હતા. આ પ્રમાણે બે પ્રકારથી (લેખિત તથા મૌખિક) કુર્આન શરીફની હિફાઝતનો આસ્માની બંદોબસ્ત કરવામાં આવ્યો. જેને એક યુરાપીય વિદ્વાને ડબલ ચેકીંગ (Double Checking)ની વ્યવસ્થા તરીકે સંબોધ્યું છે. આ વ્યવસ્થા ઘણી જ ચીવટ અને મહેનત સાથે લગાતાર જારી રહી. સમગ્ર મુસ્લિમ જગતમાં એક પેઢીથી બીજી પેઢીના લાખો માણસો દરરોજ સવાર-સાંજ કુર્આન શરીફને મૌખિક તથા લેખિત રીતે યાદ કરવામાં મશ્ગુલ રહ્યા. આ અમલ લગાતાર જારી હતો કે (ઓગણીસમી સદીમાં) પ્રેસનો યુગ આવી ગયો, પરંતુ કુર્આનને મોઢે યાદ કરવાનો સિલસિલો પ્રેસને લઈને બંધ નથી થયો, બલ્કે પાછલી સદીઓના પ્રમાણમાં હાફિઝોની સંખ્યામાં ઘણો મોટો વધારો થયો છે.

## એક નવમુસ્લિમની અનુભૂતિ

હોલેન્ડના જે નવમુસ્લિમની ઘટના અત્રે અમે નોંધી રહ્યા છે, તેમનું નામ છે : પ્રોફેસર ડો. આર. એલ. મિલેમા (Prof. Dr. R. L. Mellema). આપ યુરોપના વિદ્યાકીય વર્તુળોમાં સારી એવી ખ્યાતિ ધરાવે છે. તેઓ એમ્સર્ટડમના મ્યુઝિયમમાં ઈસ્લામી વિભાગના પ્રમુખ તથા કાર્યવાહક રહ્યા છે. તેમણે કેટલાય પુસ્તકો પણ લખ્યા છે.

પ્રો. ડો. આર. એલ. મિલેમાને પોતાના ઈસ્લામ અંગીકાર વિશે

પૂછવામાં આવ્યું, તો તેમણે કહ્યું કે, સૌથી પહેલી ઘટના એ ઘટી કે, મારા કેટલાક મુસ્લિમ મિત્રોએ એક વખત કોઈ મસ્જિદમાં મુસ્લિમો સમક્ષ પ્રવચન આપવાની દરખ્વાસ્ત કરી. મેં ટૂંકમાં થોડીક વાતો કરી. પરંતુ મસ્જિદમાં ઉપસ્થિત બધા મુસ્લિમોએ મારી વાતો બહુ ધ્યાનથી સાંભળી. અને ત્યાર પછી તેઓ બહુ ઉષ્માપૂર્વક પ્રેમથી મને મળ્યા. તેઓની આ મુહબ્બતથી હું ઘણો જ પ્રભાવિત થયો. અને યુરોપમાં આજ સુધી ઈસ્લામ સબંધી જેટલા પણ પુસ્તકો લખવામાં આવ્યા હતા, તે બધા વાંચી કાઢ્યા. ત્યાર પછી ઈસ્લામની જે ખૂબીઓથી હું પ્રભાવિત થયો તે આ છે :

માત્ર એક સર્વોચ્ચ હસ્તી અલ્લાહપાક પર ઈમાન (શ્રધ્ધા). આ દૃષ્ટિકોણ માનવી સ્વભાવથી એટલો સુસંગત છે કે, સૂઝબૂઝ રાખવાવાળો કોઈપણ માણસ તેને સરળતાપૂર્વક સમજી શકે છે. ખુદા પાક પરાધિન (મોહતાજ) નહીં, બલ્કે સ્વાધીન છે. બધા તેને આધિન (મોહતાજ) છે. તે કોઈનું સંતાન નથી, તેનું કોઈ સંતાન નથી. અને સમગ્ર સૃષ્ટિમાં કોઈ તેનો સમકક્ષ નથી. તે સમજદાર, સત્તા તથા સૌંદર્યનું સ્રોત છે. જે અત્યંત દયાળુ તથા સખી છે.

અલ્લાહપાકનો પોતાના સર્જન (જગત) તથા માનવી સાથેનો સબંધ સીધો (પ્રત્યક્ષ) છે. તેના સુધી પહોંચવા માટે કોઈ વચેટિયાની જરૂર નથી. ઈસ્લામમાં ખ્રિસ્તમતની જેમ પોપવાદની કોઈ વિભાવના નથી. માનવી માટે આ વિશ્વ એક પરીક્ષાગૃહ છે. અહીં તેણે આખિરતના જીવન માટે તૈયારી કરવાની છે. પોતાના સારા-ખરાબ કાર્યો માટે માનવી પોતે જ જવાબદાર છે. કોઈની કુર્બાની (બલિદાન) તેને કોઈ ફાયદો નહીં પહોંચાડશે.

એક ખૂબી ઈસ્લામની એ છે કે, તેમાં બળજબરી નથી. તે એમ પણ કહે છે કે, સારી કે સાચી વાત જ્યાંથી મળે ત્યાંથી લઈ લો.

ઈસ્લામ માનવીઓને જાતિ, વર્ણ તથા પ્રદેશના આધારે વહેંચતો નથી. તે આ બધી બાબતોથી ઉંચે ઉઠી દરેક માનવીને લાગણીના સબંધમાં પરોવે છે. અને માત્ર આ જ એક એવો ધર્મ છે, જેણે આ નિયમને અમલી રૂપ

આપીને પણ દેખાડયું છે. મુસ્લિમો ક્યાંય પણ હોય, તે બીજા મુસ્લિમોને પોતાના ભાઈ સમજે છે. અલ્લાહપાકની સમક્ષ બધા માનવીઓ સરખા છે. આ વાતને સૌથી સુંદર રીતે હજ્જના પ્રસંગે રજૂ કરવામાં આવે છે. જ્યારે બધા જ માનવીઓ એક જ પોશાક (એહરામ)માં હોય છે.

શરાબ તથા નશાકારક દ્રવ્યોની મનાઈ ઈસ્લામનું એક એવું મહાન કાર્ય છે, જેનાથી ઈસ્લામ અન્ય ધર્મોથી સદીઓ આગળ વધી ગયો છે. ઈસ્લામના આ સોનેરી નિયમોમાં સહિષ્ણુતાનું જે તત્વ જોવા મળે છે, તેની કોઈ મિસાલ વિશ્વના અન્ય ધર્મમાં મળતી નથી.

આ યુરોપિયન નવમુસ્લિમની અનુભૂતિ આપણા માટે ખુશીનું કારણ છે. આપણે પણ ઈસ્લામની આ ખૂબીઓ અપનાવી સાચા તથા સારા મુસ્લિમો બની જઈએ.

## કટ્ટર ઇસ્લામ શત્રુ
## ડચ રાજકારણીનો ઇસ્લામ સ્વિકાર

યુરોપ અને અમેરિકામાં જ્યાં એક બાજુ લોકોમાં ઈસ્લામ અને મુસ્લિમોની નફરત નાંખવા માટે દરેક પ્રકારની નિચલી કક્ષાની યુક્તિઓ અજમાવવામાં આવી રહી છે, ત્યાં બીજી બાજુ ઈસ્લામ ઘણી ઝડપથી તે જ પ્રદેશોમાં પ્રસરી રહ્યો છે. સકારાત્મક વિચાર ધરાવતા લોકો તો ઈસ્લામમાં પ્રવેશી રહ્યા જ છે, પરંતુ હવે એવી હસ્તીઓ પણ ઈસ્લામ તરફ આકર્ષાવા લાગી છે, જેઓ ઈસ્લામ શત્રુતાના કારણે જ વિખ્યાત થયા છે. પાછલા દિવસોમાં હોલેન્ડ-ના કટ્ટર ઈસ્લામ વિરોધી રાજકારણી અને માજી સંસદ સભ્ય અરનાઉડ ફેન્ડોર્ન (Ernaud Fandorn)એ ઈસ્લામ અંગીકાર કરી ઉમરહ્‌ની અદાયગી માટે હરમ શરીફ પહોંચી ગયા. ૨૦૦૮માં ઈસ્લામ વિરોધી ફિલ્મ ''ફિત્ના''માં મુખ્ય ભૂમિકા અદા કરનાર આ રાજકારણીએ પોતાના જ એક રાજકારણી મિત્રની તબ્લીગથી પ્રભાવિત થઈ ઈસ્લામ સ્વીકારી લીધો છે. તે મિત્ર પણ નવમુસ્લિમ છે.

આનાથી પહેલાં તેઓ હોલેન્ડમાં ઈસ્લામ વિરોધી વિચારોના હવાલા

વડે ખ્યાતિ ધરાવતા હતા. તેઓ કુખ્યાત ઈસ્લામ શત્રુ ડચ નેતા ગેરિટ વુલ્ડઝના નજીકના મિત્ર છે. અને ગેરિટ વુલ્ડઝની પાર્ટીએ ૨૦૦૮માં ''ફિત્ના'' નામી ફિલ્મ બનાવી હતી. પરંતુ તે ફિલ્મ વિરૂદ્ધ મુસ્લિમ વિશ્વમાં વ્યાપ્ત ઉશ્કેરાટના કારણે ગેરિટ વુલ્ડઝ પોતાની તે ફિલ્મને રીલીઝ કરી શક્યો ન હતો. છતાં ઈન્ટરનેટ ઉપર તેને અપલોડ કરી દેવામાં આવી હતી, પરંતુ અલ્લામા ઈકબાલના શબ્દો **"પાસ્બાં મિલ ગએ કઅ્બેકો સનમખાને સે"**ને ચરિતાર્થ કરતાં અરનાઉડ ફેન્ડોર્નએ પોતાનું સમગ્ર જીવન હોલેન્ડ સહિત સમગ્ર યુરોપમાં ઈસ્લામના પ્રચાર-પ્રસાર માટે વકફ કરી દેવાની જાહેરાત કરી દીધી. થોડાક દિવસો અગાઉ જ્યારે તેઓ ઉમરહ્‌ની અદાયગી માટે પોતાના ડચ સાથીઓ સાથે હરમ શરીફ પહોંચ્યા, તો તેમનું ઉષ્માભર્યું સ્વાગત કરવામાં આવ્યું. હરમૈન શરીફૈનના ઈમામોએ તેમની સાથે ખાસ મુલાકાત કરી અને તેમને અભિનંદન પાઠવ્યા. સાઉદી અરબ ખાતે તેમને વિશેષ પ્રોટોકોલ પણ આપવામાં આવ્યો. અર્નાઉડ ફેન્ડોર્ન ઈસ્લામ સ્વીકાર પહેલાં પયગમ્બરે ઈસ્લામ માટે અત્યંત અણછાજતા-ખરાબ શબ્દો ઉચ્ચારતા રહ્યા છે. એટલે જે ક્ષણે તેઓ રવઝએ અત્હર પર પહોંચ્યા, તો તેમની મનઃસ્થિતિ પરિવર્તિત થઈ ગઈ. તેઓ પોતાની ભાવનાઓને કાબૂમાં રાખી ન શક્યા અને ચોધાર આંસુએ રડતા રહ્યા. જેનાથી ત્યાં હાજર અન્ય લોકો પણ રડી પડ્યા. અર્નાઉડ ફેન્ડોર્નના ઈસ્લામ સ્વીકારને ગેરિટ વુલ્ડઝની ''ફ્રીડમ પાર્ટી'' માટે મોટો આંચકો ગણવામાં આવી રહ્યો છે. કારણ કે તે પાર્ટીએ ગત વર્ષે યોજાયેલી ચૂંટણીઓમાં ઈસ્લામ વિરોધને સૌથી મોટી રાજકીય ચાલ રૂપે ઉપયોગમાં લઈ ઘણી બધી બેઠકો જીતી હતી.

ઉમરહ્ અદા કર્યા પછી મીડિયાથી વાતચીત કરતાં અર્નાઉડ ફેન્ડોર્ને રૂંધાયેલા અવાજે કહ્યું કે, મારી કલ્પનામાં પણ ક્યારેય આવ્યું ન હતું કે, હું એક દિવસ મક્કા-મદીના જઈશ. તેમણે કહ્યું કે, આજથી પચ્ચીસ દિવસ પહેલાં ઈસ્લામની સત્યતા સ્પષ્ટ થઈ મારા દિલમાં ઉતરી ગઈ હતી, છતાં મેં નિર્ણય કર્યો હતો કે, એની રીતસર જાહેરાત હરમ શરીફ જઈને કરીશ. અહેવાલ અનુસાર અર્નાઉડ ફેન્ડોર્ન જ્યારે મદીના શરીફ પહોંચ્યા, તો

મસ્જિદે નબવીના ઈમામ 'શયખ સલાહ અલ બદીર' અને 'શયખ અલી અલ હુઝયફા'એ તેમનું સ્વાગત કર્યું. અર્નાઉડ ફેન્ડોર્ન બન્ને વિદ્વાનો સાથે ઘણી વાર સુધી પોતાના ઈસ્લામ સ્વીકારના સંદર્ભે વાત કરતા રહ્યા. મસ્જિદે નબવીના ઈમામોએ તેમને ઈસ્લામ પર અડગ રહેવાની અને આ માર્ગે આવનારી મુસીબતોનો મુકાબલો કરવાની શીખ આપી. ત્યાર પછી તેમણે મિમ્બરે રસૂલ (સલ.)ની સામે રિયાઝુલ જન્નહ્‌માં નમાઝ અદા કરી. તે દરમિયાન સતત તેમની આંખોમાંથી અશ્રુધારા વહેતી રહી. અર્નાઉડ ફેન્ડોર્નએ કહ્યું કે, હું જ્યાં સુધી ઈસ્લામ વિશે સંપૂર્ણ માહિતી મેળવી નહીં લઈશ, ત્યાં સુધી મારા વતન પાછો નહીં જઈશ. પવિત્ર શહેરમાં રહી ઈસ્લામી શિક્ષાઓ શીખ્યા પછી હું આખી ઝિંદગી ઈસ્લામના પ્રચાર-પ્રસાર માટે વકફ કરી દઈશ.

અર્નાઉડ ફેન્ડોર્ને પોતાના ઈસ્લામ સ્વીકારના હવાલાથી મીડિયાને દર્શાવ્યું કે, **જ્યારથી મેં ઇસ્લામ વિરૂદ્ધ બનેલી ફિલ્મ "ફિત્ના"માં કામ કર્યું, ત્યાર પછી મને ક્યારેય અધ્યાત્મિક શાંતિ નહીં મળી. હું અંદરને અંદર તડપતો રહ્યો. મારી રાતોની ઉંઘ ઉડી ગઈ અને દિવસનું ચેન છિનવાય ગયું. ત્યાર પછી મેં ઇસ્લામ વિશે અભ્યાસ કરવાનું શરૂ કરી દીધું.**

આ સબંધે મારા એક મુસ્લિમ મિત્રએ મને માર્ગદર્શન આપ્યું. તે મને લાભદાયક સલાહો અને ઈસ્લામી પુસ્તકો આપતો રહ્યો. **સતત ઉંડા વિચાર-વિમર્શ અને વાંચન પછી હું એ પરિણામે પહોંચ્યો કે, વિશ્વમાં જો કોઈ ધર્મ સાચો છે, તો તે માત્ર અને માત્ર ઇસ્લામ છે.** ત્યાર પછી પાછલા મહિને મેં ઈસ્લામ સ્વીકાર કરવાનો નિર્ણય કર્યો, પરંતુ હોલેન્ડમાં મેં પોતાના મુસ્લિમ મિત્ર સિવાય કોઈની સામે તેનો ઈઝહાર કર્યો ન હતો. મેં નિર્ણય કર્યો હતો કે, હું તે ભૂમિમાં જઈને ઈસ્લામની જાહેરાત કરીશ, જ્યાંથી ઈસ્લામનો પ્રકાશ વિશ્વ આખામાં ફેલાયો હતો.



# અને ઇસ્લામની હૂંફાળી ગોદે તેને પોતાનો બનાવી દીધો

વાત ડિસેમ્બર ૧૯૮૫ ઈ.સ.ની, સ્થળ ડયુઝબરી-યુ.કે. નું તબ્લીગી મરકઝ, આલમી તબ્લીગી ઈજતેમાઅના મુબારક પ્રસંગે હઝરતજી મૌલાના ઈન્આમુલ્હસન સા.(રહ.)ની એક મજલિસમાં વેસ્ટઈન્ડીઝના એક સાહબ બેસેલા છે. હઝરતજીએ પોતાની પાસે બેસેલા એક ડોકટર સાહબથી ગુઝારીશ કરી કે આવનાર આંગતુકનો પરિચય કરાવો. વેસ્ટ-ઈન્ડીઝવાળા સાથીએ પોતાનું નામ દાઉદ બતાવી પોતાની આપવિતી શરૂ કરી અને ડોકટર સાહેબે તેનું અંગ્રેજીમા ભાષાંતર કરવાની જવાબદારી ઉપાડી લીધી. તેમણે શરૂ કર્યુ કે વેસ્ટઈન્ડિઝમાં મારો કૌટુંબિક (ખાનદાની) ધર્મ ખ્રિસ્તી (ઈસાઈ) હતો. હું નાનપણથી જ ધાર્મિક વૃત્તિ ધરાવતો હતો. વેસ્ટઈન્ડિઝમાં યુરોપિય મિશનરી કામ કરતી હતી. ખાસ કરીને ઈંગ્લેંડથી આવનાર મિશનરીના કામોથી તથા તેમના હેત અને પ્રેમભર્યા વર્તાવથી હું ખુબજ પ્રભાવિત થતો હતો અને લગાતાર લંડન જવાના સ્વપ્નો જોતો હતો. અને વિચારતો હતો કે ત્યાં આ પ્રમાણે ના પ્રેમાળ લોકોમાં મારૂ જીવન ઘણુજ શાંતિભર્યુ અને આનંદમય પસાર થશે. હું જ્યારે નવયુવાનીમાં પ્રવેશ્યો ત્યારે મને એક ઘણીજ સારી નોકરી અર્થે લંડન જવાનો અવસર પાપ્ત થયો અને લંડનથી નજીક વિમ્બલ્ડન શહેરમાં સાઉથ ફિલ્ડઝના એરીયામાં મારા વેસ્ટઈન્ડિઝના દોસ્તો સાથે એક ફલેટમાં રહેવા લાગ્યો. મને નાનપણથી જ ધર્મ પ્રત્યે આદર અને માનની લાગણી હોવાને લઈ વેસ્ટઈન્ડિઝમાં દર અઠવાડીએ ચર્ચમાં નિયમિત અવશ્ય હાજરી આપતો હતો. જેથી અહિંયા પણ સૌપ્રથમ ચર્ચની શોધખોળ શરૂ કરી, તો સદભાગ્યથી મારા ફલેટથી બિલકુલ નજીકમાં અત્યંત આકર્ષક અને રળિયામણી જગ્યામાં એક ચર્ચ મળી આવ્યુ. જેથી મારી ખુશીનો પાર નહી રહ્યો. હું નિયમોનુસાર રવિવારે ચર્ચમાં ગયો. જોયું તો ચર્ચમા આવેલ મારા સિવાય બધા ગોરી ચામડીવાળા જ હતા. પહેલી વખતે તો બધાએ મને આવકાર આપ્યો, પરતું મે જોયું કે જે પ્રેમ અને લાગણીથી આ લોકો

વેસ્ટઈન્ડિઝમાં હમોને મળતા હતા તેવા હેતનો અભાવ હતો. મેં વિચાર્યુ કે કદાચ અપરિચિત હોવાને લઈ મારો આ એહસાસ છે. જે લોકો બીજા દેશમાં આટલા અખ્લાક, આદાબથી વર્તાવ કરતા હોય, પોતાના દેશમાં બુરા અખ્લાકવાળા કેવી રીતે હોય શકે? બીજા રવિવારે પાછો તે જ સમયે ખુશી ખુશી ચર્ચમાં ગયો. જ્યારે પ્રોગામ પૂરો થયો અને ઘરે જવા ચર્ચથી બહાર નિકળી રહ્યો હતો, ત્યારે પાદરી સાહબે ઘણા જ રહસ્યમય અંદાઝ અને નરમ સ્વરે કાનમાં કહ્યું : "મિસ્ટર ! કારા (બ્લેક)લોકોનુ ચર્ચ બીજી જગ્યાએ છે અને તેનું સરનામુ પણ બતાવ્યું. મે તેમનો આભાર વ્યકત કર્યો અને એવું સમજ્યો કે કદાચ મને નવો માણસ સમજી મારી વધુ જાણકારી માટે કહી રહ્યાં છે. ફરી પાછો ત્રીજા રવિવારે ચર્ચમાં પહોંચ્યો તો ઘણા માણસોના ચહેરાનો હાવભાવ નારાઝગી અને અપ્રસન્નતાવાળો લાગ્યો. પ્રોગ્રામ સમાપ્ત થયા બાદ પાદરી સાહબે બધા લોકોની હાજરીમાં જ ઘણા જ સખ્ત શબ્દોમાં આક્રોશ વ્યકત કરતા કહ્યું કે, મે તમને ગયા રવિવારે કહી આપ્યું હતું કે આ ચર્ચ ફકત ઈંગ્લીશ લોકો (ગોરા) માટે જ છે કારા લોકોનું ચર્ચ બીજી જગ્યાએ છે , છતાં તમો અહિંયા આવ્યા ? હવે પછી ત્યાં જ જતા રહેશો. પાદરી સાહેબના શબ્દોથી હુ સખ્ત અચંબો પામી ગયો અને થેંકયુ સર કહી હું બહાર નીકળી ગયો. હું ધાર્મિકવૃત્તિનો માણસ હતો. અને પોતાના દેશમાં મે જે સ્વપ્નોનો મહેલ જોયો હતો, તેને ભૂસ થતા જોઈ મારૂ હદય કંપી ઉઠયું. મને બે આઘાત લાગ્યા. એક તો ઘરની નજીકના ચર્ચમાં જવાથી હું વંચિત થઈ ગયો. અને બીજો એક અમારા દેશમાં સંસ્કાર, પ્રેમ અને દયા ભાવનાથી વાતો કરનારા લોકો આટલી રંગભેદ, જાતિવાદ, જૂથ, પક્ષપાતિ નફરત તથા દ્રેષવાળી ભાષામાં ઝહેર ઓકતા હોય તે મારા વિચાર સુધ્ધામાં આવતું ન હતું.

હવે હું ભાંગી પડયો હતો. કામકાજમાં પણ દિલ લાગતુ ન હતું, અને સૌથી વધુ દુઃખ એ હતુ કે હવે મારી કોઈ પણ ચર્ચમાં જવાની હિંમત ન હતી કારણ કે કદાચ ત્યાંથી પણ આ જ પ્રમાણેનો જવાબ મળશે તે દહેશત સતાવતી હતી. એક દિવસ સાંજે કામથી પરવારી હું બજારમાં ફરતો હતો,

અને દિલ બેહલાવવા માટે દુકાનોની શો કેશમાં મુકેલી વસ્તુઓ (વિન્ડો શોપીંગ) જોઈ રહ્યો હતો કે એક અજાણી વ્યકિતએ જોરથી ''અસ્સલામુ અલયકુમ'' કહી પૂછયું કે, શું આપ વેસ્ટઈન્ડિઝના રહેવાસી છો ? આપ જરૂર મુસલમાન હશો ? કુર્આન શરીફ જરૂરથી પઢયા કરો. એક જ શ્વાસમાં ત્રણ વાકય બોલી તે ચાલવા જ માંડયા. હું "NO NO MUSLIM" કહેતો રહ્યો અને તે વ્યકિત તો સાંભળ્યા વગર દૂર નીકળી ગઈ.

હું આ વાત સાંભળી વિચારવા લાગ્યો કે આ શું વાત છે ? કુર્આન શરીફમાં શું છે ? અને આ વ્યકિત કોણ છે ? મને એ તો ખબર હતી કે અમારા દેશમાં મુસ્લિમો રહે છે, અને તે એક કિતાબ પઢે છે જેને કુર્આન શરીફ કહે છે, પરંતુ કુર્આન શરીફમાં શું લખ્યું છે ? તેની મને કાંઈ જ ખબર ન હતી. મારા દિલમાં શોખ પેદા થયો કે ઈંગ્લેન્ડમાં પણ મસ્જીદ જરૂર હશે મારે ત્યાં જઈ કુર્આન શરીફ વિશે જાણકારી મેળવવી જોઈએ. મેં એ વાત મારા ફલેટના સાથીઓથી કરી કે હું મુસલમાનોથી મળવા માંગુ છું. તો બધાએ એકી અવાજે કહ્યું કે, આ વાતનો વિચાર સુધ્ધાં પણ કદી ન કરતો, તુ મસ્જીદમાં જઈશ તો મુસલમાન તને જાનથી મારી નાંખશે. મુસલમાન ઘણા જ ઝાલિમ અને ઘાતકી હોય છે, તે મોકો મળતાં જ ગેરમુસ્લિમોને મોતને ઘાટ ઉતારી દે છે. "THEY WILL KILL YOU ALSO".

પરંતુ જ્યારે મે વારંવાર ઉલ્લેખ કર્યો અને મક્કમતા દર્શાવી, તો એ લોકોએ મને એક મસ્જીદનું સરનામું બતાવ્યું, જેનું નામ "RICHLE WOOD MOSQUE & ISLAMIC CENTER" હતું. મને ખબર પડી કે ત્યાં બે વાગ્યે પ્રોગ્રામ (નમાઝ) થાય છે. તો મેં મારા સાથીઓથી કહ્યું કે, હું ત્યાં જઈ રહ્યો છું, જો સાંજે છ વાગ્યા સુધીમાં મારો ટેલિફોન ન આવે તો તમારે સમજી લેવાનું કે હું ભય અને ખતરામાં છું, અને તમે મારી તપાસ માટે આવી જશો.

હું સવા બે વાગ્યે ડરતા ડરતા મસ્જીદના દરવાજે પહોંચ્યો. સામે હોલ (જમાઅતખાનું) નઝર આવ્યો, જેમાં નમાઝ થઈ ચૂકી હતી અને અમુક

માણસો બહાર (સહનમાં) ખાવા માટે દસ્તરખ્વાન બિછાવવાની તૈયારી કરી રહ્યા છે. (પાછળથી ખબર પડી કે આ તબ્લીગી જમાઅતના સાથીઓ હતા) તેમણે મને દરવાજા પાસે ઉભેલો જોયો તો જોરથી 'હેલો હેલો' કરી મને અંદર બોલાવ્યો. જોડા ઉતારી હું અંદર જઈ રહ્યો હતો કે એક ભાઈએ મુલાકાત કરી મને ગળે લાગાડયો અને મારી પીઠ ઉપર હાથ મૂકયો. તો મને મારા સાથીઓની વાત યાદ આવી કે, આ પ્રમાણે એક મુસલમાન દબાવીને પકડી રાખતો હશે અને બીજા સાથીઓ મારી નાંખતા હશે. મેં તરત જ હિંમત કરી પોતાને છોડાવી લીધો. પછી મને છોડી એ ભાઈ કહેવા લાગ્યા : "અંદર આવો અને અમારી સાથે ખાવામાં શરીક થાઓ." મેં ઘણી જ ચોકસાઈ રાખી, દરેકની હરકત ઉપર ચાંપતી નજર રાખી કે કોઈ મારા ઉપર અચાનક હુમલો ન કરે. તે લોકોએ ઘણા કાલાવાલા કર્યા બાદ હું દેખાવ પૂરતો ખાવામાં શરીક થઈ ગયો, પરંતુ ધીમે ધીમે તે વસ્તુ જ ઉઠાવતો જે બધા લોકો ખાતા હોય. દિલમાં ડર હતો કે કદાચ ખાવામાં ઝહેર ન મેળવ્યું હોય. આ બધા ખતરાઓ જરૂર હતા, પરંતુ આ લોકોની મુહબ્બત, ઈખ્લાસ, મિલનસારી, બંધુત્વભાવના વગેરે નિહાળી દિલથી એમનો ચાહક બની ગયો. આ લોકોના પૂછવાથી મેં સંપૂર્ણ વિગત દર્શાવી અને ઈસ્લામ તથા કુર્આન શરીફ વિશે જાણકારી પૂછવા પર એ લોકોએ ઘણી જ મુહબ્બતથી મને ઈસ્લામ, કુર્આન શરીફ અને સહાબએ કિરામ વિશે જાણકારી આપી. અને માનવજીવન ઉપર ઈસ્લામ અને કુર્આન શરીફના શું એહસાનો અને રહમતો છે, બધી બાબતો વિગતવાર વર્ણન કરી. એમની વાતોથી પ્રભાવિત થઈ મેં તરત જ ઈસ્લામ કબૂલ કરવાનું નક્કી કરી આ લોકો સમક્ષ દરખ્વાસ્ત કરી. આ લોકોએ મસ્જીદના ઈમામ સાહબના હાથે મને મુસલમાન બનાવી મારૂં નામ દાઉદ રાખ્યું. મેં મારા ફલેટના સાથીઓને ફોન કરી કહી આપ્યું કે, હું દરેક રીતે સલામત છું. ત્યારબાદ મેં નોકરીમાંથી રજા લઈ જમાઅત સાથે વખત લગાવ્યો અને પછી વિમલ્ડનપાર્ક મસ્જીદમાં કુર્આન શરીફની સંપૂર્ણ તઅલીમ હાસિલ કરી. હવે મને ઈસ્લામી જીવનમાં જે શાંતિ અને સુકુન પ્રાપ્ત છે, તેને હું શબ્દોમાં વર્ણન કરી શકતો નથી.

# એક કટ્ટર જનસંઘી ઉપર ઈસ્લામી અખ્લાકનો પ્રભાવ

યુ.પી.ના એક તાલુકા બાટામાં એક મામલતદાર હતા, અને તેઓના કલાર્ક કટ્ટર જનસંઘી હતા. જ્યારે પણ મામલતદારને કલાર્કની જરૂરત પડતી, તો કલાર્ક સાહેબ મુહમ્મદ ઈદ્રીસના ઘરે મળતા. એક વખતે મામલતદારે પુછયું કે તમારી જેવા કટ્ટર જનસંઘીની મુસલમાન સાથે મિત્રતા કેવી ? તો કલાર્કે કહયું કે, જો દેશમાં મુહમ્મદ ઈદ્રીસ જેવા પાંચસો (૫૦૦) મુસલમાન હોય તો અમો તેઓની ગુલામી કરીશું, તેઓને રાજગાદી સોંપી દઈશું. ત્યાર બાદ કલાર્કે કહાની આગળ સંભળાવતા કહયું કે, મુહંમદ ઈદ્રીસ સાહેબનું મારા ઉપર ખાસ અહેસાન છે. જ્યારે મારી પત્નિ સગર્ભા હતી, તો તે દરમિયાન તેણીને તકલીફ ઉભી થઈ. વધુ તકલીફના કારણે હું એક દાયણની શોધમાં નીકળ્યો. દાયણ જે ગામમાં રહેતી હતી ત્યાં હું જ્યારે પહોંચ્યો તો જણાયું કે તે દાયણ બીજા ગામમાં ચાલી ગઈ છે. હું પાછો આવી ગયો. બીજા દિવસે પાછો દાયણની શોધમાં નીકળ્યો. ધોધમાર વરસાદ વરસી રહયો હતો કે અચાનક મુહમ્મદ ઈદ્રીસ મારી પાસેથી પસાર થયા અને પુછયું કે, તમે કયાં જઈ રહયા છો ? તો મેં કહયું કે, ઘણા દિવસથી મારી પત્નિ સગર્ભા હોવાના લઈને તકલીફથી પીડાય છે, દાયણની શોધમાં જઈ રહયો છું. તો મુહમ્મદ ઈદ્રીસ સાહેબે ટોર્ચ અને છત્રી આપી કે જરૂરતના સમયે કામ લાગશે. હું રાત્રીના સમયે બીજા ગામમાં ગયો અને ત્યાં પણ તે દાયણ ન મળી. હું મોડી રાત્રે પરત ફર્યો તો શું જોઉ છું કે મારા ઘરના દરવાજા પાસે મુહમ્મદ ઈદ્રીસ બેઠેલા છે અને તેઓની પત્નિ દાયણનું કામ કરી રહી છે. તેમણે કહયું કે, અત્યારે અંદર જશો નહિ, ત્યાં પરદાથી કામ ચાલી રહયું છે.

બન્યું એમ કે જ્યારે હું આ તરફ દાયણની શોધમાં ગયો, તો મુહમ્મદ ઈદ્રીસને બધી જાણ થઈ ચુકી હતી. તેઓ પોતાના ઘરે ગયા અને પત્નિને કહયું કે, આપણા પાડોશના રહેતા કલાર્ક સાહેબની પત્નિ ગર્ભની તકલીફમાં

છે, અને કલાર્ક દાયણની શોધમાં જાય છે, પરંતુ દાયણ નથી મળતી. તું ચાલ અને તેણીની સેવા કર. કપડું અને તેલ લઈ લે કે કદાચ જરૂરત પડી જાય. છેવટે પોતાની પત્નિને લઈ ઈદ્રીસ આ સેવા કરી રહયા હતા, માટે હું પણ બહાર બેસી ગયો. એટલામાં અંદરથી અવાજ આવ્યો કે, કલાર્ક સાહેબને સુખદ સમાચાર આપી દો કે તેઓની પત્નિએ બાળકને જન્મ આપ્યો છે. મારામાં તો પ્રાણ આવી ગયો અને મારા બદન પરનો દરેક વાળ મુહમ્મદ ઈદ્રીસનો એહસાનમંદ બની ગયો. અને જ્યારે સવારે ઓફીસમાં મુલાકાત થઈ તો રોજની જેમ સલામ કલામ કરી. મુહમ્મદ ઈદ્રીસ તરફથી એવી કોઈ વસ્તુ મારી નજરમાં ન આવી કે તેઓ એહસાન જતલાવતા હોય.

જો આવા નેક લોકો ૫૦૦ હોય અને હુકૂમત કરતા હોય, તો તેઓની હુકૂમત અને બાદશાહત આપણને માન્ય છે. આ લોકો પોતાનું ભલુ નથી ચાહતા, પરંતુ અલ્લાહપાકની મખ્લુકનું ભલુ ચાહે છે અને અલ્લાહપાકની મખ્લુકને આરામ પહોંચાડવાના પ્રયત્નો કરે છે. આ લોકો મુસલમાન નથી, બલ્કે ફરિશ્તાઓ જેવું કલ્ચર ધરાવે છે.

**કમ ફરિશ્તોસે નહિ હોતે ફઝાઈલ જિન્કે**
**એસે ઈન્સાન ભી મીલ જાતે હે ઈન્સાનોમેં**

મેં સાંભળ્યું છે કે, તેઓના ખલીફા હઝરત ઉમર ફારૂક (રદી.)એ પણ એક યહુદી સ્ત્રીની પ્રસૃતિમાં પોતાની પત્નિથી સેવા કરાવી હતી. અને બાળકના જન્મના સુખદ સમાચાર પોતાના યહુદી દોસ્તને સંભળાવ્યા હતા. આ શબ્દો સાંભળી યહુદી ધ્રુજી ઉઠયો કે, મારી સેવા અમીરૂલ્મુઅમિનીને કરી છે. હઝરત ઉમરે કહયું કે, ગભરાવાની કોઈ જરૂરત નથી, આ તો મારો ફર્ઝ હતો જે મેં પુરો કર્યો. સવારે કચેરીમાં આવજે, તો આ બાળકનો વજીફો ચાલુ કરી આપીશું.

ડૉ. ઈકબાલ કહે છે કે.....

**ચશ્મે અકવામ સે મખફી હે હકીકત તેરી**
**બરકતે અરદો સમા હે યે ખિલાફત તેરી**

**ઝિંદહ રખતી હે ઝમાને કો હરારત તેરી**
**હે અભી મહફિલે હસ્તી કો જરૂરત તેરી**

# ઇસ્લામ વિરૂદ્ધ ગુપ્ત યોજનાઓની કહાની એક અમેરિકી નવમુસ્લિમ યુવતીની જુબાની

અમેરિકાની નવમુસ્લિમ સન્નારી શરીફા કારલો ઈન્દલોસિયા કહે છે કે, હું 'દીને હક' (સત્ય ધર્મ) ઈસ્લામ સુધી કેવી રીતે પહોંચી ?

આ ઈસ્લામ વિરૂધ્ધ ઘડવામાં આવેલ યોજનાઓ અને ષડયંત્રોની દાસ્તાન છે. મેં પોતે યોજનાઓ ઘડી હતી. જે સંગઠન સાથે મારો સબંધ હતો, તેણે પણ સ્કીમો બનાવી, પરંતુ અલ્લાહે પોતાની યોજના બનાવી અને અલ્લાહ સર્વશ્રેષ્ઠ યોજના ઘડનાર છે.

જ્યારે હું નવયુવાનીમાં પ્રવેશી હતી, ત્યારે હું એક એવા ગૃપના ધ્યાનમાં આવી ગઈ, જે અત્યંત ગુમરાહ કરનાર (નકારાત્મક) પ્રોગ્રામ અને એજન્ડો ધરાવતુ હતુ. સરકારી હોદ્દાઓ ધરાવતા લોકોનુ તે એક મૂકત સંગઠન હતું. જેનો એક ખાસ એજન્ડો એ હતો કે, ઈસ્લામને નામશેષ કરવો છે. આ સરકારી સંગઠન ન હતું, પરંતુ સરકારી માણસોએ સ્વેચ્છાએ તેની રચના કરી હતી. આ લોકો પોતાનો હેતુ પાર પાડવા માટે પોતાની હોદ્દાકીય વગનો ભરપૂર ઉપયોગ કરતા હતા.

હું એક નારીવાદી સંગઠનની સક્રિય સભ્ય હતી, બલ્કે એક વિશિષ્ટ અને આગવું સ્થાન ધરાવતી હતી. એટલે ઉકત ગ્રુપના એક સભ્યે મારો સંપર્ક સાધ્યો. અરબ દેશોના સંદર્ભે તેણે મને ઓફર કરી કે હું ''આંતર-રાષ્ટ્રીય સબંધો''ના વિષયમાં શૈક્ષણિક સ્તરે આગળ વધું, તો તે લોકો મને ઈજિપ્ત સ્થિત અમેરિકી એલચી ખાતામાં નોકરી અપાવી દેશે. તેની ઈચ્છા એ હતી કે ઈજિપ્તના નિવાસ દરમિયાન હું પોતના સરકારી હોદ્દાથી ફાયદો ઉઠાવી ત્યાંની ઈજિપ્શીયન મુસ્લિમ યુવતીઓ સાથે સબંધ સ્થાપું, અને ત્યાંની નારીવાદી ચળવળની ધીમી ગતિએ જે શરૂઆત થઈ છે, તેને વેગવંતી કરવા પોતાની શકિત પ્રમાણે યોગદાન આપું. આ મારા અંતરની પુકાર

અને એક મહાન વિચારધારા હતી, જેને લઈ મુસ્લિમ સ્ત્રીઓને ઈસ્લામથી વિમૂખ કરી શકાય. મેં મુસ્લિમ સ્ત્રીઓને ટી.વી. પર જોઈ હતી તે વખતે હું એમ સમજતી હતી કે, સમાજમાં આ એક કચડાયેલ તથા શોષિત વર્ગ છે. મને એમ થતું કે તેઓને પણ એકવીસમી સદીના સ્વતંત્ર સમાજ તથા નૂતનયુગ તરફ દોરી જવી જોઈએ.

આવા દ્રઢ વિચાર સાથે મેં કોલેજમાં પ્રવેશ મેળવી અભ્યાસ શરૂ કર્યો. મેં કુર્આન શરીફ, હદીષ શરીફ તથા ઈસ્લામી ઈતિહાસનો અભ્યાસ કર્યો. મેં એવી બધી જ યુકિતઓનો પણ વિશેષ અભ્યાસ કર્યો કે ઈસ્લામી જ્ઞાનને સ્વયં ઈસ્લામ વિરૂધ્ધ કેવી રીતે ઉપયોગમાં લઈ શકાય. મેં શીખી લીધું કે પોતાનો હેતુ સિધ્ધ કરવા જૂઠ, દગા અને ફરેબથી ગોળગોળ વાતો કેવી રીતે કરવી જોઈએ. આ એક બહુ કીંમતી હથિયાર હતું. **પરંતુ જ્યારે મેં ઈસ્લામનું વાંચન શરૂ કર્યું, તો હું ઇસ્લામના પયગામથી પોતે જ અંજાઈ ગઈ. મેં જોયું કે ઇસ્લામી શિક્ષણમાં ડહાપણ, જ્ઞાન તથા વિવેકબધ્ધતા છે, જે મને પોતાની રૂહાની શકિતથી પોતાના તરફ ખેંચી રહી છે.** તો હું ચોંકી ઊઠી. ઈસ્લામના આ હકારાત્મક પ્રભાવને ખાળવા મેં ખ્રિસ્તી ધર્મના કલાસોમાં જઈ કાયદેસર અભ્યાસ શરૂ કરી દીધો. મેં એવા પ્રોફેસરની કલાસ પસંદ કરી, જેમની બહુ ખ્યાતિ હતી. જેમણે હાર્વર્ડ યુનિવર્સિટીમાંથી આધ્યાત્મ અને ધર્મશાસ્ત્રમાં (ઉલૂમે ઈલાહી)માં પી.એચ.ડી. કર્યુ હતું. મેં એમ વિચાર્યુ કે હવે હું સલામત છું, હું એક સશકત હાથમાં છું, હવે ખિસ્તી ધર્મમાં મારી શ્રધ્ધાને કોઈ હાનિ પહોંચાડી નહીં શકશે. પરંતુ મેં જે વિચાર્યુ હતું તેવું કંઈ જ ના બન્યું. પેલા પ્રોફેસર તો એકેશ્વરવાદી ખ્રિસ્તી નીકળ્યા! તે ખ્રિસ્તી ધર્મની પ્રખ્યાત માન્યતા ત્રિશ્વરવાદ (ટ્રીનિટિ) ઉપર શ્રધ્ધા જ ધરાવતા ન હતા. હઝરત ઈસા (અલૈ.)ને તેઓ ઈશ્વરના પુત્ર તરીકે પણ સ્વીકારતા ન હતા, માત્ર ઈશ્વરના એક દૂત સમજતા હતા.

પોતાની વાત સાબિત કરવા માટે તેમણે બાઈબલના ગ્રિક, હિબ્રુ તથા આરામી ભાષાના સ્ત્રોતોના હવાલા આપ્યા અને હવાલાઓ ટાંકીને દર્શાવ્યું કે, કયાં, કયારે તથા કેમ ફેરફાર થયો છે. જ્યારે તે પ્રોફેસર આ બધું અમને

સમજાવી રહયા હતા, ત્યારે આ ફેરફારના ઐતિહાસિક કારણો પણ તેઓ દર્શાવતા હતા. આ કલાસિસ જ્યારે મેં પૂર્ણ કરી ત્યારે મારો ભ્રમ ભાંગી ચૂકયો હતો. મેં ખ્રિસ્તી ધર્મ છોડી દીધો હતો, પરંતુ હું ઈસ્લામ સ્વીકારવા માટે તૈયાર ન હતી. અભ્યાસનો શોખ તો હતો જ, એટલે અભ્યાસ જારી રાખ્યો. સાથે તેનાથી મારૂં ભવિષ્યમાં ગુજરાન પણ ચાલશે એમ હેતુ હતો. તેમાં ત્રણ વર્ષ વીતી ગયા. આ દરમિયાન હું મુસ્લિમોથી તેમની આસ્થાઓ (અકીદાઓ) બાબતે પ્રશ્નો કરતી હતી. તેમાં એક ભાઈ M.S.A.ના સભ્ય હતા. ખુદાનો શુક્ર છે કે તેમણે મારી ધર્મ પ્રત્યેની દિલચસ્પીની નોંધ લીધી અને મને ઈસ્લામ વિશે વધુથી વધુ જ્ઞાન મેળવવામાં વ્યકિતગત મદદ કરી. દુઆ કરું છું કે, અલ્લાહપાક તેમને બેહતરીન બદલો આપે.

એક દિવસ તેમણે મારો સંપર્ક કર્યો અને મને કહયું કે, શહેરમાં એક મુસ્લિમોનું ગૃપ આવી રહયું છે. તે ભાઈની એવી ઈચ્છા હતી કે હું તેમને મળું. મેં મુલાકાત માટે હા પાડી દીધી અને ઈશાની નમાઝ પછી હું તેમને મળવા ગઈ. તેમણે બધાએ મને આવકાર આપ્યો, મને બેસવા માટે જગ્યા આપી. મને એક બુઝુર્ગવય માણસ સામે બેસાડવામાં આવી. તેમને ખ્રિસ્તી ધર્મ સબંધે જબરદસ્ત જ્ઞાન અને માહિતી હતી. અનેક ઉદાહરણો અને દાખલાઓ આપી બાયબલ તથા કુર્આનના વિવિધ સંદર્ભો પર તે બુઝુર્ગ સવાર સુધી ચર્ચા કરતા રહયા. તેમણે ખ્રિસ્તી ધર્મ વિશે જે કાંઈ કહયું તેની અભ્યાસ દરમિયાન મને જાણ થઈ ચૂકી હતી, **પરંતુ આ બુધ્ધિમાન વિદ્વાને મને એક એવી વાત કહી, જે કોઈ મુસલમાને કહી ન હતી. તેમણે મને ઇસ્લામ સ્વીકારવાનું આમંત્રણ આપ્યું.** પાછલા ત્રણ વર્ષોથી હું ઈસ્લામ વિશે સંશોધન કરી રહી હતી, જેથી સ્વભાવિક હું સતત મુસ્લિમોના સંપર્કમાં રહેતી હતી. પરંતુ કોઈ મુસલમાને મને ઈસ્લામ સ્વીકારવાની વાત ન કરી. જ્યારે તેમણે મને ઈસ્લામ અંગીકાર કરવાની વાત કરી, ત્યારે મને લાગ્યું કે આ જ સાચો સમય છે. મને ખબર તો હતી જ કે ઈસ્લામ જ સાચો ધર્મ છે, અને મારે જલ્દી નિર્ણય લઈ લેવો જોઈએ. અલ્હમ્દુલિલ્લાહ ! અલ્લાહ તઆલાએ મારું દિમાગ ખોલી નાખ્યું અને મેં

કહયુ કે "હા, હું ઈસ્લામ કબૂલ કરવા ચાહું છું." તરત જ તેમણે મને અરબીમાં કલિમએ શહાદત પઢાવી દીધો અને અંગ્રેજીમાં તેનો અર્થ પણ સમજાવ્યો. જ્યારે મેં કલિમએ શહાદત પઢયો, તો મે અંતરમાં એક અજીબ પ્રકારની શિતળતા અને ઠંડક અનુભવી. જાણે કે મારી છાતી પરથી બહુ મોટો બોજો ઉતરી ગયો. મેં એવી રીતે શ્વાસ લીધો, જાણે કે જીવનમાં પહેલી વખત શ્વાસ લીધો હોય. અલ્લાહ પાકનો શુક્ર છે કે તેણે મને સાફ, સ્વચ્છ, કોરી સ્લેટની જેમ એક નવું જીવન અર્પણ કર્યુ, જન્નત (સ્વર્ગ)માં જવા માટે સોનેરી તક આપી. મેં દુઆ કરી કે, હે મારા પાલનહાર ! મારું શેષ જીવન તારા આદેશો મુજબ વીતે અને મારું મૃત્યુ ઈસ્લામ સાથે થાય.

હિજાબ (બુરખા) વિશે આ બહેન શું કહે છે તે જોઈએ. બિનમુસ્લિમ પાશ્ચાત્ય સમાજમાં હતી ત્યારે શર્મ-લજજા શું ? અને બુરખો શું ? તેનું મહત્વ કેટલુ છે ? તેની મને કંઈ જ ખબર ન હતી ! હું પણ મારી બહેન-પણીઓ માફક તેને જુનવાણી તથા ગડરયા પ્રવાહની જેમ સમજતી હતી. મને બુરખાધારી મુસ્લિમ સ્ત્રીઓ ઉપર તે વખતે દયા આવતી હતી. જ્યારે કોઈ મુસ્લિમ સ્ત્રી ઓઢણી ઓઢી બહાર નીકળતી, તો હું મઝાકમાં એમ કહેતી કે, આ બાઈને તો જુઓ બિચારી 'બેડશીટ' પહેરીને નીકળી છે.

જ્યારે અલ્લાહપાકે મને સીધો માર્ગ દેખાડયો અને મેં બુરખો પહેર્યો તો અંતે તે વાતાવરણમાંથી હું નીકળી શકી, જેમાં હું વસવાટ કરી રહી હતી. તેનાથી ફાયદો એ થયો કે હું પશ્ચિમી સમાજનું તટસ્થભાવે આંકલન કરવા સક્ષમ બની ગઈ. ત્યાંથી નીકળ્યા પછી મને તેનું સાચું સ્વરૂપ દેખાયું. **મને અહેસાસ થયો કે, હું પોતે પુરૂષોને આકર્ષતા વસ્ત્રો પહેરતી હતી અને હું પોતાની જાતને એમ કહી બેવકૂફ બનાવતી હતી કે, હું આ વસ્ત્રો કોઈને દેખાડવા માટે નહીં, બલ્કે નિરપેક્ષ ભાવે પહેરી રહી છું. પરંતુ કડવી વાસ્તવિકતા એ હતી કે, જે પુરૂષપાત્રને હું આકર્ષક સમજતી હતી તેની પ્રસંશાથી મને આનંદ મળતો હતો.**

હવે હું જાણું છું કે, જે માણસ કયારેય સ્વચ્છ જીવનશૈલી ધરાવતો ન

હોય, તેની પાસે એ જાણવા માટે કોઈ માપદંડ તથા સાધન નથી હોતું કે તે (નૈતિક) ગંદકીમાં સબડી રહયો છે. ઈસ્લામ સ્વીકાર કર્યા પહેલાં મને ખબર ન હતી કે વાસ્તવમાં હું પીડિત છું. ત્યાં સુધી કે હું આ કચડાયેલ સમાજના અંધકારમાંથી જ્યારે ઈસ્લામના ઉજાસમાં આવી ગઈ અને ઈસ્લામનુ ઝળહળતુ નૂર જ્યારે સત્યને પ્રકાશમાં લાવ્યું તો અંતે હું યુરોપિય સંસ્કૃતિના તે ડાઘાઓ અને કલંકો જોઈ શકી, જેને અમારા પશ્ચિમી વિચારકોએ છૂપાવી રાખ્યા હતા. પોતાના સમાજના નૈતિક મૂલ્યો અને સ્વમાનની સુરક્ષા અને તેને સિધ્ધ કરવા માટે પાબંદીઓ લાદવી એ અત્યાચાર નહી બલ્કે શિષ્ટાચાર છે.

**જ્યારે મેં મારું માથુ ઢાંકી લીધું ત્યારથી સૌંદર્યના અતિરેકના કારણે થતા શોષણથી હું બચી ગઈ. જ્યારે મેં ઓઢણી ઓઢી ત્યારે લોકોને સમજાયું કે હું મારો પોતાનો આદર અને સન્માન કરી રહી છું, એટલે લોકોએ પણ મને આદર તથા સન્માન આપવા માંડયુ. જ્યારે મેં મારું મોઢુ સ્કાર્ફથી છુપાવી દીધું, તો મારું દિમાગ ખુલી ગયુ. હવે તેમાં સત્ય પ્રવેશી શકયું. સૌથી મહત્વનું પરિબળ અને અંશ જેણે ઇસ્લામ તરફ મને આકર્ષી તે આ હકીકત છે કે, ઇસ્લામને તર્કબધ્ધ દલીલોના આધારે સમજી શકાય છે.** એટલે સ્વયં મુસ્લિમોએ પણ તેને તર્કની કસોટી પર મૂકીને સમજવું જોઈએ. તેનાથી શ્રધ્ધા મજબૂત બને છે. અસંખ્ય મુસ્લિમ પરિવારોમાં તેના વડીલો સંતાનો ઉપર ઈસ્લામ ઠોકી બેસાડે છે, જેની કોઈ જરૂર નથી. ઈસ્લામ એટલો તર્કસંગત ધર્મ છે કે તેને માત્ર સમજાવવાની જરૂર રહે છે, તે આપોઆપ હૃદયમાં ઉતરી જાય છે.

વાસ્તવમાં દરેક માનવજીવ જીજ્ઞાસાવૃત્તિ લઈ અવતરે છે. આપણે શું કરવુ જોઈએ ? કેમ કરવું જોઈએ ? એવા પ્રશ્નો લગભગ બધાના મનમાં ઉભા થાય છે. ઈસ્લામ એક મહાન ધર્મ છે. કારણ કે તે માનવીના મનમાં ધૂમરાતા અનેક પ્રશ્નોના ઉત્તર ઘણી સાદગીથી આપે છે. કારણ કે સત્યને ધામધૂમ તથા ચળકાટની કોઈ જરૂરત નથી હોતી.

**મુસ્લિમ સમૂદાયથી હું વિનંતી કરીશ કે, જ્યારે પોતાના બાળકોને ધાર્મિક-મઝહબી તઅલીમ અપાવે, તો તર્કબદ્ધ દલીલો વડે તેમને ઈસ્લામ સમજાવવામાં આવે.** જેવી રીતે અમારા જેવા બિનમુસ્લિમોએ તેને સ્વીકાર્યો છે, નવી પેઢી પણ ઈન્શાઅલ્લાહ તેને સ્વીકારશે. સાથે એ પણ ધ્યાન રાખવાનું છે કે, તેઓ કોઈ પણ ઈસ્લામી અમલ અને ક્રિયા કરે તો માત્ર એટલા માટે નહી કરે કે એ તેમની બુધ્ધિમાં બંધબેસતી છે, બલ્કે એટલા માટે કરે કે તેનાથી અલ્લાહપાકની રઝા (ખૂશી) તથા આપ (સલ.)ની પેરવી (અનુકરણ) જેવી મહાન મહામૂલી દૌલત હાથ લાગશે. *(તઅમીરે હયાતના શુક્રિયહ સહીત)*

## જ્યારે પ્રકાશ અંધકાર પર છવાય ગયો

ઈમામ કુર્તબીએ સળંગ સુત્રોથી એક ઘટના અમીરૂલ મુઅમિનીન મામૂનના દરબારની નોંધી છે. મામૂન પોતાની આદત અનુસાર દરબારમાં શાસ્ત્રીય ચર્ચાઓ કરતો હતો. જેમાં પ્રત્યેક વિદ્વનને આવવાની છુટ હતી. આવી જ એક ચર્ચામાં એક યહૂદી પણ આવી પહોંચ્યો, જે દેખાવે તથા પહેરાવે વિશેષ તરી આવતો હતો. પછી તેણે વાત કરી તો તે પણ સાહિત્ય -સભર તથા બુધ્ધિગત હતી. જ્યારે મજલીસ પુરી થઈ, તો મામૂને તેને બોલાવી પુછયું કે : તમે યહૂદી છો ? તેણે હકારમાં જવાબ આપ્યો. મામૂને કહ્યું : જો તમે મુસ્લિમ બની જાવ તો તમારી સાથે બહુ જ સારો વર્તાવ કરીશું. તેણે કહ્યુ કે ''હું તો મારા પૂર્વજોના ધર્મને કયારેય નહિં છોડીશ.'' વાત અહીં પુરી થઈ. તે યહુદી શખ્સ ચાલ્યો ગયો. ત્યાર પછી તે જ શખ્સ મુસ્લિમ બનીને મામૂનના દરબારમાં આવ્યો અને નિયમાનુસાર ચર્ચાસભામાં ઈસ્લામી કાયદાશાસ્ત્ર પર જાનદાર પ્રવચન આપ્યું, અને મૂલ્યવાન સંશોધનો રજુ કર્યા. સભા સમાપ્તિ પછી મામૂને તેને બોલાવી પૂછયું કે, તમે તે જ વ્યકિત છો, જે ગયા વર્ષે આવ્યા હતા ? તેણે જવાબ આપ્યો : ''હા, હું તે જ વ્યકિત છું.'' મામૂને પૂછયું કે, તે વખતે તમે ઈસ્લામ કબૂલ કરવાનો ઈન્કાર કરી દીધો હતો, તો પછી હવે ઈસ્લામ સ્વીકારનું કારણ શું છે ?

તેણે કહ્યુ : જ્યારે હું અહીંથી પરત થયો તો મેં પ્રવર્તમાન ધર્મોનો

સંશોધનાત્મક અભ્યાસ કર્યો. હું એક સુલેખન કળાકાર (કેલિગ્રાફર) છું, પુસ્તકો લખી વેચું છું, તો સારી કિંમતે વેચાય છે. મેં ચકાસણી ખાતર તૌરાહ (જુના કરાર)ની ત્રણ પ્રતો મરોડદાર અક્ષરોથી લખી અને તેમાં ઘણી જગ્યાએ મનફાવે તેવા સુધારા-વધારા કરી નાંખ્યા, અને તેને લઈ યહૂદી પ્રાર્થનાગૃહ (Synagogue)માં ગયો. યહૂદી વિદ્વાનોએ તેને હોંશે-હોંશે ખરીદી લીધી. ત્યાર પછી આવી જ રીતે મેં ઈન્જીલ (નવો કરાર)ની ત્રણ પ્રતો સુધારો-વધારો કરીને સારા અક્ષરોથી લખી ખ્રિસ્તીઓના ઉપાસનાગૃહ (Church)માં લઈને ગયો. ત્યાં પણ ખ્રિસ્તી વિદ્વાનોએ મારી ઘણી આગતા સ્વાગતા કરી પેલી પ્રતો મારી પાસેથી ખરીદી લીધી.

પછી આવું જ કૃત્ય મેં કુર્આન શરીફ સાથે કર્યુ. તેને પણ ઘણા સુંદર અક્ષરોથી મેં લખ્યું અને તેની આયતો સાથે મન ફાવે તેવા ચેડાં કર્યા. જ્યારે હું તેને વેચવા નીકળ્યો, તો જેની પાસે પણ ગયો તેણે તેની ચકાસણી કરી. જ્યારે ખબર પડતી કે તેમાં હેરફેર છે, તો પેલી પ્રતો મને પાછી આપી દેવામાં આવતી. સારાંશ કે તે ખામીયુકત કુર્આન શરીફની પ્રતો મારી પાસેથી કોઈ સામાન્ય મુસ્લિમે પણ નહીં ખરીદી.

આ ઘટનાથી મને બોધ થયો કે, **સાચે જ આ એક સુરક્ષિત ગ્રંથ છે, અને તેની આવી સુરક્ષા અલ્લાહપાકે જ કરી છે. એટલે મેં ઈસ્લામ ધર્મ સ્વીકારી લીધો.**

કાઝી યહ્યા બિન અકષમ જે આ ઘટના બયાન કરનાર છે, તે કહે છે કે યોગાનુયોગ તે જ વર્ષે મને હજ્જની તૌફીક મળી. ત્યાં મારી સુફયાન બિન ઉયયના (રહ.) (હદીષશાસ્ત્રના વિખ્યાત વિદ્વાન તથા વિવેચક)થી મુલાકાત થઈ. મેં તેમને ઉપરોકત ઘટના પૂરેપૂરી સંભળાવી દીધી, તો તેમણે કહયું કે સાચી વાત તો એ છે કે, જે થયું તે જ થવું જોઈએ. કુર્આન શરીફમાંથી પણ તેની સાબિતિ મળી રહે છે.

યહ્યા બિન અકષમે પૂછયું કે, તે આયત કઈ છે ? તો તેમણે કહ્યું કે કુર્આન જ્યાં તૌરાત તથા ઈન્જીલમાં હેરફેર થઈ જવાની ઘટના નોંધી છે,

ત્યાં તેનું કારણ દર્શાવતા તે કહે છે કે, અલ્લાહની કિતાબોની સુરક્ષાની જવાબદારી તેમની (યહૂદી-ખ્રિસ્તી) ઉપર નાંખવામાં આવી હતી. તેમણે આ જીમ્મેદારી યોગ્ય રીતે નહીં નિભાવી, જેના કારણે ઉકત પવિત્ર ગ્રંથો માનવીય હસ્તક્ષેપનો ભોગ બન્યા.

જેનાથી વિપરિત કુર્આન શરીફની સુરક્ષાની જવાબદારી ખુદ અલ્લાહ પાકે સ્વિકારી છે. એટલે તે આજે પણ સમગ્ર માનવજગતના માર્ગદર્શન કાજે સંપૂર્ણ સુરક્ષિત સ્વરૂપે મોજુદ છે. કુર્આન શરીફમાં અલ્લાહપાકે કહ્યું છે કે, ''અમે જ આ બોધ (વચનો તમારા માર્ગદર્શન માટે પયગમ્બર પર) ઉતાર્યા છે, અને અમે જ તેની સુરક્ષા કરીશું.''

## યહૂદી ધર્મથી ઈસ્લામ સુધી
## નવમુસ્લિમ ખદીજાના રૂહાની સફરની આપવીતી

અલ્હમ્દુલિલ્લાહ ઈસ્લામમાં આપનું સ્વાગત છે બહેન ! એમ કહી મારી નવી બહેનો મને આલિંગન (બોસો) આપી રહી છે. એક સન્માનનિય અફઘાની વૃધ્ધાએ તો અનન્ય પ્રેમ દર્શાવ્યો. તેની આંખોમાં ચમક છે, મોઢામાં દાંત નથી, પરંતુ તેમની મુસ્કુરાહટ મને આશ્ચર્યચકિત કરી દેનારી છે. ભાષાના અવરોધના કારણે અમે શબ્દોની આપ-લે નથી કરી શકતા, પરંતુ પ્રેમ દર્શાવવા માટે શબ્દોની જરૂર નથી હોતી.

સર્વપ્રથમ મેં યહુદી ધર્મ ત્યજી એક વિચારધારા સ્વીકારી હતી, જેને ''યહુદીઓ મસીહ માટે'' (JEW FOR JESUS)ના ઉપનામથી ઓળખવામાં આવે છે, પરંતુ તેમાં મારી શ્રધ્ધા બહુ ટકી ન શકી. ત્યાર પછી મેં બીજી વખત યહુદી ધર્મ અજમાવી જોયો. ત્યાર પછી એક લાંબો શુષ્ક ગાળો એવો પસાર થયો કે તે દરમિયાન હું કોઈ ધર્મ અનુસરતી ન હતી, અને કોઈ ધર્મમાં સત્ય શોધવાનો ઉત્સાહ પણ ન હતો. મારા જીવનનો એ શુન્યવકાશ ત્યારે પુરાયો, જ્યારે મેં ''બૌધ્ધમતના ત્રણ તત્વો''નો આશ્રય લીધો. આ તબક્કો પાંચ વર્ષ સુધી રહ્યો. લગભગ બે વર્ષ અગાઉ મારી મુલાકાત એક અસામાન્ય માણસથી થઈ, જેણે મને ઈસ્લામનો પરિચય કરાવ્યો. તેની

વિગત આપતા પહેલાં હું આપને ભૂતકાળમાં લઈ જઈશ.

મેં મોરોક્કોના એક યહુદી પરિવારમાં જન્મ લીધો. મારા દાદા-દાદી અને માં–બાપ ઘરમાં યહુદી પરંપરાને જો કે ચુસ્તીથી અનુસરતા ન હતા. પરંતુ અમે વર્ષમાં ત્રણ મોટી રજાઓ મનાવતા. હું દર સપ્તાહે મારા દાદાના ત્યાં 'સબ્ત' (શનીવાર) મનાવવા જતી. પરંતુ ત્યાં સબ્તના નિયમોની સખત પાબંદી ન હતી. મારા પિતા તથા કાકા તો બપોરનું જમીને તરત સિગારેટ સળગાવી લેતા. SYNAGOGUE (યહૂદી ધર્મસ્થાન)માં પવિત્ર દિવસો દરમિયાન હું મારા પિતા તથા દાદા વચ્ચે બેસવાનું પસંદ કરતી અને સફેદ તથા લીલા રંગની ચાદરોમાં લપટાયેલ લોકો સંગીતબધ્ધ પ્રાર્થના સાથે ડોલતા તેને જોતી. સૌથી વધારે મને શોફાર (ઘેટાંના શીંગડા) નામી ગીત સાંભળવું ગમતું. તેની અલૌકીક ધૂન મારા રૂંવાટા ઉભા કરી દેતી. તેમ છતાં અમારા પરિવારમાં ધર્મનું બહુ મહત્વ ન હતું.

ઈજિપ્તથી યહુદીઓને જે છુટકારો મળ્યો, તેની ખુશીમાં પ્રચલિત થયેલી મહેમાની 'પાસ ઓવર'ના ટાંકણે મારા દાદા EXODUS (નિર્ગમન)ની કથા પુરેપુરી સંભળાવતા. ફારાઓહ (ફિરઔન)ના હિમાયતીઓ ઈસ્રાઈલીઓ ઉપર કેવા કેવા જુલમો ગુજારતા હતા, કેવી રીતે હઝરત મૂસા (અલૈ.)એ બની ઈસ્રાઈલને ઈજિપ્તવાસીઓની ગુલામીના સકંજામાંથી છોડાવ્યા હતા અને કેવી રીતે ફિરઔનની ફૌજ પીછો કરતા કરતા દરિયામાં ડૂબી ગઈ હતી. પરંતુ હું તે વખતે એટલી નાની હતી કે, આ કહાનીમાં મને કોઈ દિલ્ચસ્પી જણાતી ન હતી. તે પ્રોગ્રામમાં મને કોઈ વિશેષ વાત જણાતી ન હતી. ત્યાર પછી જ્યારે મારા દાદાનું અવસાન થયું, તો તેમની કામગીરી મોટા પુત્ર હોવાના નાતે મારા પિતાએ સંભાળી લીધી. પરંતુ તેઓ કયારેય આખી કહાની વાંચતા ન હતા. અમે બધા મુકિત દિવસ (DAY OF SAL-VATION) નિમિત્તે ઉપવાસ કરતા. હું એમ સમજતી કે તેનાથી પાપ ધોવાય જાય છે. હું કાયમ મજાકમાં કહેતી કે એક દિવસનો ઉપવાસ તો મારા પોતાના પાપો માટે પુરતો નથી.

યહુદી ધર્મને હું મારો ધર્મ કહી શકતી હતી, પરંતુ તે અધ્યાત્મિકતા (રૂહાનીયત)થી ખાલી હતો. તેમાં ન કોઈ દૈનિક ઈબાદત હતી, ન સામુહિક. ખુદાપાકનો ઉલ્લેખ સુધ્ધાં આવતો ન હતો. પરંતુ મારી અંદર આ પહેલી વખતે જ એક અધ્યાત્મિક ભાવના વધી રહી હતી. રવિવારે ચર્ચની ઘંટીઓ રણકતી સંભળાતી, તો મારા કદમ સફેદ ચર્ચ તરફ ઉપડી જતા. હું ઉત્સાહ-પૂર્વક અંદર ચાલી જતી અને જોતી કે કેથોલિક ખ્રિસ્તીઓ શું કરે છે ? હું મારા હાથ 'પવિત્ર પાણી'માં ડુબાડતી અને પોતાની છાતી પર ક્રોસનું ચિહ્ન દોરતી. અને હું ઈસુ સમક્ષ નમી પડતી. બાંગી (મુઅઝિઝન)નો જાદુઈ અવાજ આવતો, તો હું બાલ્કનીમાં જઈને લોકોને નમાઝ માટે કતાર (સફ) સીધી કરતા નિહાળતી. જ્યારે પણ હું કોઈ ખ્રિસ્તી સન્યાસિણી (NUN)ને લાંબા કાળા ડ્રેસમાં જોતી તો મને પણ તેમના જેવી ઈબાદત કરવાની તમન્ના જાગતી. આ પશ્ચાદભૂમિમાં તમે મને જોઈ શકો છો કે, મેં ખુદા તઆલા તથા સત્યની શોધમાં મારું આખું જીવન પસાર કર્યુ છે. મારી સ્થિતિ પેલા અપરિચિત જેવી હતી, જે કોઈ અજાણ્યા શહેરમાં આવી પહોંચ્યો હોય અને કયારેક આ ચોકમાં ઉભો રહેતો હોય, તો કયારેક બીજા ચોકમાં. હું કયારેક મંઝિલથી નજીક પહોંચી જતી અને કયારેક દૂર. પરંતુ હું એવો દ્રઢ નિશ્ચય રાખતી હતી કે અંતે મને માર્ગ મળીને જ રહેશે. કુર્આન શરીફમાં છે કે, ''અલ્લાહપાક જેને સદ્માર્ગે ચલાવવા માંગે છે, તેનું હૃદય ઈસ્લામ માટે ખોલી દે છે.'' *(અલ અન્આમ-૨૫)*

૧૯૬૬માં અમે અમેરિકા પાછા આવી ગયા. મારી ઉંમર ૧૯ વર્ષની હતી. મારે અહીં એક સાંસ્કૃતિક આઘાત સહન કરવો પડયો. મને યાદ છે કે જ્યારે હું અમેરિકામાં પહેલી વખત મારી વયોવૃધ્ધ ફોઈની દફનવિધિમાં શામેલ થઈ, તો એક યહૂદી હોવાના નાતે શરમ અનુભવી. કારણ કે ત્યાંના રબ્બી તથા પ્રાર્થનાનું પઠન કરનાર તદ્દન અપરિચિત શૈલીમાં આ વિધિ આટોપી રહ્યા હતા. હું મારા હાસ્યને કાબુમાં રાખી ન શકી. હિબ્રુ બોલવાની આ શૈલી કેટલી હાસ્યાસ્પદ હતી ? અને પછી મારી ફોઈની બધી છોકરીઓ પુખ્ત વયે પહોંચી હોવાના લીધે એક વિધિ 'બયતે મુસ્તવાર'ના નામે

મનાવવામાં આવી. મોરોક્કોમાં આ શબ્દ મેં કયારેય સાંભળ્યો ન હતો. મને તથા મારા પિતાને આ વિચાર-વ્યવહાર પર હસવું આવ્યું. હું મારી જાત સુધી આ વિધિ માટે તૈયાર ન હતી. તેમ છતાં આ વિધિની તૈયારી માટે મારી બહેનોને હિબ્રુ ભાષામાં જુના કરારના પાઠ લેતા જોઈ, તો મને તેમની ઈર્ષ્યા થઈ.

૧૯૬૮માં ઉનાળાના વેકેશનમાં એક મહિના માટે હું ઈઝરાયલ ગઈ. ઈઝરાયલ પહોંચી તો મને ત્યાંની દરેક વસ્તીથી પ્રેમ થઈ ગયો. ઈઝરાયલ મોરોક્કો જેવો જ હતો, એટલે અમેરિકા પાછા ફર્યા પછી મેં ત્યાં જ રહેવાની ઈચ્છા દર્શાવી. પિતાએ કહ્યું : ''હરગિઝ નહીં.'' મેં નિશ્ચય કર્યો કે ભલેને કંઈ પણ થાય, હું ચોક્કસ જઈશ. એટલે ૧૯૭૨માં બીજા વખતે ઈઝરાયલ પહોંચી. હું અહીં હિબ્રુ ભાષા શીખવા લાગી અને એક યહૂદી વસાહતના ફાર્મ (KIBBUTZ)માં નોકરીએ લાગી ગઈ. એ આશાએ કે હું મારા ધર્મની શિક્ષાઓ જાણી શકીશ. મેં એક ધાર્મિક કિબુટ્સની પસંદગી કરી હતી, પરંતુ ત્રણ વર્ષ પછી અત્યંત નિરાશવદને તે છોડવો પડયો. મેં હિબ્રુ શીખી લીધી અને વિધિ નિષેધ તથા ખાવા-પીવાના નિયમો તેમજ પવિત્ર દિવસો વિશે મેં ઘણું બધું જાણ્યું. હું સમજવા માંગતી હતી કે આખરે અમે યહૂદીઓ ઈશ્વરના લાડકવાયા કેવી રીતે છે ? અને આ પસંદગી પામેલ કૌમથી દુનિયા નફરત કેમ કરે છે ? અને તેને અનેક મુસીબતો કેમ વેઠવી પડી ?

ફાર્મ છોડયા પછી હું આખા ઈઝરાયલમાં ફરી વળી. સિનાઈ દ્રિપના દક્ષિણીય નાકા સુધી ગઈ. તૂર પર રોકાઈ, જે ભૂતોના ડેરા સમાન ભાસતુ હતું. જેને તેના રહેવાસીઓ (ઈઝરાયેલી કબ્જાના લીધે) છોડીને ચાલ્યા ગયા હતા. અને સિનાઈના પશ્ચિમી કિનારા ઉપર ઉત્તર બાજુ અબૂ રુવૈસનો પ્રવાસ પણ ખેડયો. આ આખો સફર મેં લશ્કરી જીપો, બસો અને ટ્રકો દ્વારા કર્યો. આરબ યુવાનો મને આશ્ચર્યથી જોતા કે આ એકલી સ્ત્રી આ રણમાં શું કરી રહી છે ?

અંતે હું ઘેર પાછી આવી અને મારા માતા-પિતાએ મારાથી વિનંતી કરી કે, હું યહૂદી ધર્મને વધુ એક તક આપું. અહીંથી મારા જીવનના એક

શુષ્કકાળનો પ્રારંભ થયો, જે બાર વર્ષ સુધી લંબાયો. મને મારા દિમાગની સાફ-સૂફી માટે એક સમયગાળાની જરૂર હતી.

૧૯૮૬માં એક પ્રચારકે મારી પુત્રીના હાથમાં એક નાનું પુસ્તક આપ્યું, જેમાં ''શુશુ બૌધ્ધ મત'' વિશે કંઈક લખ્યું હતું. હું બૌધ્ધ ધર્મ વિશે બહુ ઓછું જાણતી હતી, પરંતુ એટલી ખબર હતી કે તેઓ બહારના દેશોમાં પ્રચારકો નથી મોકલતા. હું તેમની જાળમાં તો ન આવી, તે છતાં એક બૌધ્ધ કેન્દ્ર મેં શોધી લીધું. પાંચ વર્ષ સુધી હું બૌધ્ધ ધર્મ પર અમલ કરવાની કોશિષ કરતી રહી, તેમાં ચિંતનમનન કર્યુ અને ''મહાયાન'' સંપ્રદાયની અનુયાયી બની. જેનો અર્થ થાય છે ''મહાન વાહન'' તે દરમિયાન મને તિબેટિયન અથવા 'વજ્રયાન' સંપ્રદાયનો પરિચય થયો. જેનો શબ્દાર્થ થાય છે કે, એવો વાહન જે તમામ અવરોધો વતાવી જાય છે.

**યહૂદી તથા ઈસાઈ ધર્મ જેવા એકેશ્વરવાદના ઝંડાધારી ધર્મોથી કંટાળીને હું 'નિરપેક્ષ ઈશ્વર'ની શોધમાં બૌધ્ધમત પ્રતિ આકર્ષાઈ તો ખબર પડી કે આ ધર્મ નહીં, તત્વદર્શન છે. તેમાં પાપ અને ગુનાહનો કોઈ વિચાર (ભાવના) જ નથી. પ્રત્યેક ઘટના કાર્યકારણના સિધ્ધાંત મુજબ ઘટી રહી છે. (એટલે સારુ અને ખરાબ જેવુ કાંઈ નથી) આ તો ક્રિયા-પ્રતિક્રિયાની એક શ્રેણી છે. માણસ પોતાના કર્મો માટે પોતે જ જવાબદાર છે. તે પોતે જ પોતાનો ન્યાયાધિશ છે.** મને અન્ય દેવ-દેવીઓ સમક્ષ નમવામાં કોઈ મુશ્કેલી નહીં નડી. કારણ કે હું જાણતી હતી કે, આ જે તે દેવતાની પ્રતિકૃતિ નહીં, બલ્કે મહાત્મા બુધ્ધની પ્રકૃતિના વિવિધ પાસાઓના પ્રતિબિંબ છે. **ધીરે ધીરે હું એવા તબક્કામાં પ્રવેશી ગઈ, જ્યાં કેટલાય યહુદીઓ કે ખ્રિસ્તીઓ બૌધ્ધમતના અભ્યાસ તથા અમલ દરમિયાન ઘણા લાંબા સમય પછી પહોંચે છે. (કે બૌધ્ધ ધર્મ સાચો ધર્મ નથી) આ દરમિયાન મારી મુલાકાત એક મલેશિયન વિદ્યાર્થી સાથે થઈ.** જે બીજા ત્રણ વિદ્યાર્થીઓ સાથે મારી પાડોશમાં આવી રોકાયો હતો, જે ત્યાં પાર્ટટાઈમ સર્વિસ કરતો હતો. જ્યારે તે અમારી પડોશમાં આવી ગયો, તો તે હેલ્લો કરવા આવ્યો. ત્યાર પછી

મારી મુલાકાત તેના અન્ય મિત્રો સાથે થઈ અને અમે એકબીજાને ડીનર પર બોલાવ્યા. મારા ઘરમાં બૌધ્ધ મૂર્તિઓ જોઈને તેઓનો રસભંગ થયો. પરંતુ તેઓમાંથી એક એવા વિચારમાં પડી ગયો કે, આ સ્ત્રી એક યહૂદણ, બૌધ્ધ ધર્મની અનુયાયી કેમ બની ગઈ ? અમે કાંઈ કેટલાય કલાકો ધર્મ સબંધી ચર્ચા કરતા રહ્યા અને મને બહુ જલ્દી અહેસાસ થઈ ગયો કે હું ઈસ્લામ વિશે કાંઈ પણ જાણતી નથી. અમે સલમાન રશદી અને ઈસ્લામમાં સ્ત્રીઓ પર જુલમો જેવા વિષયો પર વાતો કરી. મને એ જાણીને આશ્ચર્ય થયું કે, અમુક મુસ્લિમ દેશોમાં સાચે જ સ્ત્રીઓ પર અત્યાચાર કરવામાં આવે છે. પરંતુ એવા ઘણા મુસ્લિમ દેશો અને સમાજો છે, જ્યાં સાચે જ સ્ત્રીઓ પર કોઈ સિતમ ગુજારવામાં નથી આવતો. **તેણે મારી ઉપર ઇસ્લામ ધર્મ ઠોકી બેસાડવાનો પ્રયાસ નહીં કર્યો, બલ્કે ધીરે ધીરે ઇસ્લામની ખૂબીઓ દર્શાવતો ગયો. વાતચીત દરમિયાન હિજાબ (બુરખા)નો પણ ઉલ્લેખ થયો. મારી ધારણા એ હતી કે, મુસ્લિમ પુરૂષોને સ્ત્રીઓનું આકર્ષણ બેકાબુ તથા પાગલ બનાવી દે છે, એટલે મુસ્લિમ સ્ત્રીઓ તેમનાથી બચવા માટે પરદામાં લપટાયેલી રહે છે.** પેલા સજ્જને કુર્આન શરીફ વાંચી મને હકીકતો બતાવી અને તે સંદર્ભમાં પોતાના પરિવારના દાખલાઓ આપ્યા. **હું એમ સમજતી હતી કે, મુસ્લિમ સ્ત્રીને પોતાનો જીવનસાથી પસંદ કરવાનો અધિકાર નથી, પરંતુ હવે ખબર પડી કે વાસ્તવિક્તા તેનાથી જુદી છે.** તેણે અત્યંત સુક્ષ્મ શૈલીમાં જણાવ્યું કે, તેની પત્ની અજાણ્યા પુરૂષોની નજરોથી બચવા માટે યોગ્ય પોશાકમાં ઘરથી બહાર નીકળે એ દ્રશ્ય તેના માટે કેટલું મુગ્ધ કરી દેનારૂ છે. હું તેને હૈરતભરી નજરોથી જોતી રહેતી. **ત્યાર પછી મેં પશ્ચિમી રીત-ભાત, વેશ-પહેરવેશને ટિકાત્મક દ્રષ્ટિએ જોયા, તો એવી પ્રતિતિ થઈ કે વ્યકિત સ્વાતંત્ર્યની મજા માણવા છતાં અમે ખુશ નથી. અમે બધી (સ્ત્રીઓ) નિરાશ તથા ઈજાગ્રસ્ત આત્માઓ છીએ, જેને પ્રસાર માધ્યમોએ બેવકૂફ બનાવીને 'શ્રીમાન ડોલર'ની ખરીદ શકિતની પૂજા કરવા માટે મજબૂર બનાવી દીધી છે.** હજારો ડોલર સ્ત્રીના શરીરને 'સુંદર' બનાવવા માટે વાપરવામાં

આવે છે. ભલેને તેનાથી તેમનું માનવ ગૌરવ જ કેમ છિનવાય ન જાય. આધુનિક પશ્ચિમી સમાજમાં અત્યંત કફોડી સ્થિતી તે સ્ત્રીઓની થાય છે, જે સૌંદર્યની આધુનિક વ્યાખ્યામાં બંધબેસતી નથી. કારણ કે તે કયાં તો બહુ જ જાડી હોય છે, કયાં તો બહુ પાતળી. તે **જીવનની આવી યાતનાઓમાં સપડાઈને મનોશારીરિક બીમારીઓની શિકાર બની જાય છે.** (ઈસ્લામની સમાજ વ્યવસ્થા આવી સ્થિતી સર્જાવવા સામે રક્ષણ પુરૂ પાડે છે).

મારો આ હમદર્દ પણ સાચા ઈસ્લામના વ્યવહારિક રૂપની શોધમાં નિકળ્યો હતો. તેની તિવ્ર લાગણી એ હતી કે હાલના મુસ્લિમ રાજકર્તાઓએ ઈસ્લામી આદેશોને પોતાના હિતો સિધ્ધ કરવા વિકૃત કરી નાંખ્યા છે. ધર્મના સાચા સ્વરૂપની શોધ બાબતે અમારા બન્નેના સંદર્ભ આમ જુદા જુદા હતા. તેના પરિવારજનો જમાઅતથી નમાઝ અદા કરતા હતા. તેઓ સાંજે એક સાથે બેસીને કુર્આન શરીફ પઢતા હતા. ધર્મ તેમના જીવનની ધરી હતી. મને તેની બહુ ઈર્ષ્યા થતી. મેં ઈસ્લામ વિશે ગેરમાર્ગે દોરનારા જે વિચારોના બોજાઓ ઉઠાવી રાખ્યા હતા, તેણે એક-એક કરીને ઉતારી નાંખ્યા. આ કાર્ય તેણે દાખલાઓથી, પોતાના સદ્‌વર્તનથી અને કુર્આન શરીફથી પાર પાડયું. તે નમાજ પઢતો, હું તેને જોતી રહેતી.

હું હજુ એક વર્ષ સુધી બૌધ્ધ ધર્મ પાળતી રહી. તે દરમિયાન વાંચન અને માત્ર વાંચન જ કરતી રહી. મેં ઈસ્લામ, આરબ જગત અને મધ્યપૂર્વના રાજકારણ ઉપર અગણિત પુસ્તકો, સામાયિકો વાંચી લીધા. હવે મેં મારા મિત્રો સાથે રમઝાન માસના રોઝા રાખવા માંડયા. તેઓને હેરત (આશ્ચર્ય) પણ થઈ અને ખૂશી પણ. તે છતાં કોઈએ મારાથી કયારેય નહીં પૂછયુ કે હું ઈસ્લામ ધર્મ કયારે અંગીકાર કરી રહી છું ? તેઓ મને આદમના સંતાન હોવાના નાતે પોતાની બહેન સમજતા હતા, અને ભાઈ હોવાના નાતે મારા પ્રત્યે પ્રેમ તથા સહાનુભૂતિ દર્શાવતા હતા. ભલેને હું યહુદી હોઉં કે ખ્રિસ્તી.

અંતે નિર્ણાયક વળાંક આવી ગયો, જ્યારે મને એક મલેશિયન ભાઈએ એક પુસ્તક વાંચવા આપ્યું. તેણે ગ્રેજ્યુએશન કર્યુ હતું અને હવે ઘેર જઈ રહ્યો

હતો. **તે પુસ્તક હતું ડો. મોરિસ બોકાઈનું ''ધી બાયબલ, ધી કુર્આન એન્ડ સાયન્સ'' ઇસ્લામ ધર્મ સ્વીકાર કરવા માટે આ કિતાબ મારા માટે અંતિમ પ્રેરક પુરવાર થઈ. આ પુસ્તકે તે તમામ પ્રશ્નોના ઉત્તરો આપ્યા, જે ઇસ્લામી આસ્થાઓ વિશે સાયન્સ તથા ટેકનોલોજીના હવાલાથી મારા મનમાં ઉઠી રહયા હતા.**

એક મુસ્લિમ ભાઈએ મને કુર્આન શરીફ ભેટરૂપે આપ્યું. મોરિસ બોકાઈના પુસ્તકના કારણે મારી અંદર કુર્આન શરીફ વાંચવાનો શોખ તો જાગી ઉઠયો જ હતો, એટલે હું દરરોજ તે પવિત્ર ગ્રંથનું પઠન કરવા લાગી અને તેને સમજવાની કોશિષ પણ. અને એક વખત જ્યારે મેં ઈસ્લામ અંગિકાર કરવાનો ઈરાદો દર્શાવ્યો, તો મને ચારેકોરથી આવકાર તથા રૂહાની અને સામાજીક સહકાર મળવા લાગ્યો. થોડા દિવસ અગાઉ મેં મારા એક મિત્રને કહ્યું કે તે મને નમાઝ પઢવાની પધ્ધતિ શિખવાડે. પરંતુ તેણે હકારમાં જવાબ આપ્યો ન હતો. તે સારી પેઠે જાણતો હતો કે, હું હજુ અંદરથી તેના માટે તૈયાર ન હતી. (પરંતુ આખરે તે દિવસ પણ આવ્યો જ્યારે હું મારા અંતરમનથી મુસલમાન બની ગઈ.) ઘણા દિવસો પહેલાં હું દિલમાં ને દિલમાં ઈસ્લામ લઈ આવી હતી, તે છતાં વિશ્વ સમક્ષ મેં ૯, ફેબ્રુઆરી ૧૯૯૨ના દિવસે ઈસ્લામ સ્વીકાર્યો. આ મહાન નેઅમત મળવા પર હું અલ્લાહપાકનો શુક્ર અદા કરુ છું. તેની બારગાહમાં સજદહ કરુ છું. અલ્હમ્દુલિલ્લાહ !

## ખ્રિસ્તી મહિલાનો ઇસ્લામ સ્વીકાર :
## “હું લાંબો સમય અંધકારથી સમજૂતિ ન કરી શકી”

હું પોલેન્ડના નાના શહેરમાં પેદા થઈ. મારા માતા-પિતા સરળ સ્વભાવના ધર્મભીરૂ હતા. તેમણે યથાશક્તિ મારો ઉછેર કર્યો. મારો સ્વભાવ અન્યોથી જરા જુદો પડતો હતો. હું એક મધ્યમવર્ગની મહિલા હતી. અમે લોકો કેથોલિક ધર્મ પાળતા, પરંતુ આ સંપ્રદાય (ધર્મ) મારા સ્વભાવને અનુકૂળ ન હતો. ઘરેલુ ધાર્મિક વાતાવરણને કારણે ચર્ચ (દેવળ) જવું અમારા

માટે અનિવાર્ય હતું. તેથી દર રવિવારે તથા અન્ય પ્રસંગોએ હું ચર્ચ જતી.

મારા વિશે વાત કરું તો હું જરા વિચિત્ર સ્વભાવની હતી. હું લોકો સાથે ઓછો મેળાપ રાખનાર, શરમાળ અને વિચારોમાં બિન્દાસ મહિલા હતી. બાળપણમાં તો હું એકલવાયું જીવન જીવતી. બોયફ્રેન્ડ તો શું, મારી કોઈ ગર્લફ્રેન્ડ પણ ન હતી. માત્ર હું હતી અને મારું ધાર્મિક ચિંતન.

જીવન આમ જ પસાર થઈ રહ્યું હતું, તે દરમ્યાન સહપરિવાર અમે લોકોએ કેનેડામાં વસવાટ શરૂ કર્યો. જીવનનો મુશ્કેલ અને અણધાર્યો માહોલ મને અહિયાં મળ્યો. મારે દરેક વસ્તુ પ્રારંભથી શીખવી હતી.

કેનેડામાં વસવાટ કર્યા બાદ મારો પરિચય લેબેનોનના એક વિદ્યાર્થી સાથે થયો. તે પણ આ વિશાળ દેશમાં મારી જેમ નવાંગતુક હતો. તે સ્વભાવે અનોખો હતો. તેણે જ સૌપ્રથમ મને ઈસ્લામથી પરિચિત કરી. હું અત્યાર સુધી ઈસ્લામને કપોળકલ્પિત ધર્મ તરીકે જાણતી હતી.

અમારા બંનેના સ્વભાવમાં સામ્યતા હોવાને કારણે અમે લાંબી ચર્ચાઓ કરતા. **મારા વિચારો તેનાથી તદ્દન અલગ હોવા છતાં તેની એક વાત "ખુદા એક છે" મારા હૃદયને સ્પર્શી ગઈ.** મને એ વાતનો પૂરો વિશ્વાસ હતો કે, આવા વિચારો ધરાવનાર (લેબોનોની) ખરેખર પાગલ હતો, પરંતુ મારૂં જ્ઞાન કેટલું વાંમણુ હતું !

લેબેનોનીની મુલાકાતને કારણે મારી જિંદગીમાં ઉથલ-પાથલ મચી ગઈ હતી. ઉથલ-પાથલનું કારણ તેનું મુસલમાન હોવું તે ન હતું, પરંતુ તેનું કારણ હતું કે, કોણ સાચું ને કોણ ખોટું ?

આ રીતે ત્રણ મહિના પસાર થઈ ગયા. એ દરમ્યાન એક ઘટના ઘટી. એક દિવસ મારા પરિવાર સાથે ચર્ચમાં હતી ત્યારે મારા અંતરાત્માએ કહ્યું કે, તે (લેબેનોની) સાચું કહે છે. મેં સ્વગત કહ્યું, કેવી તાલમેલ વિનાની વાત છે કે ચર્ચવાળા કહે છે કે, ખુદા એક છે અને એમના દીકરા છે ! આ વિચારે મારામાં ખળભળાટ મચાવી દીધો. જો ખુદા એક છે, તો તેમના બેટા કઈ રીતે હોય શકે ?

જ્યારથી મેં આ હકીકત જાણી હતી, ત્યારથી હું ભાગ્યે જ કોઈની સાથે વાતચીત કરતી હતી. થોડા દિવસોમાં મારા માતા-પિતાને એ વાતનો ખ્યાલ આવી ગયો કે, મેં ચર્ચ જવાનું છોડી દીધું છે અને ચર્ચથી દૂર રહેવા માટે બહાના શોધી રહી છું. તેમને ખબર પડી ગઈ કે કોઈ ગડબડ જરૂર છે.

એમણે સીધો આરોપ પેલા લેબેનોની ઉપર કર્યો. તેની સાથે કડકાઈ -પૂર્વક વર્તવા સાથે તેને બેઈજ્જત પણ કર્યો. મારા વિચારોમાં એનાથી કોઈ પરિવર્તન ન આવ્યું. મેં છૂપી રીતે પોલેન્ડથી કુર્આન શરીફની એક નકલ મંગાવી. હું નમાઝ શીખી, છૂપી રીતે રોઝા રાખવા શરૂ કર્યા, માતા-પિતાને ખુશ રાખવા માટે દેખાવ પૂરતી કદીક ચર્ચમાં પણ જતી. પરંતુ માત્ર અલ્લાહ જ જાણે છે કે, આ બધું મારા માટે કેટલું તકલીફ આપનારૂં હતું !

**કુર્આન શરીફનું વાંચન મારા માટે આનંદનું કારણ હતું. રાત્રે જ્યારે બધા સૂઈ જતા, ત્યારે હું કુર્આન શરીફ વાંચવું શરૂ કરતી. જેમ જેમ હું તેનું પઠન કરતી, તેમ તેમ મારી આંખોમાંથી અશ્રુધારા વહેતી રહેતી. મ્હોં પર ઓશિકું મૂકી હું ધ્રુસ્કે ધ્રુસ્કે રડતી રહેતી.**

મુસ્લિમવર્ગ તરફથી મારૂં નવું નામ 'મરયમ' રાખવાની વાત આવી. પરંતુ એ નામને કારણે મને મારો પૂરાણો અકીદો યાદ આવતો હતો, એટલા માટે મેં બીજું નામ 'લયલા' પસંદ કર્યું. અરબી ભાષામાં તેનો અર્થ 'રાત' થાય છે. યોગાનુયોગ મને રાત્રે જ કુર્આન શરીફ વાંચવાનો મોકો મળતો. હું અલ્લાહ તઆલા સામે ઝૂકી જતી. તેણે મને 'સૂરએ ફાતિહા' દ્વારા હિદાયતથી નવાઝી હતી.

હવે આગળ શું કરવું તે વિચારતાં એક વર્ષ લાગ્યું. આ ગાળા દરમ્યાન મેં નમાઝ પઢવી અને વ્યવસ્થિત રીતે રોઝા રાખવા શરૂ કર્યા. મારું જીવન એકદમ આનંદિત થઈ ગયું. આ ખુશીની રોશની ચારણીમાંથી પસાર થતા પ્રકાશની જેમ મારા પર વરસતી હતી. આ નેઅમત મને મારા રબ તરફથી મળી હતી.

દરેક નવો દિવસ એક નવો ઉમંગ લઈને આવતો. પ્રત્યેક દિવસ મને

મારા રબનું સામીપ્ય વધારતો હતો. હું ખૂબ આનંદમાં હતી અને એ વાત પર ખુદાનો શુક્ર માનતી કે, તેણે કેવો આનંદ અર્પ્યો હતો. બહારથી હું ખુશ હતી, પરંતુ મારું નવજીવન સમતુલિત કરવા અંદરથી સંઘર્ષ કરતી હતી.

બે વર્ષના ગાળા બાદ હું પૂર્ણ મુસલમાન બની. પરિવારજનોને મારા વચ્ચે અજાણપણાંની દિવાલ ખડી થઈ ગઈ. જો કે હું તેમનાથી મુહબ્બત તો કરતી જ હતી. મને એ વાતની જાણ હતી કે, થોડીક પણ તેમને ગંધ આવશે એટલે તેઓ મને ઘરમાંથી હાંકી કાઢશે. હું તેની વાટ જ જોતી હતી કે ખુદાએ મારા માટે 'પરદએ ગયબ'માં શું રાખ્યું છે !

નાતાલના દિવસે પરિવારજનોને મેં મારા ઈમાનની જાણ કરી. તેનાથી એમને દુઃખ થયું. હું લાંબો સમય અંધકાર સાથે સમજૂતિ ન કરી શકી. અપેક્ષિત હતું તે જ થયું. મને ઘરમાંથી હાંકી કાઢવામાં આવી. મેં બેગ-બિસ્તરો લીધો અને નવી જગ્યા શોધી લીધી. આખરે મેં મારા રબને મેળવી લીધો હતો !

પિતા સિવાય બધા મારાથી રાજી ન હતા. તેમણે મને કહ્યું : તું તારો રસ્તો લઈ શકે છે, તે મારી સાથે સદ્વ્યવહાર કરતા. તેમણે કહ્યું કે, તું મારી બેટી છે, ને હું તારો પિતા. પિતા તરીકે હું તને ચાહું છું.

ત્યારથી હું અલગ રહું છું અને અલ્લાહનો શુક્ર માનું છું. મારી દુઆ છે કે, ઈમાનની આ રોશની એ લોકો સુધી પહોંચે, જેઓ અંધકારમાં અટવાયલા છે, જેમાં કદીક હું અટવાયલી હતી.

## મેં કેવી રીતે ઇસ્લામ સ્વિકાર્યો

સૌથી પહેલાં ઈસ્લામથી મારો સબંધ ત્યારે સ્થપાયો, જ્યારે એક બ્રિટિશ પેઢીએ મને મોરોક્કોમાં કામ કરવાની તક આપી. મોરોક્કોના રાષ્ટ્રીય ટેલિવિઝન પર પ્રસારિત થનાર કમ્પ્યુટર પ્રોગ્રામના સ્પેરપાર્ટસને રિપેર કરવાની કામગીરી મને સોંપવામાં આવી હતી. મારી આ નોકરી ઓક્ટોબર ૧૯૯૧ થી શરૂ થઈ અને થોડાક જ મહિનામાં મારું કામ પૂર્ણ થઈ ગયું.

આ કામ માટે મારી જ નિયુકિત કેમ કરવામાં આવી હતી ? તેના વિશે

હું તે સિવાય બીજુ કશું કહી શકીશ નહીં, કારણ કે કદાચ આ મારા તકદીરમાં લખાઈ હતી. મારી સાથેના ઘણા બધા કાર્યકરો આ કામમાં મારાથી વધારે નિપૂણ હતા. અને તેઓ ફ્રૈંચ ભાષા પણ સારી રીતે જાણતા હતા, પરંતુ મને એ કાર્ય સુપરત કરવામાં આવ્યું અને હું ત્યાં ગયો.

મને વિશ્વ પ્રવાસનો શોખ છે. મેં નિશ્ચય કર્યો હતો કે, હું મોરોક્કો અને તેની સંસ્કૃતિ વિશે કાંઈ માહિતી ચોક્કસ એકઠી કરી શકીશ. કામ પતી ગયા પછી હું ઘણી વખત કાસાબ્લાંકામાં ચાલતા ચાલતા ફરવા નીકળી પડતો અથવા રેલ દ્વારા રુબાત અને મોરોક્કો શહેર ચાલ્યો જતો. આ ભ્રમણ દરમિયાન ઘણી વખત એવા લોકોથી ભેટો થઈ જતો, જેની મીઠી યાદો આજે પણ મારા મનોજગતમાં સંઘરાયેલી છે.

આ ભ્રમણો દરમિયાન મને આફ્રિકાની સૌથી મોટી મસ્જીદ "શાહ હસન દવમ મસ્જીદ" જોવાની તક સાંપડી, જે તે વખતે નિર્માણ હેઠળ હતી. જે ભાઈ મને ગાઈડ કરી રહ્યા હતા, તેમણે બતાવ્યું કે આ મસ્જીદના મિનારાઓમાં પ્રકાશની એવી વ્યવસ્થા કરવામાં આવી છે કે, જેથી પ્રકાશના કિરણો કિબ્લા તરફ જતા દેખાય.

હું ઘણી વખત જોતો કે પાંચેય વખત અઝાન પછી તરત લોકોના કદમો મસ્જીદ તરફ ઉઠવા માંડતા. હું મારી જિજ્ઞાસા સંતોષવા માંગતો હતો, પરંતુ અરબી તથા ફ્રૈંચ ભાષાથી અજાણ હોવાના લીધે હું એમ કરી શકયો નહીં. હું જાણવા માંગતો હતો કે આ લોકો મસ્જીદે કેમ જાય છે ? અને અલ્લાહુ અકબરનો શું અર્થ છે ? મોરોક્કોના રોકાણ દરમિયાન આ પ્રશ્નો સતત મારા મનમાં ઊઠતા રહ્યા. પરંતુ મને તેના જવાબો મળે તે પહેલાં જ મારે મોરોક્કોથી પાછા ફરવું પડયું.

આ જિજ્ઞાસા ઈંગ્લેન્ડમાં આવ્યા બાદ પણ ટકી રહી, બલ્કે ઈંગ્લેન્ડ પાછા ફર્યા પછી ઈસ્લામ વિશે જે કાંઈ હું મોરોક્કોમાં જાણવા માંગતો હતો તેમાં કંઈક વધારો જ થયો. મને કોઈ શખ્સ એવો મળ્યો નહીં જેની સાથે હું વિચાર વિમર્શ કરી શકું. મારા ઘરની સૌથી નજીક મસ્જીદ માઈલ

દૂર હતી. મારો મકસદ પ્રશ્નો કરવાનો ન હતો, કારણ કે ઈસ્લામ ધર્મ અંગીકાર કરવાનો મારો કોઈ ઈરાદો ન હતો. હું તો માત્ર માનસિક સંતોષ ચાહતો હતો.

૧૯૯૩ માં મેં સાઉથ એમ્પટન યુનિવર્સિટીમાં સાંજના વર્ગોમાં પ્રવેશ મેળવી લીધો. ઈસ્લામી ઈતિહાસના વર્ગમાંથી મારી નિરસતાના કારણે મને કાઢી મૂકવામાં આવ્યો. હું અને મારો એક મિત્ર આ કારણે નિરાશ થયા નહીં. કારણ કે મને તે પ્રશ્નોના ઉત્તરો મળી ગયા, જે મોરોક્કોમાં મારા મનને કોરી રહ્યા હતા. અરબીના કલાસમાં પણ હું બે ત્રણ મહિના જ ગયો. હું સ્વીકાર કરું છું કે આ કોર્ષ મારા માટે બહુ અઘરો પૂરવાર થયો અને મારે તે છોડવો પડયો.

મોરોક્કોથી પાછા ફર્યા પછી નોકરીની વ્યવસ્થા કરી આપતી એક પેઢીમાં મેં મારું નામ નોંધાવી દીધું હતું. ૧૯૯૪માં તેણે મારો સંપર્ક સાધી પૂછયું કે, શું હું કુવૈત ખાતે એક કંપનીમાં કામ કરવાનું પસંદ કરીશ ? હું આ તક જતી કરવા માંગતો ન હતો એટલે મેં હા પાડી દીધી.

લંડનના હિથ્રો એરપોર્ટ પર ઈન્ટરવ્યુ પછી અચાનક મારી સામે વિચિત્ર પ્રકારની માનસિક ગૂંચવણ ઊભી થઈ. મને એવું લાગ્યું કે મેં મારું ભવિષ્ય અંધકારમય બનાવી દીધું છે. હું ગભરાય ગયો, હું વિચારવા લાગ્યો કે ઈંગ્લેન્ડમાં હું સુરક્ષિત તથા સુખી જીવન પસાર કરી રહ્યો હતો, તો પછી કયા કારણોસર હું એવા આરબ દેશ જવા માટે તૈયાર થઈ ગયો હતો, જે બે વર્ષ સુધી મેદાને જંગમાં ફેરવાય ગયો હતો. કદાચ મને રણપ્રદેશમાં કામ કરવું પડશે અથવા મારે તંબુ તાણીને રાત પસાર કરવી પડશે, જેમાં સાંપ-વીંછી ફરતા હશે. યુધ્ધ દરમિયાન જો કે મેં ટેલિવિઝન પર કુવૈતના દ્રશ્યો જોયા હતા, પરંતુ મારા મનમષ્તિષ્ક પર તે ચિત્ર અંકિત હતું, જે લોરેન્સ ઓફ અરેબિયાએ રજૂ કર્યુ હતું. હું એમ સમજુ છું કે, કદાચ અલ્લાહ તઆલાએ મારી કિસ્મતમાં કુવૈત જવાનું લખ્યું હતું.

૧૯૯૪માં હું જ્યારે કુવૈત પહોંચ્યો, ત્યારે મને હોટલ પ્લાઝા લઈ

જવામાં આવ્યો. મને અહીં એક મહિના સુધી રોકાવાનું હતું. કારણ કે કંપની તરફથી મને જે મકાન મળવાનું હતું, તેની મરામત થઈ રહી હતી. કુવૈતમાં પણ હું મોરોક્કોની માફક ફુરસદના સમયે પગપાળા ફરવા જતો. ત્રીસ સેન્ટીગ્રેડનો તાપ પણ મને નડતો નહીં. હું ઈસ્લામિક પ્રેઝન્ટેશન કમિટીની ઓફિસ તથા લાયબ્રેરીમાં ચાલ્યો જતો. પરંતુ મેં ત્યાં જઈ કોઈને પણ ઈસ્લામ વિશે પૃચ્છા નહીં કરી.

અમુક દિવસો પછી હું ટેલિવિઝનના ઈસ્લામી પ્રોગ્રામ જોવા લાગ્યો. અલ વોઈસ ટેલિફોન નંબરોની પણ મને જાણકારી મળી ગઈ, જ્યાંથી મને ઈસ્લામ વિશે વધુ માહિતી મળી શકતી હતી. જો કે મારા મનમાં તે નંબરો દ્વારા કોઈ માહિતી મેળવવાની ઈચ્છા પેદા થઈ નહીં. પરંતુ ટેલિફોન નંબરો હજુ સુધી મને યાદ છે. ટેલિવિઝનના પ્રોગ્રામો જોયા પછી હું મારા મુસ્લિમ સહકાર્યકરોથી પ્રશ્નો કરવા લાગ્યો અને આ રીતે ૧૯૯૫માં ઈસ્લામ વિશે મારી દિલચશ્પીમાં વધારો થતો ગયો. એટલે મેં નિર્ણય કર્યો કે થોડાક પુસ્તકો ખરીદીને વાંચું. મુહમ્મદ હુસૈન 'હયકલ' લિખિત "લાઈફ ઓફ મુહમ્મદ" વાંચ્યા પછી હું હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના વ્યકિતત્વથી ઉપરછલ્લી રીતે વાકેફ તો થઈ ગયો, પરંતુ તે વખતે પણ મને વિશ્વાસ ન હતો કે સાચે જ ખુદાનું અસ્તિત્વ પણ છે. જે લોકો સાથે હું કામ કરતો હતો તે સારા તથા ઈમાનદાર લોકો હતા, અને મને ભરોસો હતો કે તેઆ મને ઈસ્લામ સબંધે કોઈ ખોટી માહિતી નહીં આપે. તો પણ મને તેઓની વાત પર યકીન કેમ ન હતું, તે એક પ્રશ્ન હતો. એક પશ્ચિમવાસી જે ખુદાતઆલાના અસ્તિત્વમાં જ આસ્થા ધરાવતો ન હોય, તેને કોણ પૂરાવો આપી શકતો હતો કે, (૧) સાચે જ ખુદા અસ્તિત્વ ધરાવે છે, અને (૨) આ ખુદા જીસસ (Jesus) ન હતા.

હું તે પેઢીનું સંતાન છું, જેને ધર્મના નામે સ્કૂલમાં થોડુંક શિક્ષણ આપવામાં આવતું. પરંતુ તેની ઉપર અમલ કરવામાં નથી આવતો, ન કયારેય પૂજા-પ્રાર્થનાનો મોકો મળે છે, ન તો તેને સમજવાની તક મળે છે. પરિણામ એ આવે છે કે જે કાંઈ ધર્મ સબંધી સ્કૂલોમાં ભણાવવામાં આવે

છે, તેની ઉપર કોઈને શ્રધ્ધા જ નથી બેસતી. મને કોઈ જાણકારની જરૂરત હતી, પરંતુ તેનો સમય હજુ આવ્યો ન હતો. મને ક્રિસ્મસ માટે ઈંગ્લેન્ડ જવાની બે હપ્તાની રજા મળી હતી અને હું કોઈ પણ સંજોગોમાં તેને વેડફવા માંગતો ન હતો.

ઈંગ્લેન્ડમાં જ મેં નિશ્ચય કરી લીધો કે કુવૈત જઈને હું ઈસ્લામિક પ્રેઝન્ટેશન કમિટિ સાથે સંપર્ક સાધીશ. મને ખબર હતી કે તેઓ સંસ્કૃતિ તથા સભ્યતા સબંધી માહિતી આપવાનું કામ કરે છે અને અરબી ભાષા શીખવાનો પણ મેં પાકો ઈરાદો કરી લીધો હતો કે ચોક્કસ જ તે શીખીશ.

આમ, જાન્યુઆરી ૧૯૯૬ના અંત ભાગમાં મેં આઈ.પી.સી.ને પત્ર મોકલાવ્યો. પ્રતિક્રિયારૂપે મારી પહેલી મુલાકાત કમિટિના રિસર્ચ સ્કોલર જનાબ અબ્દુલલતીફ અને કમિટિના પ્રેસીડન્ટ જનાબ અબ્દુલ વહહાબ અશ્શય સાથે ગોઠવવામાં આવી.

હું એમ વિચારતો હતો કે મુલાકાત દરમિયાન મને ઈસ્લામ વિશે બતાવવામાં આવશે. **પરંતુ તેમણે કશુંક બતાવવાના બદલે ભારપૂર્વક એમ કહ્યું કે, ઇસ્લામમાં કોઈ બળજબરી નથી. એટલે તેઓ પોતાના વિચારો મારી ઉપર થોપવા નથી માંગતા. તેઓએ સામે ચાલીને કશુંક બતાવવાનો ઈન્કાર કર્યો. હા, તેમણે એવી તૈયારી દર્શાવી કે મારા મનમાં કોઈ પ્રશ્ન હશે તો તેઓ તેનો જવાબ જરૂર આપશે.** હું તે વખતેય હજુ નાસ્તિક હતો. તે વખતે મેં કહ્યું કે, હમણાં તો મારા દિમાગમાં કોઈ પ્રશ્ન નથી, તો પણ વાતો વાતોમાં ઈસ્લામી ઈતિહાસ સબંધી કેટલાક પ્રશ્નો મારા ધ્યાનમાં આવ્યા અને તેના વિશે અમારી થોડીક વાતચીત થઈ અને અમે છૂટા પડયા.

બે-ચાર મુલાકાતો પછી હું ખૂલ્યો. મેં તેઓને કહ્યું કે તેઓ એ સિધ્ધ કરીને બતાવે કે ખુદાપાક અસ્તિત્વ ધરાવે છે. તેના પ્રત્યુત્તરરૂપે તેમણે મને 'મોરિસ બોકાઈ'ની પુસ્તિકા ''કુર્આન એન્ડ મોડર્ન સાયન્સ'' આપી. તે પુસ્તિકામાં મેં કુર્આનના કેટલાક હવાલાઓ જોયા, જેના વિશે એ માનવું

મુશ્કેલ હતું કે કોઈ આવું લખાણ હઝ. ઈસા (અલૈ.)ના માત્ર ૬૦૦ વર્ષ પછી લખી શકે છે. દા.ત. સૂરએ રહમાનની આયત નં.૩૩માં છે કે, ''હે માનવી તથા જિન્નાતોનો સમૂહ ! જો તમે સક્ષમ હોવ કે આકાશ તથા ભૂમિની ક્ષિતિજોમાંથી નીકળીને ભાગી જઈ શકતા હો, તો નીકળીને ભાગી જાઓ. તેમ (અમારી) સત્તા વગર નીકળી નહીં શકશો.''

એવી જ રીતે સૂરએ અલ્અંબિયાની આયત નંબર–૩૩માં પૃથ્વીના ભ્રમણનો ઉલ્લેખ છે. એ વાત અલગ છે કે તે કાળમાં દુનિયા એમ માનતી હતી કે પૃથ્વી ચપટ છે. ''અને તેણે જ રાત-દિન સર્જયા અને સૂર્ય તથા ચંદ્ર બનાવ્યા. બધા જ (અવકાશીપીંડો) પોતપોતાના કક્ષમાં તરી રહ્યા છે.''

મેં મારી આજુબાજુ દ્રષ્ટિપાત કર્યો. ખાસ કરી ઓકસીજનના અસ્તિત્વ પર. આપણે તેને જોઈ પણ નથી શકતા અને સૂંઘી પણ નથી શકતા, ન તેને સ્પર્શી શકાય છે, ન તેને સાંભળી શકાય છે. પરંતુ જીવતા રહેવા માટે તેનું અસ્તિત્વ અનિવાર્ય છે. શું એ શકય નથી કે ખુદા અસ્તિત્વ ધરાવતો હોય, પરંતુ આપણે પંચેન્દ્રીયો દ્વારા તેને પામી શકતા ન હોઈએ ?

આ સમયે મારા મનમાં એ પ્રશ્ન પણ ઉદ્ભવ્યો કે, જો ખુદા તઆલાએ આ સૃષ્ટિ નહીં સર્જી હોય તો પછી કોણે સર્જી હશે ? જો મહાવિસ્ફોટની થિયરીને પણ સાચી માની લઈએ તો પણ આ 'મહાવિસ્ફોટ' (big bang) કોણે કર્યો હતો ?

હું માનસિક સ્તરે એવા એકલવાય ખૂણામાં પહોંચી ગયો હતો, જ્યાં મારા માટે બીજો કોઈ માર્ગ બચ્યો ન હતો. કોઈએ મને ખુદાના અસ્તિત્વમાં માનતો નહીં કર્યો, બલ્કે હું પોતે જ ખુદા તઆલાના અસ્તિત્વમાં માનતો થઈ ગયો. આમ, હું એ પરિણામે તો પહોંચી ગયો હતો કે, ખુદા આ સૃષ્ટિમાં વિદ્યમાન છે, પરંતુ આ 'ખુદા' કયો ખુદા છે ?

શું આ ખુદા જીસસ હતો ? સ્કૂલમાં બાયબલ વાંચતી વખતે પણ મને તેની ઉપર કયારેય શ્રધ્ધા ન હતી. એટલે હવે તેની ઉપર શ્રધ્ધા રાખવાની કોઈ જરૂર ન હતી, બલ્કે મારી પાસે તો તે વખતે કુર્આન હતું, જે વૈજ્ઞાનિક

તથ્યોની કસોટી પર ખરુ ઊતર્યું છે. અને તે એમ કહે છે કે, અલ્લાહ તઆલા સિવાય કોઈ પૂજાપાત્ર નથી.

તે સિવાય મેં બાયબલમાં તે બધા હવાલાઓ પણ શોધી કાઢયા, જેમાં જીસસના ખુદા હોવાનો સ્પષ્ટ ઈન્કાર કરવામાં આવ્યો છે. ખ્રિસ્તીઓ પોતાના પવિત્ર શાસ્ત્રમાં આ લખાણ વાંચ્યા પછી પણ કેવી રીતે જીસસ ક્રાઈસ્ટને ખુદા માની શકે છે ?

પ્રકરણ માત્તા, ૧૯/૧૬-૧૭માં લખ્યું છે : ‘‘તેણે (હઝ. ઈસા અલૈ.) કહ્યું કે, તું મને નેક શું કામ કહે છે ? નેક તો તે એક જ છે, જે ખુદા છે.’’

પ્રકરણ યોહન્ના ૫/૩૦માં છે : ‘‘હું મારા તરફથી કશું કરી શકું એમ નથી.’’ અને પ્રકરણ યોહન્નામાં જ અન્ય જગ્યાએ છે કે, ‘‘હું પિતાથી દરખાસ્ત કરીશ કે તમને બીજા સહાયક (Comforter) (યાને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અર્પણ કરશે, જે હંમેશ તમારી સાથે રહેશે.’’

**ઈસ્લામ ધર્મ અંગીકાર કરવાનો નિર્ણય :** તો આમ રમઝાનમાં (જ્યારે હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પર પહેલી વખત કુર્આનની કેટલીક આયતો નાઝિલ થઈ હતી.) હું ઈસ્લામીક પ્રેઝન્ટેશન કમિટિના સભ્યો સાથે પ્રત્યેક અઠવાડિયામાં બે-ત્રણ વખત રાત્રે મુલાકાત કરતો હતો. આ મુલાકાતો કયાં તો ‘અલાશિયા દીવાનિયા’માં થતી કાં પ્લાઝા હોટલના કોફી રૂમમાં થતી. આ પણ એક આશ્ચર્યજનક સંજોગ હતો કે, આ મુલાકાતો તે જ હોટલમાં ગોઠવાતી હતી, જ્યાં કુવૈત આવ્યા પછી મેં શરૂઆતના કેટલાક હપ્તાઓ વિતાવ્યા હતા.

૨૯ રમઝાન ૧૪૬૧ હિ.સ. (મુતાબિક ૧૨ ફેબ્રુઆરી ૧૯૯૬)ના દિવસે અર્થાત્ તે સમયથી પાંચ વર્ષ પછી જ્યારે મેં ઈસ્લામમાં દિલચસ્પી લેવાની શરૂઆત કરી હતી. **હું તે પરિણામ પર પહોંચી ગયો કે મારે અલ્લાહ તઆલા પર ઈમાન લઈ આવવું જોઈએ, જે એકમાત્ર ઈબાદત (પૂજા)ને લાયક છે. અને JESUS અલ્લાહના પયગમ્બર હતા અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અલ્લાહ તઆલાના**

**અંતિમ પયગમ્બર છે.** હું ઈસ્લામિક પ્રેઝન્ટેશન કમિટિ સબંધિત મારા મિત્રો સમક્ષ ઈસ્લામ અંગીકાર કરવા માંગતો હતો, એટલે હું અલાશિયા દીવાનિયા ગયો અને મેં કમિટિના પ્રમુખ સામે ''કલિમએ શહાદત'' (સાક્ષીવચન) દોહરાવ્યો. એમાં શંકાને કોઈ સ્થાન નથી કે ઈસ્લામ સુધી અલ્લાહે મને માર્ગ દેખાડયો. તેમજ હું ઈસ્લામીક પ્રેઝન્ટેશન કમિટિનો પણ આભારી છું, કારણ કે તેમણે સત્યની શોધમાં મારી મદદ કરી.

## ઇસ્લામ તે જ વસ્તુ છે, જેને હું લાંબી મુદતથી શોધી રહ્યો હતો

ખાડીયુધ્ધ દરમ્યાન અમેરિકી ફૌજ સાઉદી અરબિયામાં દાખલ થઈ. થોડા સમય બાદ અમેરિકી એરફોર્સના ચીફ ઓફીસરે સાઉદી સરકારથી દરખ્વાસ્ત કરી કે મધ્યપૂર્વની સંસ્કૃતિ અને લોકોના આચાર-વિચાર તથા માન્યતાઓ જાણવા માટે કોઈ સારા લેકચરરને આપ નિયુકત કરો, જેથી અમેરિકન ફૌજીઓ સમક્ષ તે લેકચર આપે.

સાઉદી સરકારે રિયાઝની સઉદ યુનિ.ના પ્રોફેસર ડો.ઝગલૂલ નજ્જારને 'હફરૂલ્બાતિન' નામી જગ્યાએ અમેરિકન છાવણીમાં મોકલ્યા. ડો. ઝગલૂલ કહે છે કે, મધ્યપૂર્વની સંસ્કૃતિના વિષયમાં ઈસ્લામ તો અવશ્ય શામેલ હતો. માટે મેં અમેરિકી ફૌજ સમક્ષ સાદા અને સરળ અંદાજમાં ઈસ્લામનો પરિચય કરાવ્યો. અમેરિકન ફૌજીઓએ ધ્યાનપૂર્વક મારી વાતો સાંભળી.

જ્યારે મેં પોતાનું લેકચર પૂરૂં કર્યુ તો એક અજીબ બનાવ બન્યો. એક અમેરિકી પાયલોટ પોતાના હઝારો સાથીઓની વચમાંથી ઊભો થયો, અને તેણે તે જ વખતે પોતાના **ઇસ્લામ સ્વીકારનું એઅલાન કર્યુ, અને પોતાના વિશે વિચારો વ્યકત કરતાં કહ્યું કે, ઘણા વર્ષોથી મને પોતાની જાતમાં કોઈ વસ્તુની કમીનો એહસાસ થતો હતો, અને હું બરાબર તે ખોવાયેલ વસ્તુની શોધમાં હતો. આ અરસામાં મેં પાંચસો પુસ્તકો વાંચ્યા તથા ચર્ચાસભાઓમાં પણ ગયો. પરંતુ મને મારી પસંદગીની વસ્તુ ન મળી. આજે જ્યારે આપે ઇસ્લામ વિષે જાણકારી**

**આપી, તો તે સાંભળી મને એવો એહસાસ થયો કે આ તે જ વસ્તુ છે, જેને હું એક લાંબી મુદ્દતથી શોધી રહ્યો હતો.**

ડો. ઝગલૂલે બતાવ્યું કે, ત્યાર બાદ અમેરિકી ફૌજીઓમાં ઈસ્લામ વિશે ચર્ચા થવા માંડી. લોકો ઈસ્લામ કબૂલ કરવા માંડયા. ત્યાં સુધી કે એક ફૌજી કર્નલે એમને કહ્યું કે, આ છાવણીમાં ઈસ્લામ સ્વીકારવાવાળા અમેરિકી ફૌજીઓની સંખ્યા બે હજારથી વધુ થઈ ચૂકી છે.

ખાડી યુધ્ધમાં અમેરિકા સુપર પાવર બનીને આરબ જગતમાં પ્રવેશ્યું, અને તેણે પોતાની ભૌતિક તથા લશ્કરી તાકાતને વાપરી પોતાનું વર્ચસ્વ કાયમ કર્યું. પરંતુ તે જ વખતે એક મેદાન એવુ હતું, જ્યાં મુસ્લિમોને અમેરિકા ઉપર પ્રભુત્વ અને વર્ચસ્વ પ્રાપ્ત હતું. તે અકીદા અને જીવન હેતુને શાંતિ અર્પિત કરવાવાળું મેદાન હતું. અમેરિકી ફૌજી મજબૂર હતા કે તે નૈતિક, વૈચારિક અને રૂહાની દષ્ટિએ ઈસ્લામ સમક્ષ ઝૂકી જાય.

ઈસ્લામ પાસે ભૌતિક અને લશ્કરી તાકાત ન પણ હોય, તો પણ તે સૌથી મોટી તાકાત છે. કારણ કે ઈસ્લામ તે લોકોને પણ પોતાના કાબૂમાં લઈ આવે છે, જે ફૌજી અને ભૌતિક શકિતના માલિક હોય છે.

**ધર્મ અને મઝહબ દરેક માનવીની જરૂરત છે, નેચરની પુકાર છે. માનવી પોતાની આત્મિય તાકાતથી મજબૂર છે કે, તે ધર્મની તલાશ કરે. પરંતુ ઇસ્લામ સિવાય જેટલા ધર્મો છે, તેમાં ફેરફાર થઈ ચૂકયો છે. જેથી તે ધર્મો નેચર અને પ્રકૃતિથી પોતાનો ગાઢ સબંધ ખોઈ ચૂકયા છે. જ્યારે ઇસ્લામ દરેક પ્રકારના ફેરફારથી સુરક્ષિત છે. કારણ કે કુર્આન શરીફ તથા આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આદેશો અને અહકામો પોતાની સંપૂર્ણ સુરક્ષાની ગેરંટી સાથે આપણા સમક્ષ મોજુદ છે.**

એટલા માટે આજે ઈસ્લામ જ ફકત એક એવો ધર્મ છે, જે માનવીની પ્રાકૃતિક (ફિતરી) તલબ અને તલાશનો સાચો જવાબ આપી તેને સંતોષિત કરી શકે છે.

# રોશનીનો સફર

મારૂં નામ જે માતા-પિતાએ ઘણા પ્રેમથી રાખ્યું હતું, તે 'એડવિન' હતું. મારો જન્મ ફિલીપાઈન્સની રાજધાની મનીલાથી ૭૫ કિ.મી. દૂર "બલ્કન"માં થયો. મેં મનીલા યુનિવર્સિટીથી એકાઉન્ટસમાં ઉચ્ચ ડિગ્રી પ્રાપ્ત કરી. મારી તઅલીમી લાયકાતના કારણે મને સ્થાનિક બેંકમાંથી નોકરીની ઓફર મળી, જેને મેં સ્વીકારી લીધી.

મારૂ કુટુંબ મોટું હતું (૧૨ ભાઈ-બહેન અને માતા-પિતા), એટલા માટે બેંકનો સારો પગાર પણ અમારી જરૂરત પૂરી કરતો ન હતો. માતા એક પ્રોવિઝન સ્ટોર પોતાના કસ્બામાં (આ મજબૂરીના કારણે) ચલાવતા હતા. ભાઈ-બહેન શિક્ષણ પ્રાપ્ત કરી રહ્યા હતા. કરકસરથી ઈઝઝત સાથે જીવન ગુજરી રહ્યું હતું.

મારા પિતા એકેશ્વરવાદી ઈસાઈ ફિર્કા સાથે સબંધિત હતા. બીજા કુટુંબના સભ્યો કેથુલિક હતા. હું પાક્કો ધાર્મિક કેથુલિક હતો અને બાઈબલના ઘણા ભાગ મને મોઢે યાદ હતા. કેથુલિક માન્યતા પ્રમાણે સતત પ્રાર્થના ન કરવાના કારણે અંદરો-અંદર ચીડાતો હતો.

સદ્ભાગ્યે એક દિવસ અખબારમાં જાહેરાત વાંચી કે, સઉદી અરબ માટે એકાઉન્ટન્ટ ક્લાર્કની જરૂરત છે. ફલાણી તારીખે ફલાણી હોટલમાં ઈન્ટરવ્યુ થશે. હું ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ હતો. સઉદી અરબની નોકરી મારા હોદ્દા કરતાં નીચી હતી, પરંતુ ફિલીપાઈની કરન્સીમાં સઉદી પગાર બેંકના પગાર કરતાં ઘણો વધારે હતો. સાથે બહારની દુન્યા જોવાની તક પણ હતી. હું તૈયાર થઈને નિશ્ચિત તારીખે સમયસર ઈન્ટરવ્યુ માટે પહોંચી ગયો. મારી તાલીમી લાયકાત અને બેંકમાં ઉચ્ચ હોદ્દાના અનુભવના કારણે મને પસંદ કરવામાં આવ્યો.

મેં જ્યારે સઉદી અરબમાં પોતાની નોકરીની ખબર મારા ઘર અને ઓફિસના લોકોને સંભળાવી તો બન્નેવ જગ્યાએ આંશિક પ્રતિક્રિયા હતી. ભાઈ-બહેન ખુશ હતા, ઓફિસમાં એક તરફ હર્ષ હતો તો બીજી તરફ

મિત્રોથી દૂર થવાનું દુઃખ પણ હતું. વીઝા લાગવા અને રવાના થવાના બધા બંદોબસ્ત પૂરા થયા તો મનીલાથી વિમાનમાં સવાર થઈ જવાનો સમય આવ્યો ત્યારે માતા જે પહેલાં ખુશ હતી, તેઓ પણ દુઃખી દેખાવા લાગ્યા.

મનીલાથી ઉડીને સઉદી અરબના પાટનગર રીયાધ પહોંચ્યા તો વિમાન મથકે કંપનીનો પ્રતિનિધિ ઉભેલો હતો, જે સીધો જ કંપનીના સ્થળે લઈ ગયો. ત્યાં જુના ફિલીપાઈનીઓ સાથે મુલાકાત થઈ. જુના સાથીઓએ ઓળખાણ કરી દેશની ખૈર-ખૈરીયત વિશે પૂછપરછ કરી. હવે જાણે પ્રવાસનો થાક ન રહ્યો.

સઉદીમાં પહેલી સવાર થઈ તો ન્હાઈ-ધોઈને જુના સાથીઓ સાથે નવા કાર્યાલયમાં હાજર થયો. જાણવા મળ્યું કે, "આયરિશ મીસ્ટોક" કંપની છે, જે ડેરી ફાર્મ ચલાવે છે. આ આંતરરાષ્ટ્રીય કંપની છે, જેના રીયાધ કાર્યાલયમાં જે ઘણા દેશોના લોકો કામ કરે છે. કાર્યાલયના લોકો સાથે પરિચય પછી મને મારી જવાબદારીઓ સમજાવવામાં આવી, બલ્કે તરત જ નવા આવનારાઓને તેમની જવાબદારીઓ સોંપી દેવામાં આવી. આ કંપનીમાં મારો પહેલો દિવસ હતો. કાર્યાલયમાં સહવતનીઓ હોવા છતાં કોઈની સાથે પરિચય ન હતો.

કાર્યાલયમાં એક ખૂબી જોઈ તે એ હતી કે, કાર્યાલયના વાતાવરણમાં કોઈ જાતની સંકુચિતતા ન હતી. દરેક પોતાના ટેબલ પર કાર્યરત્ હતો. જે રૂમમાં મને જગ્યા મળી, ત્યાં એક પાકિસ્તાની પ્રોજેક્ટ એકાઉન્ટન્ટ અને એક ફિલીપાઈની ક્લાર્ક "જન્ન જોર્ડન" હતો. મારા આવ્યા બાદ જન્ન જોર્ડનનું બીજા કાર્યાલયમાં સ્થળાંતર કરવામાં આવ્યું. હવે હું અને પાકિસ્તાની એકાઉન્ટન્ટ રૂમમાં રહી ગયા. અમારો રૂમ એક હોવા છતાં અમારા કાર્યો અને જવાબદારીઓ અલગ-અલગ હતી. કોઈ મુસલમાન સાથે બેસવાની બલ્કે નજીકથી મુસલમાનને જોવાની પ્રથમ તક હતી, એટલા માટે એક વિશેષ અંજાણાપણું હતું. જેના કારણે દોઢ મહિના સુધી વાત હેલો-હેલોથી આગળ ન વધી.

પાકિસ્તાની એકાઉન્ટન્ટ મોટી વયના દાઢીવાળા સાહેબ હતા. તેઓ દિવસમાં કામકાજ સમય દરમ્યાન ટેબલ પાસે જ બે વાર ઉભા થઈને ઈબાદત કરતા. જેમને હું ધ્યાનથી જોતો રહેતો. હું વારંવાર વિચારતો હતો કે, તેઓ સૂકા નીરસ હશે એટલા માટે વાત વધારવામાં આનાકાની કરતો હતો. પછી ધીમે ધીમે અમારા વચ્ચે અજ્ઞાનતાની દીવાલો તૂટવા માંડી. એકબીજાનો પરીચય ધીમે ધીમે વિગતવાર સામે આવવા લાગ્યો. પરીયચ વધ્યો તો કદી કદી ધાર્મિક વાતચીત પણ થઈ જતી. હું તેમને બાઈબલ સંભળાવતો, તો જવાબમાં કદી તેઓ કહેતા કે, કુર્આન શરીફ પણ તેને ટેકો આપે છે. અને કદી તેઓ કહેતા કે, કુર્આન શરીફમાં આ બનાવનું વર્ણન આ પ્રમાણે છે. સારાંશ કે, ધીમે ધીમે પરીચય વધતો ગયો. જેથી ખુલ્લી રીતે વાતચીત થવા લાગી. જે રીતે મને બાઈબલના ઘણા ભાગો યાદ હતા, એ રીતે તેમને પણ કુર્આન શરીફના ઘણા ભાગો યાદ હતા.

આ રીતે લગભગ ૬ થી ૭ મહિના વિતી ગયા. રૂમનું વાતાવરણ ઘણું જ દર્શનીય હતું. કામ કરતાં કરતાં થોડો સમય વાતચીત માટે પણ નીકળી જતો. હવે વિષય સામાન્ય રીતે ઈસ્લામ અને ઈસાઈયત જ હતો. **એક સાંજે અચાનક મારૂં માથું એટલું સખત દુઃખવા લાગ્યું કે, મારી આંખોમાં આંસુ આવી ગયા. પાકિસ્તાની સાથીએ રડવાનું કારણ પૂછ્યું તો મેં બતાવ્યું કે, મારૂં માથું સખત દુઃખી રહ્યું છે. તેઓ કહેવા લાગ્યા કે, હમણાં નમાઝનો સમય થઈ રહ્યો છે માટે હું નમાઝ પઢી લઉં, "અલ્લાહપાક સમક્ષ દુઆ કરીએ છીએ". તેમણે નમાઝ પઢ્યા બાદ કંઈક પઢીને મારા માથા પર ફૂંક મારી, તો થોડીક મિનિટોમાં જ મારૂં માથું મટી ગયું.**

**માથાનું દર્દ સમાપ્ત થયું તો મને આશ્ચર્ય થયું કે, શું પઢવામાં આવ્યું જેની અસરથી દર્દ જતું રહ્યું ! મેં પૂછ્યું તો તેમણે જણાવ્યું કે, કુર્આન શરીફમાંથી અમુક આયતો પઢી અલ્લાહ તઆલાથી દુઆ કરી છે. તેનો શુક્ર છે કે તેણે કબૂલ કરી લીધી. મારા માટે આ એક ચમત્કાર હતો. આ રીતે કુર્આન શરીફ બાબત મારા અંદર**

**શોધ કરવાની લાગણી પેદા થઈ** તો મેં તેમને કહ્યું કે, તે આયતો લખીને મને આપો. તેમણે કુર્આન શરીફનો આ ભાગ અને જ્યાં જ્યાં હઝરત મરયમ (અલૈ.) તથા હઝરત ઈસા (અલૈ.)નું વર્ણન છે, તેની ફોટોકોપી કરીને આપી. અંગ્રેજી અનુવાદ કોઈ મોટા વિદ્વાન અલ્લામા યૂસુફ અલીનો હતો. ઘણા ધ્યાનપૂર્વક આ ભાગો વાંચ્યા તો કોઈ જગ્યાએ વિરોધાભાષ ન જણાયો.

નમાઝની બાબત ચર્ચા થઈ તો મેં બતાવ્યું કે, અમે તો રવિવારે ચર્ચમાં જઈને પ્રાર્થના કરીને શાંત થઈ જઈએ છીએ અને અમારા પાપો તો હઝ. ઈસા (અલૈ.)એ સૂડી પર ચઢીને પોતાના માથે લઈ લીધા હતા. તો તેમણે જવાબ આપવાના બદલે પ્રથમ એક પુસ્તક **“Islam in Rocus”** વાંચવા આપ્યું, પછી બીજું પુસ્તક **“To wards under standing is”** આપ્યું. બન્નેવ પુસ્તકો વાંચ્યા બાદ તેમણે **“Myth of the cross”** આપ્યું, જેને મેં ધ્યાનથી વાંચ્યું. આ પુસ્તકોને વાંચ્યા બાદ મારા અંદર એવી લાગણી જન્મી કે હું ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરેલ કેથુલિક હોવાના કારણે ઈસાઈયત અને ઈસ્લામ બન્નેવનો સામસામે અભ્યાસ કરૂં તો ઘણું લાભદાયક રહેશે. જેથી મેં પોતાના પાકિસ્તાની સાથી સમક્ષ બે માંગણી મૂકી. એક એ કે, મને સંપૂર્ણ કુર્આન શરીફ આપો અને બીજી એ કે, જે નમાઝ પઢો છો તે મને લખીને આપો.

આગલા દિવસે સવારમાં મને અલ્લામા યૂસુફઅલીના અનુવાદવાળુ કુર્આન શરીફ પણ મળી ગયું અને રોમન અરબીમાં લખેલી પાંચેય નમાઝોને અદા કરવાની રીત પણ મળી ગઈ. મેં કુર્આન શરીફનો અભ્યાસ શરૂ કર્યો તો મને જાણવા મળ્યું કે, તેમાં એક ચાલતો-ફરતો સંદેશ છે, જેને તુરત જ વિના વિલંબે બીજાઓ સુધી પહોંચાડવું વાંચનારની જવાબદારી છે. હું જેમ જેમ પઢતો ગયો, તેમ તેમ આ લાગણી વધતી ગઈ. હું મારા વિચારો મારા સાથી સમક્ષ મૂકતા પ્રશ્ન કરતો તો તેઓ મને શાંત કરતા. આ રીતે વધુ છ મહિના વિતી ગયા. નમાઝના શબ્દો મને યાદ થઈ ગયા. જ્યારે શબ્દોના અર્થ વિશે વિચારતો તો હ્રદયમાં શાંતિની લાગણી જન્મ લેતી. પછી તરત

જ ઈસાઈયત મારી સમક્ષ ઉભી થઈ જતી. હું વિચારતો વિરોધાભાષી વિચારોમાં ખોવાઈ જતો.

મેં જે પ્રમાણે મારા પાકિસ્તાની સાથીને અમારા કાર્યાલયમાં નમાઝ પઢતા જોયો હતો, તે પ્રમાણે દિલની શાંતિ માટે બપોર અને સાંજની નમાઝ કાર્યાલયના ઉપર પોતાના રૂમમાં જઈને પઢી લેતો. કારણ કે બધા જ ફિલીપાઈનીઓ નીચે કાર્યાલયમાં કામ કરતા હતા. બીજી નમાઝો નીચે કાર્યાલયમાં આવીને પઢી લેતો. કારણ કે બધા સાથી ઉપર પોતાના રૂમમાં ટીવીની આજુબાજુ ગોઠવાયેલા રહેતા હતા. મારા સમજવા પ્રમાણે મારી અમૂક સમયની ગેરહાજરીનું કોઈ નોટીસ લેતું ન હતું. હું અંદરથી કુર્આન શરીફની સચ્ચાઈ સમજી ગયો હતો, પરંતુ મેં કદી સ્પષ્ટ શબ્દોમાં તેની જાહેરાત પોતાના પાકિસ્તાની સાથી સમક્ષ પણ કરી ન હતી. અને તેણે પણ મને ઈસ્લામ સ્વીકારવા માટે કદી કહ્યું ન હતું. તે પોતાની ધૂનમાં મને પુસ્તકો વાંચવા માટે આપતો રહેતો હતો અથવા મારા પ્રશ્નોના ઉત્તર આપતો હતો.

મારી ઈચ્છા હતી કે, હું રજાઓમાં ઘરે જઈને બધા ઘરવાળાઓને રોશનીના સફરની વિગત બતાવીને મારા સહવિચારી બનાવું. પછી અમે બધા મળીને પોતાને હઝરત ઈસા (અલૈ.)ના સાચા અનુયાયી સાબિત કરીને તે સરદાર (સલ.)ના સંદેશ સમક્ષ ઝૂકી જઈએ, જેમના વિશે બાઈબલમાં હઝરત ઈસા (અલૈ.)નો સંદેશ મળે છે કે, "મારા પછી જગતના સરદાર આવનાર છે, જ્યારે તમે તેમને ઓળખો તો તેમની વાત સાંભળજો." આ સંદેશ સંપૂર્ણ સમજદારીથી હું સમજી ગયો હતો.

મારી સોચ અધૂરી રહી ગઈ, જ્યારે એક સવારે નમાઝ માટે નીચે કાર્યાલયના રૂમમાં આવ્યો તો મારો રૂમ સાથી "જીમી" જે કેટલાક દિવસથી મારી તાકમાં હતો, ધીમા ડગલે પાછળ આવ્યો. મને વુઝૂ કરતાં જોઈને કહેવા લાગ્યો : "અચ્છા ! તમે પણ પોતાના પાકિસ્તાની સાથીની નકલ કરવા લાગી ગયા છો ! તમે પોતાનો ધર્મ છોડી દીધો છે." વુઝૂની હાલતમાં

જૂઠુ બોલીને જીમીની વાતને રદ કરવાની મારામાં હિંમત ન રહી. એટલા માટે મેં સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે, ''જો કે મેં હજી સુધી કાયદેસર રીતે ઈસ્લામ કબૂલ કર્યો નથી, તેમ છતાં હું ઈસ્લામની સચ્ચાઈ સ્વિકારી ચૂક્યો છું.'' જીમી ઉલ્ટા ડગલે ભાગ્યો અને બધા જ ફિલીપાઈની કાર્યકરોને મારા વૈચારિક ફેરફાર વિશે ખબર કરી દીધી.

કાર્યાલયનો સમય થયો તો જીમીએ ત્યાં પણ ઢંઢેરો પીટયો. દરેક રૂમમાં એક જ વિષય હતો કે પાકિસ્તાની એકાઉન્ટન્ટે આપણા માણસનું ધર્મપરિવર્તન કરાવ્યું છે, અને એડવીની મુર્તદ થઈ ગયો છે. એડમિસ્ટ્રેશન મેનેજર **''મેરી''**એ મને બોલાવ્યો કે હું ખબર બાબત હા અથવા ના કહું. મે સ્પષ્ટ કહી દીધું કે મે પોતાના મસીહી હોવાની સાબિતી આપી છે, અને હઝ. ઈસા (અલૈ.)ની બાઈબલની ભવિષ્યવાણી પર અમલ કર્યો છે, જેમાં તેમણે પોતાના પછી આવનાર જગતના સરદારની ખબર દેતાં પોતાના અનુયાયીઓને તેમનુ અનુકરણ કરવાનો આગ્રહ કર્યો છે. મેનેજર **''મેરી''** માટે આ વાત આશ્ચર્યજનક હતી.

બીજા ઉપસ્થિત લોકોની હાજરીમાં મેં મિસ મેરીને કહ્યું કે, તમોને મસીહી હોવાનો દાવો તો છે, શું તમે કદી બાઈબલ પણ વાંચ્યુ છે ? જો દાવો છે તો બાઈબલમાંથી મને તિગડ્ડા TIGADDA (ઈસાઈ માન્યતા અનુસાર પિતા, પુત્ર અને પવિત્ર આત્માની માન્યતા)ની બાબત બતાવો તમારા પગ ચૂમી લઈશ. મેરી અને બીજા લોકો પાસે મારા પ્રશ્નનો કોઈ ઉત્તર ન હતો. કાર્યાલયનું વાતાવરણ જોઈ મેં મારા પાકિસ્તાની સાથી સાથે ચર્ચા કરી, તો તેમણે સલાહ આપી કે હવે સંભવિત બદલાની કાર્યવાહીથી બચવા માટે પોતાના મુસલમાન હોવાની જાહેરાત જરૂરી થઈ ગઈ છે. જેથી ધાર્મિક બાબતોના પ્રધાન **''શેખ બિન બાઝ''** પાસે જઈને કાયદાકીય કાર્યવાહી સંપૂર્ણ કરી લઈએ છીએ. આ જ યોગ્ય માર્ગ છે.

અચાનક તે દિવસે પાકિસ્તાનથી મારા પાકિસ્તાની મિત્રના નાના ભાઈ હજ્જ માટે મક્કા મુકર્રમા પહોંચ્યા. તેમની સાથે તેઓ ટેલીફોન પર વાતચીત

કરી રહ્યા હતા. મારા પ્રશ્નનો ઉત્તર આપતાં તેમણે જણાવ્યું કે મારા નાના ભાઈએ મક્કા મુકર્રમહ પહોંચવાની જાણકારી આપી છે. મેં તેમનું નામ પૂછયું તો તેઓ કહેવા લાગ્યો કે, તેમનું નામ અબ્દુલલતીફ છે. મને આ નામ પસંદ પડયું. **"ઠીક છે, તમારો નાનો ભાઈ અબ્દુલલતીફ છે, અને આજથી બીજો અબ્દુલલતીફ તમારો આ રૂહાની પુત્ર છે. અમે શેખ બિન બાઝ"** સાહેબના કાર્યાલય ગયા તેઓ નાબીના (અંધ) હતા. અમારી વાત સાંભળી મને કલિમો પઢાવ્યો. મુબારકબાદ આપી અને હું અબ્દુલલતીફ બની ગયો.

હવે કાર્યાલયમાં હું અબ્દુલલતીફ એડવિન એમ.આર.સીવ હતો. મારી નમાઝ પર હવે કોઈ પ્રતિબંધ ન હતો. મારા બાબતની ચર્ચાઓ બંધ થવા લાગી. અલબત્ત બીજા ફિલિપાઈની મારાથી થોડા દૂર રહેતા હતા. મેં દીનનું શિક્ષણ મેળવવા વધુ વાંચન શરૂ કરી દીધું. મારા પાકિસ્તાની સાથીના એક મિત્ર જેઓ એક કાર્યાલયમાં નોકરીની સાથે સાથે પી.એચ.ડીના નિબંધની તૈયારીમાં વ્યસ્ત હતા, તેમણે પોતાની કંપનીમાં પાર્ટટાઈમ કામની મારા માટે વ્યવસ્થા કરી દીધી. જાણે એક તરફ અલ્લાહ તઆલાએ હિદાયત અર્પણ કરી, તો બીજી તરફ રોજીની બરકતથી પણ નવાજી દીધો. હું મારા અસલ કાર્યાલયમાં ચાર વાગ્યે રજા થયા બાદ પોતાના પાકિસ્તાની સાથી સાથે નવા કાર્યાલય આવી જતો. કારણ કે આ કાર્યાલય તેમના ઘર પાસે હતું. અહીંયા મને બીજા એક પાકિસ્તાનીનો સાથ મળી ગયો. આ રીતે મારી તરબિયતની સર્વોચ્ચ વ્યવસ્થા અલ્લાહ તઆલાએ કરી દીધી. તેમનું નામ ડો. મુહમ્મદ અમીન છે, જેઓ પોતાના વતન ચાલ્યા ગયા છે.

એક દિવસ જુમ્આની નમાજ અદા કરીને મસ્જિદથી નીકળ્યો, તો ત્રણ ચાર પાકિસ્તાની મળ્યા. મે ઘણા હર્ષથી આગળ વધીને તેમને **"અસ્સલામુ અલયકુમ"** કહ્યું અને જણાવ્યુ કે **"હું મુસલમાન છું"** પરંતુ તેમણે ખુશ થયા વિના એવા પ્રશ્નો કર્યા, જે મારી સમજમાં આવતા ન હતા. કારણ કે મારા પાકિસ્તાની મિત્રએ મને કદી તે બતાવ્યા જ ન હતા. તેમનો પ્રશ્ન હતો **"તમે સુન્ની મુસલમાન છો કે શીયા મુસલમાન છો ?"** હું દુ:ખી મને

રૂમમાં આવ્યો. થોડીવારે પાકિસ્તાની મિત્ર પણ આવ્યા. મને ચિંતામગ્ન જોઈ તેઓ પણ ચિંતાતૂર થઈ ગયા.

મેં તેમને મસ્જિદ બહાર બનેલા બનાવ વિષે માહિતગાર કર્યા, તો તેઓ કહેવા લાગ્યા કે, તમે કુર્આન શરીફ અને અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ની હદીષ પઢીને મુસલમાન બન્યા છો. શું તમે કુર્આન અને હદીષમાં કોઈ જગ્યાએ સુન્ની કે શીયા, અહલે હદીષ લખેલુ વાંચ્યું છે ? જો નથી, તો વિશ્વાસ રાખો, તમારે આ વિગતની જરૂર નથી. તમે પ્રથમ અને છેલ્લે માત્ર અને માત્ર મુસલમાન છો. કુર્આન શરીફ અને હદીષ શરીફવાળા મુસલમાન ! પછી તેમણે મારા દીલની શાંતિ માટે શીયા સુન્ની વિગત પણ બતાવી. મારા માટે સારાંશ કે પહેલી વાત વજનદાર હતી અને આજ સધી તેના ઉપર જ કાયમ છું.

ઈસ્લામ સ્વીકારી અબ્દુલલતીફ બન્યા બાદ સમય બરબાદ કર્યા વિના પોતાના માતા-પિતા, સગાઓ અને મિત્રોને આ ઈસ્લામની રોશની સ્વીકારવા માટે પત્રો લખ્યા, ટેલીફોન કર્યા. ઘણા હિમ્મત તોડનારા જવાબ મળ્યા. વાર્ષિક રજાઓમાં ઘરે ગયો તો માતા-પિતા અને બધા ભાઈ-બહેનો સાથે વિગતવાર વાતચીત થઈ. પિતાએ કહ્યું કે મારા પાદરીને મનાવી લો. હું તૈયાર થઈ ગયો. પાદરી સાહેબે કુર્આન શરીફ માંગ્યું અને એક અઠવાડીયાનો સમય પણ માંગ્યો કે, પછી વાતચીત થશે. નક્કી કરેલા સમયે મારા પિતા સાથે પાદરીને મળવા ગયો, તો તેઓ અજ્ઞાત સ્થળે ચાલ્યા ગયા હતા. મેં મારા પિતાને કહ્યું કે જો તેઓ સાચા હતા તો ચાલ્યા કેમ ગયા ? તેમણે વાસ્તવિકતાનો સામનો કેમ ન કર્યો ? મારી રજાઓ આવી વ્યસ્તતાઓમાં પુરી થઈ ગઈ અને હું ચિંતાતૂર રિયાઝ પાછો આવ્યો. હું હિમ્મત હાર્યા વિના સતત પત્રો વડે મહેનત કરતો રહ્યો અને અલ્લાહ તઆલાથી દુઆ પણ કરી કે આ રોશની મારા કુટુંબનું મુકદ્દર બને.

રિયાધમાં મેં ફિલિપાઈન લોકો માટે એક તબ્લીગી કેન્દ્ર બનાવ્યું, જ્યાં અમે દર ગુરુવારે સાંજે મળતા અને શુક્રવારની સાંજે પોતપોતાના ઠેકાણે

પહોંચી જતા. ત્રણ-ચાર મહિનાની મહેનત રંગ લાવી. પહેલાં એક, પછી બે અને પછી ત્રણ, ચાર, આ પ્રમાણે પાંચ વ્યકિતઓએ આ કેન્દ્રમાં ઈમાનની દોલત પ્રાપ્ત કરી અને અલ્હમ્દુલિલ્લાહ આ ક્રમ ધીમે ધીમે વધીને ત્યાં સુધી પહોંચી ગયો કે, અમે મનીલામાં એક હજાર ડોલર માસિક ભાડા પર ટીવીનો અમૂક મિનિટનો સમય ખરીદીને ઈસ્લામનો સંદેશ પ્રસારવાનું શરૂ કરી દીધું. મેં અમુક પુસ્તકો પણ આ દરમ્યાન સંકલન કર્યા. પોતાના ખર્ચે છાપીને પોતાના સહવતનીઓમાં ફેલાવ્યા. અને આજે મારું કાર્ય અલ્લાહના ફઝલો કરમ અને નવા સહપ્રવાસીઓની સહાયથી વિશાળ થઈ ગયું છે.

મેં સમજી-વિચારીને એક મસીહી મહિલા સાથે શાદી કરી. મારી લાલચ એ હતી કે, હું તેને સમજાવીને ઈસ્લામી વર્તુળમાં લઈ આવું, તો મારા ખાતામાં વધારો થશે. અને અલ્હમ્દુલિલ્લાહ ! તે થઈ ગયો. તે હવે અમીના અબ્દુલલતીફ બની ગઈ છે. અમીનાથી અલ્લાહ તઆલાએ મને અહમદ અને મરયમથી નવાજ્યો, જેઓ તાજેતરમાં સ્કુલે જઈ રહ્યા છે. મારી મહેતનને મારા ખાલિકે એવી કબૂલિયતથી નવાજી કે, એક ભાઈ સિવાય મારા માતા-પિતા અને બહેન-ભાઈ હઝ. ઈસા (અલૈ.)ના સાચા અનુયાયી બનીને જગતના સરદાર (સલ.)ના પ્રેમ અને મુકિતના સંદેશ સમક્ષ ઝુકી ગયા છે. તે દિવસ, તે ઘડી મારા માટે ઘણી ખુશી અને હર્ષનો ખજાનો હતી. હવે મને તેમની ઈસ્લામી તરબિયતની ચિંતા હતી કે, તેઓ માત્ર કાગળ અને નામના મુસલમાન ન રહે. ખુશી સાથે એક દુઃખ પણ હતું કે મારો ભાઈ આ રોશનીથી વંચિત પોતાના ખાલિક પાસે ચાલ્યો ગયો. તે જો દોઝખમાં ગયો છે, તો કંઈ મને ન પૂછવામાં આવે કે તમે સારી રીતે તેને સત્યસંદેશની ખબર કેમ ન કરી ?

જે દિવસે કુવેત પર ઈરાકે આક્રમણ કરી કબ્જો કર્યો, ત્યારે હું અમારી કંપની તરફથી ત્યાં બ્રાન્ચ ઓફિસ ખોલવા ગયો હતો. આક્રમણના કારણે ત્યાંથી નીકળનારાઓમાં હું પણ હતો. પરંતુ એવી પરિસ્થિતિમાં કે, મારો સામાન હોટલમાં હતો અને બે કપડામાં કાફલા સાથે પગપાળા અમ્માન તરફ રણમાં પ્રવાસ કરી રહ્યો હતો. દિવસ સખત ગરમ, રાતો ઘણી ઠંડી,

જેના કારણે તાવ આવવા લાગ્યો. પ્રવાસ દરમ્યાન નહીંવત પાણી અને ખોરાક મળતો. આ પ્રવાસ ૨૬ દિવસ સુધી ચાલ્યો. આ દરમ્યાન મારા કુટુંબીજનો અને કાર્યાલયના સહકર્મીઓ ઈરાકી આક્રમણીઓના કારણે મારી ઝિંદગીથી નિરાશ થઈ ગયા હતા.

હું ઘણી ગંભીરતાથી વિચારુ છું કે, મને આ પીડાદાયક પ્રવાસમાં જો કોઈ વસ્તુએ આસરો આપ્યો હોય, તો તે મારા ખાલિકના નક્કી કરેલી ઈબાદત વ્યવસ્થા છે. સત્ય એ છે કે, જો ઈસ્લામ સ્વીકાર્યા બાદ મે પાબંદીથી રોઝા ન રાખ્યા હોત અને વારંવાર હજ્જની મહેનતથી ન ગુજર્યો હોત, તો રણમાં કોઈ જગ્યાએ કફન-દફન વિના જ મારૂં હાડપીંજર પણ પડયું હોત. ૨૬ દિવસ પછી અમ્માન પહોંચીને મેં રિયાધ ટેલીફોન કર્યો તો કંપનીએ મારા પાછા ફરવાની અલ્હમ્દુલ્લિાહ વ્યવસ્થા કરી.

મારી કંપની વિદેશી છે. ત્યાં મેં બિનકાયમી ધોરણે કામ શરૂ કર્યુ હતું. આજે ત્યાં હું સિનિયર મેમ્બર છું. મારૂં વહીવટીતંત્ર મારાથી ખુશ છે કે, મેં મારા કાર્યાલયના સમયમાં કામ અને મારી ફરજો પુરી કરવામાં કોઈ કમી આવવા દીધી નથી. આ વહીવટીતંત્રના ડરના કારણે નહી, બલ્કે માત્ર એટલા માટે કે દિયાનત અને અમાનત મારા રબનો હુકમ છે. આ દિયાનત અને અમાનત સમય અને લાયકાતોના ઉપયોગ માટે પણ એટલી જ મહત્વની છે, જેટલી અમલી જીંદગીના બીજા વ્યવહારોમાં છે. કંપનીમાં મારી પ્રગતિ અને સફળતાનો ભેદ પણ આ જ છે.

આજે વરસો પછી વિચારૂ છું કે, મનીલાની બેંકમાં નોકરી દરમ્યાન મેં કદી એ વિચાર્યુ પણ ન હતું કે, હું કોઈ દિવસ મોટી આંતરાષ્ટ્રિય કંપનીમાં ઉચ્ચ હોદ્દા પર નિયુકત થઈશ. સઉદીમાં મારો પ્રવેશ એક એકાઉન્ટસ કલાર્કની રીતે થયો. જ્યાં કાર્ય દરમ્યાન મને ઈમાનની દોલત મળી, તો દુન્યાની દોલત મારી પાછળ દોડવા લાગી. હું પોતાને મારા રબના બેશુમાર ઈનામો નીચે દબાયેલ જોઈ રહ્યો છું. હિદાયત જેમાં સૌથી ભારે અને પ્રથમ છે. **“અલ્હમ્દુલિલ્લાહ રબ્બિલ આલમીન”** (બધા જ

વખાણ તે અલ્લાહના માટે છે, જે બધા જગતોનો પાલનહાર છે.) પહેલા દિવસથી આજ સુધી હું પોતાના રૂહાની પિતા પોતાના પાકિસ્તાની સાથી માટે દુઆ કરૂ છું. જે મારી હિદાયતનું કારણ બન્યા, જેમના માર્ગદર્શનમાં મેં રોશનીનો સફર પોતે પણ કર્યો અને પછી ઘણા સહપ્રવાસી પોતાની આજુબાજુ ભેગા પણ કરી લીધા. ખાસ કરીને પોતાના કુટુંબના ! અલ્હમ્દુ-લિલ્લાહ. *(તામીરે હયાત : ૨૫ નવે.૧૯૯૯ના શુક્રિયા સહિત)*

## ઈસ્લામ સ્વીકારનું કારણ : કુલીઓની નમાઝ

હું એક વર્ષ પહેલાં અહમદાબાદ મેલથી દિલ્હી પાછો આવ્યો. ટ્રેન કેટલાક કલાક મોડી હતી. મેં જોયું કે, સ્ટેશન પર ઘણા બધા કુલીઓ એક તરફ જઈ રહ્યા છે. મને મજૂરોના અધિકારોથી હંમેશ હમદર્દી રહી છે. મને વિચાર આવ્યો કે, કદાચ કોઈ હડતાળ પડી રહી છે. કદાચ હું તેમની કંઈક સહાય કરી શકું. મેં જોયું કે, તેઓ એક જગ્યાએથી ખાલી લોટાઓ ઉઠાવીને ચાલ્યા. પાણી ભરીને તેઓ હાથ-મોઢું ધોવા લાગ્યા. બપોરે બે વાગે હાથ-મોઢું ધોવાની શી જરૂર ઉભી થઈ ? હું વિચારતો રહ્યો. મેં જોયું કે, બધા કુલીઓ બહુ શિસ્તબધ્ધ રીતે હાથ-પગ ધોઈ રહ્યા છે, અને બરાબર ઘસી ઘસીને આંગળીઓના વચ્ચેનો ભાગ પણ સાફ કરી રહ્યા છે. હું આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. એટલામાં તેમણે એક નક્કી કરી રાખેલી જગ્યાએ જાજમો પાથરી. એક નાની જાજમ આગળ બિછાવી અને એક કુલી આગળ ઉભો થઈ ગયો. અને બીજા કુલીઓ લાઈનોમાં બહુ શિસ્તબધ્ધ રીતે ઉભા થઈ ગયા. અને તેમણે બહુ ઝીણવટપૂર્વક પોતાની લાઈનો સીધી કરી. આગળવાળા કુલીએ "અલ્લાહુ અકબર" કહ્યું અને હાથ બાંધી લીધા. બધા લોકોએ સાથોસાથ હાથ બાંધી લીધા. તેણે થોડીકવાર પછી ફરી અલ્લાહુ અકબર કહ્યું અને નમી ગયો. તરત બધા કુલીઓ પણ નમી પડ્યા. પછી ઉભા થયા અને અત્યંત કેળવાયેલા સૈનિકોની જેમ થોડીકવાર સુધી ઉભા થતા રહ્યા અને નમતા રહ્યા. અને જમીન પર સિજદો કરતા રહ્યા. હું આ શિસ્ત જોઈ આશ્ચર્યચકિત થઈ ગયો. પૂછયું તો જાણવા મળ્યું

કે, આ લોકો જમાઅતથી (સમૂહમાં) નમાઝ પઢી રહ્યા છે. અને દરેક મુસલમાને પાંચ વખત આવી જ રીતે નમાઝ પઢવી જરૂરી છે. હું બહુ પ્રભાવિત થયો. મારા મનમાં આવ્યું કે, બોજ ઉઠાવનારા અજ્ઞાની વર્ગમાં આ શિસ્ત જે ધર્મે ઉત્પન્ન કરી, મારે એનો અભ્યાસ કરવો જોઈએ. હું ઉર્દૂ બજાર ગયો અને અંગ્રેજી તથા હિંદીમાં ઈસ્લામ સબંધી જે પુસ્તકો મને મળ્યા, તે લઈ આવ્યો અને વાંચવાનું શરૂ કર્યું. આ પુસ્તકોના વાંચન પછી હું ઈસ્લામથી ઘણો પ્રભાવિત થયો. ઈસ્લામને સમજવા માટે કુઆન વાંચવાની મને ઈચ્છા થઈ. કુર્આન શરીફે મારા દિલ-દિમાગના દ્વાર ખોલી દીધા.

ઈસ્લામના દરેક આદેશ તથા તેની દરેક વાતમાં માનવીય પ્રકૃતિ માટે કેટલું આકર્ષણ છે. ઈસ્લામ વિરૂદ્ધ સમગ્ર વિશ્વની જૂઠી સત્તાઓ દ્વારા વ્યવસ્થિત ઝેર ઓકવા છતાં પણ ઈસ્લામ લોકો માટે અનહદ આકર્ષણથી ભરપૂર છે. આપણે ગફલત તથા નગુણાપણાંના કારણે ખુદ તો કુર્આની મુસલમાન નથી બની શકતા, પરંતુ ઓછામાં ઓછું કુર્આની ઈસ્લામનો લોકોને સાચો પરિચય જ કરાવી શકીએ તો ચોક્કસ જ સમજદાર વિદ્વાનોએ તેને સ્વીકારવા મજબૂર થવું પડશે.

## હસીના બેગમના ઇસ્લામ સ્વીકારની ઈમાન અફરોઝ ઘટના

દયાનગરના મહારાજા મંદિરમાં જઈને પૂજા-અર્ચના કરતા હતા. તેઓ વેદાન્તની ફિલસૂફીને અંધશ્રદ્ધા વિરૂદ્ધ માનતા નહોતા. તેઓ ચાત્રકના અનુયાયી હતા. તેમની એકમાત્ર દિકરી સુંદરકુમારી હતી, જે પોતાના નામનું ગુણ ધરાવતી હતી. સુંદરતા સ્વરૂપની સાથોસાથ ચારિત્ર્યમાં પણ હતી. જ્યાં જતી ત્યાંના લોકો પ્રભાવિત થઈ જતા હતા.

આ સૌંદર્ય પૂતળી એક સભાન રાજકુમારના હૃદયમાં તૃષ્ટિકરણનું સામાન બની અને લગ્નના પવિત્ર બંધનમાં તેની સાથે જોડાઈ ગઈ. રાજકુમાર પણ સદ્ભાગ્યે એવો જ મળ્યો, જેવો મળવો જોઈતો હતો. સ્માર્ટ, ચારિત્ર્ય-વાન, સમજુ અને નિખાલસ. તેનું દિલ પ્રેમથી છલોછલ હતું અને સુંદર

પત્નીના દિલની ભાવનાઓને પણ સમજતો હતો. બન્નેને એકબીજાના લીધે જન્નત પ્રાપ્ત હતી. તેમની નાનકડી દુનિયામાં કોઈ વસ્તુની કમી ન હતી.

પરંતુ એવું થતું નથી કે બન્ને જણા પ્રેમથી રહેતા હોય અને તેમને કોઈ દુઃખ ન આવે. સુંદરકુમારીને રાજકુમારના વિરહનો સામનો કરવો પડ્યો અને કુદરતે તેના વ્હાલા પતિને તેનાથી હંમેશને માટે વિખૂટો પાડી દીધો.

૧૬ વર્ષની ઉંમરે સૌંદર્યની પૂતળી વિધવા બની ગઈ. હિન્દુ કાયદા પ્રમાણે તેનું જીવન એક ઝેરીલા અકસ્માતની વેદના માટે ભેટ ચઢી ગયું. હવે હાલત એવી છે કે, સુંદરકુમારીને દુનિયાની કોઈ પણ વસ્તુનું આકર્ષણ નથી. તે શણગારથી અપરિચિત છે. એ મોજશોખ જે સ્ત્રીની સૌંદર્યની આવશ્યક્તા છે, તેના શરીરથી દૂર છે. તેના દિલની રોશની અંધકારમાં ફેરવાઈ ગઈ. તે હંમેશા કહેતી અને સાચું કહેતી હતી કે, કાશ ! હું મરી જતી. પણ મૃત્યુની ઈચ્છા પૂરી થવી સરળ નથી.

એવું દુઃખ જે ગળુ રુંધી નાંખે તે અધિકાર માનવીએ દુનિયા તરફથી નિરાશ કરીને એવી સત્ય વાસ્તવિક્તાઓ તરફ પ્રેરિત કરે છે, જેને આપણે આધ્યાત્મિક્તા અથવા ધર્મ કહીએ છીએ. રૂહ દુનિયાની ખુશીઓથી વિમુખ થઈને એવી ખુશી તરફ પ્રેરાય છે, જે કાયમી હોય અને નષ્ટ ન થાય. સુંદરકુમારીએ પણ દુનિયા તરફથી વિમુખ થઈને ધર્મ તરફ જવાનું નક્કી કર્યું અને ધીરે ધીરે આ વાત એટલે સુધી આવી પહોંચી કે તે પોતાનું ઘર ત્યજીને બનારસ (વારાણસી) રવાના થઈ ગઈ. તેના વૃદ્ધ પિતાએ ઘણા પ્રયત્નો કર્યા કે, કંઈક ધન આપે કે સમય આવે તો કામ લાગે અને એવી વ્યવસ્થા કરી આપે કે તેને તકલીફ ન થાય, પરંતુ તેણે અસ્વીકાર કર્યો અને કહ્યું કે, "હું ધર્મ માટે નીકળી છું, ભક્તિમાં માયાનું શું કામ ?"

દુનિયાની એ પવિત્ર વસ્તુઓ જે આપણને દૂરથી ખૂબ આકર્ષક દેખાય છે, અધિકતર તે ઘણી જ દુષ્ટ હોય છે. કેટલા સંતો એવા હોય છે, જે વાસ્તવમાં સંત હોય અને કેટલા માર્ગદર્શકો એવા હોય છે, જે હકીકતમાં માર્ગદર્શનનું કાર્ય કરે છે ? જ્યારે સુંદરકુમારી વારાણસી પહોંચી તો તેને

પણ કડવી સત્યતાનો અનુભવ થયો. તેના દુઃખના કારણે તેની પ્રાકૃતિક સુંદરતા ઓછી થઈ નહોતી. તેના સૌંદર્ય તરફ દુનિયા આકર્ષાતી હતી. તે વારાણસી જતાં જ એક અજીબ મૂંઝવણમાં ફસાઈ ગઈ. આ પવિત્ર દુનિયામાં જ્યાં પોતાનું નામ લેવું પણ અપરાધ હતો, સુંદરકુમારીને દરેક સ્થળેથી પાપનો અવાજ આવવા માંડ્યો. તે સ્તબ્ધ થઈ ગઈ કે કેવી મુસીબતમાં ફસાઈ ગઈ છું. એવી જમીન પર, જ્યાં દુન્યવી પ્રદૂષણથી મુક્ત થવા ઈચ્છું છું. મારી પરીક્ષા એટલી કઠોર કેમ છે ? શું દુનિયા નેક લોકોથી ખાલી છે ? શું કોઈ એવી વ્યક્તિ નથી, જે તેને ખરેખરૂં માર્ગદર્શન આપે અને એવો રસ્તો દેખાડે કે જ્યાં પહોંચીને હું સમગ્ર દુનિયાને ભૂલી જાઉં ?

**એક દિવસ તે મંદિરથી નીકળી રહી હતી, તેણે જોયું કે એક ગરીબ મંદિરમાં પ્રવેશવા ઈચ્છે છે, પણ કોઈ તેને જવા દેતા નથી. જ્યારે તેને પૂછ્યું તો ખબર પડી કે તે અછૂત છે, અને જો તે મંદિરમાં જશે તો મંદિર અપવિત્ર થઈ જશે.** તેના મનમાં વિચાર આવ્યો કે, આ માણસ દેવતાને માનનારો છે, પછી દેવતાના પૂજારી તેને પોતાના પૂજનીય સુધી કેમ જવા દેતા નથી? તેણે નજદીક જઈને તે વ્યક્તિથી પૂછ્યું : "તું કોણ છે ?" તેણે કહ્યું કે, હું એક ગરીબ માણસ છું, હું દેવતા દર્શન કરવા ઈચ્છું છું, પરંતુ મને જવા નથી દેતા કે મારા જવાથી મંદિર નાપાક થઈ જશે. સુંદરકુમારીએ પૂછ્યું : "શું તમે માણસ નથી ?" તેણે જણાવ્યું કે, હું માણસ તો છું, પણ પંડિતો કહે છે કે, મારા અડકવાથી દરેક વસ્તુ ખરાબ થઈ જાય છે. તો સુંદરકુમારી વધુ સાંભળી શકી નહીં. તે વિચારોમાં ખોવાઈ ગઈ અને ત્યાંથી નીકળી ગઈ.

રાત્રે ચંદ્ર પ્રકાશમાં વારાણસીની આલમગીરી મસ્જિદે પ્રોત પ્રકાશ્યું. સુંદરકુમારી મસ્જિદને જોતી રહી હતી અને વિચારતી હતી કે, શું આ ઈમારત પણ સ્વાર્થીઓનું એવું જ કેન્દ્ર છે, જે હું અન્ય ધર્મસ્થળોમાં જોઈ ચૂકી છું. તે જાણતી હતી કે, વિશ્વની વસ્તીનો એક ભાગ મંદિરોથી દૂર છે અને મસ્જિદોમાં જઈને ઈબાદત કરે છે. હવે તેના મનમાં એ વિચાર આવ્યો

કે, તેની અંદર ઈબાદતની પદ્ધતિ શું છે ? તેની અંદર કોની ઈબાદત થાય છે ? શું તેમાં એ લોકો ભેગા થાય છે, જે મારી જેમ મંદિરોથી કંટાળેલા છે ? આવા વિચારોમાં રાત તે જ સ્થળે ઉભી રહી અને વિચારતી રહી કે, એકાએક તેણે અઝાનનો અવાજ સાંભળ્યો.

થોડીવાર પછી તેણે જોયું કે **એક સફાઈ કામદાર ઝાડુ મૂકીને પગથિયા ઉપર ચઢ્યો અને મસ્જિદમાં દાખલ થઈ ગયો. સુંદરકુમારીએ વિચાર્યું કે, હવે લોકો તેને અટકાવશે. પરંતુ કોઈએ તેને રોકવાની તસદી લીધી નહીં. સુંદરકુમારી આશ્ચર્યચકિત થઈ ગઈ અને તે પણ મસ્જિદમાં દાખલ થઈ ગઈ અને સહેનના ખૂણામાં બેસી ગઈ.** સફાઈ કામદારે મસ્જિદમાં વુઝૂ કર્યું અને નમાઝમાં શામેલ થઈ ગયો. સુંદરકુમારીએ વિચાર્યું કે, લોકો તેને ઓળખી ન શક્યા. જો હું તેમને જણાવી દઈશ તો એમને મસ્જિદથી તગેડી મૂકવામાં આવશે. તે હિંમત કરીને ઉભી થઈ, **મસ્જિદમાં ગઈ અને તેનો હાથ પકડીને મોટેથી કહ્યું : "આ અછૂત છે, મારી સામે ઝાડુ મારતો હતો અને તેણે મસ્જિદને ખરાબ કરી નાંખી."**

સફાઈ કામદારે કહ્યું : હું મુસલમાન છું. મુસલમાનોએ તેને કશું જ કહ્યું નહીં, બલ્કે સુંદરકુમારીને કહ્યું કે, તું કોણ છે ? **તે સફાઈ કામદાર અવશ્ય છે, પણ અમારો ભાઈ છે અને અલ્લાહ તઆલાનો ઉપાસક છે. તે અમારી સાથે નમાઝ પઢે છે, આમાં કોઈ પ્રકારનો વાંધો નથી. કેમકે ઇસ્લામ એક પ્રાકૃતિક ધર્મ છે. આમાં જે વ્યક્તિ પ્રવેશે છે, તો પાક અને પવિત્ર થઈ જાય છે.**

સુંદરકુમારી અવાક બની ગઈ. તેણે મનમાં વિચાર્યું કે, દુનિયામાં એવા લોકો પણ છે, જે અછૂતોને ખરાબ ગણતા નથી. માટે તે હિંમત કરીને એક સફેદ વસ્ત્રધારી વડીલ પાસે ગઈ, જેઓ ઈમામ હતા. તે બોલી : "મસ્જિદના પૂજારી ! મને તમારો દેવતા બતાવો, જે બધા માણસોને સમાન ગણે છે અને કોઈનાથી પણ તિરસ્કાર કરતો નથી." તેમણે જણાવ્યું : "આ મસ્જિદના દેવતાને કોઈ જોઈ શકે નહીં, તે દરેક વ્યક્તિના દિલમાં છે. ફક્ત

ઈબાદતથી દેખાય છે. તે દરેક વસ્તુનો માલિક છે. દુનિયાની કોઈ વસ્તુ તેના કબજાથી બહાર નથી અને તેનો સહભાગી પણ કોઈ નથી.'' તું કોણ છે, જે ખુદાને જોવા ઈચ્છે છે ?

સુંદરકુમારીએ કહ્યું : ''વડીલ ! શું તમે તેને પૂજો છો, જેને તમે ક્યારેય જોયો નથી ?'' ઈમામ સાહેબે જણાવ્યું કે, આ તે જ એક પૂજનીય છે, જેનો દરેક વસ્તુ પર કાબૂ છે અને તે પોતાના અસ્તિત્વ માટે કોઈના જોવાનો મોહતાજ નથી. સુંદરકુમારીએ કહ્યું : ''શું તે મારા દિલને ગુનાહથી પાક કરી દેશે ?'' ઈમામ સાહેબે કહ્યું : ''તેમાં બધી જ શક્તિઓ છે.''

જે રીતે કોઈ અંધકારમાંથી નીકળીને પ્રકાશમાં આવી જાય છે અને એકાએક પ્રકાશ જોઈને તેની આંખો અંજાઈ જાય છે, તે રીતે રાજકુમારીએ તે પવિત્ર માણસની પવિત્ર નજરમાં કાંઈક જોયું અને આશ્ચર્યચકિત થઈ ગઈ. પછી થોડીવારે તેણે કહ્યું : ''મને તમારી પાસે રાખો અને તમારા ખુદાની વાતો મને જણાવો, મને તમારી વાતોથી ઘણો સંતોષ મળી રહ્યો છે. ઈમામ સાહેબે તેને કહ્યું : તું સ્વજનોથી પરવાનગી લઈ લે, જો તેઓ અનુમતિ આપે તો અહીં આવીને મને પૂછી લેજે. હું કોઈ અજાણ સ્ત્રીને પરવાનગી વગર મારા ઘરે ન રાખી શકું. સુંદરકુમારીએ કહ્યું કે, મારૂં અહીં કોઈ નથી, મને આપના શહેરમાં પવિત્રતાની ચમક દેખાય છે. મને તમારામાં આધ્યાત્મિક આકર્ષણ લાગે છે, માટે મને વિશ્વાસ છે કે તમે મને દીકરીની જેમ રાખશો. મારી શંકાઓ દૂર કરીને મને સંતોષ અને મુક્તિનો માર્ગ દેખાડશો.

સુંદરકુમારી હવે ઈમામ સાહેબના ઘરે રહેવા લાગી. ત્યાં તેની સાથે સ્વજન જેવું વર્તન થવા લાગ્યું. ઈમામ સાહેબની વહુ અને દીકરીઓ તેને બહેન કહેતા હતા અને તેને અહેસાસ થવા લાગ્યો કે, તે એક નવી દુન્યામાં આવી ગઈ. ધીરે ધીરે તેણે તવહીદનો પાઠ શીખ્યો અને તે પછી સમાનતા અને મુસલમાનોના સંસ્કારો પર ફિદા થઈ ગઈ. છેવટે તેણે ઈસ્લામ સ્વીકાર કર્યો અને પોતાની મરજીથી અલ્લાહની બંદી બની ગઈ. તેણે એ સિદ્ધાંત

પણ જાણી લીધો કે, ઈસ્લામ એક પ્રાકૃતિક ધર્મ છે. તે કોઈ પુરૂષ કે સ્ત્રીની પ્રકૃતિ વિરૂદ્ધ કોઈ આદેશ આપતો નથી. માટે એક દિવસ જ્યારે તેને ઈમામ સાહેબની પત્નીએ નિકાહની તાકીદ કરી, તો તે તેમના શબ્દોમાં સાંભળીને અચરજ પામી. આપણાં વહાલા રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, "નિકાહ મારી સુન્નત છે, અને જે વ્યક્તિ તેનાથી વિમુખ થશે, તે અમારામાંથી નથી."

સુંદરકુમારીને એક સાધુના શબ્દો યાદ આવ્યા કે, પ્રકૃતિ વિરૂદ્ધ યુદ્ધ અશક્ય છે. જ્યારે દયાનગરના રાજાને દીકરીની ખબર મળી તો તેઓ ખુદ વારાણસી આવ્યા અને દીકરીને શોધી લીધી. દીકરી મુસલમાન થઈ ચૂકી હતી. રાજા સાહેબ પ્રભાવિત થયા, પણ પિતૃપ્રેમ ઉભરી આવ્યો અને દીકરીને પ્રેમથી મળ્યા. સુંદરકુમારીએ યોગ્ય રીતે બધી વાતો સમજાવી અને દીકરીની આપવીતી સાંભળીને રાજા સાહેબ પણ મુસલમાન થઈ ગયા.

સુંદરકુમારી "હસીના બેગમ" થઈ ગઈ. ઈસ્લામી શરીઅત પ્રમાણે પોતાના પિતાની મિલ્કતની માલિક બની અને તેના નિકાહ પિતાની મરજી પ્રમાણે એક સૈયદઝાદા બેરિસ્ટર સાથે થયા. લગ્ન પ્રસંગે રાજાસાહેબે ઘણું ધન ઈસ્લામી ચળવળ ખાસ કરીને તબ્લીગની સહાયતા માટે આપ્યું અને ઘણી મિલ્કતો હઝરત શહેનશાહ આલમગીરની રૂહને સવાબ પહોંચાડવા માટે વકફ કરી. તેમનો વિચાર હતો કે, વારાણસીની આલમગીરી મસ્જિદમાં નવમુસ્લિમોની તઅલીમ અને કેળવણી માટે મદ્રસો શરૂ કરવામાં આવે અને નવમુસ્લિમ સ્ત્રીઓ માટે એક આશ્રમ સ્થાપવામાં આવે, જેની દેખભાળ હસીનાબેગમ (સુંદરકુમારી) કરશે.

## જનાબ અબ્દુલ્લાહ પાટિલથી એક મુલાકાત

**સવાલ** : આપનો કૌટુંબિક પરિચય આપો.

**જવાબ** : અમારો પરિવાર પરભની શહેરમાં રહે છે. હું ચાલીસગાંવ પાસેની એક વસ્તીમાં રહું છું. મારી હાર્ડવેરની એક દુકાન છે. અમે મરાઠી છીએ. અમારી ગોત્ર પાટિલ છે. મેં બી.કોમ. કર્યું છે. કોલેજના સમયમાં શિવસેના

સાથે જોડાયો હતો. સને ૨૦૦૦ થી જિલ્લા શિવસેનાનો જવાબદાર રહ્યો. ઈસ્લામ સ્વીકાર સુધી શિવસેનાનો સક્રિય કાર્યકર રહ્યો છું. મારા પિતાજી પણ વેપાર કરે છે. મોટાભાઈ સરકારી દવાખાનામાં ડૉક્ટર છે. એક બહેનના લગ્ન લેક્ચરર સાથે થયા હતા. હવે મારા બનેવી રિડર બની ગયા છે.

**સવાલ** : આપ મુસલમાન કેવી રીતે થયા ?

**જવાબ** : હું એક એવા વિસ્તારમાં રહેતો હતો, જ્યાં અમારા મકાનની પાછળથી મુસ્લિમ વસ્તી શરૂ થતી હતી. મારા મકાનની પાછળની દિવાલ જનાબ ખાલિદ મહમૂદભાઈથી મળતી હતી. તેઓ તબ્લીગી જમાઅતના કારકૂન છે. મારાથી સૌ પરિચિત હતા, એટલે તેમની સાથે મેળમેળાપ ન હતો. એક-બે વાર અમારા ઘરમાં પાછળથી દિવાલથી પાણી આવ્યું તો હું ધાબે ચઢીને એમને ગાળો આપી આવ્યો હતો. તેમના દિકરાના લગ્ન હતા, તો તેમણે ઉપર માળો બાંધવાનું નક્કી કર્યું. નગરપાલિકાથી નકશો મંજૂર કરાવ્યો અને મટિરીયલ પણ મંગાવી લીધું. એકાએક તેમના બનેવીની તબિયત બગડી ગઈ, તેમનું ઓપરેશન થયું. તેઓને જોવા ખાલિદભાઈ કરીમનગર (આંધ્રપ્રદેશ) ગયા. ત્યાં આપના પિતાજી મવલાના કલીમ સાહેબનો કાર્યક્રમ હતો. ખાલિદભાઈ ત્યાં પ્રોગ્રામમાં ગયા. મવલાના સાહેબે દઅવત પર બયાન આપ્યું અને લોકોને વિનંતી કરી કે, બિનમુસ્લિમોને સત્ય માર્ગ સમજાવો. મવલાના સાહેબે એ વાત પણ જણાવી કે, પાડોશીના અધિકારોમાંથી એક હક એ પણ છે કે, તું પોતાના મકાનની દિવાલ પડોશીની પરવાનગી વગર ઉંચી ન કર. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું આ ફરમાન શું આ અમલ માટે નથી ? અને જો છે, તો આટલા દીનદારોમાં કોઈ જણાવે કે મેં આના પર અમલ કર્યો છે. ઈસ્લામનો આ હુકમ છે કે, પાડોશીની મંજૂરી વગર ઘરની દીવાલમાં એક ઈંટ ન લગાડો, પાડોશીની હવા રોકાશે, ઉજાસ અટકશે, તેના ઘરની બેપર્દગી થશે.

ખાલિદભાઈ ઘરે આવ્યા તો પાડોશીઓથી મળ્યા અને નકશો દેખાડી જણાવ્યું કે, મવલાના સાહેબે કહ્યું છે કે, આપની મંજૂરી વગર ઘર બનાવી શકાય નહીં. તેમણે કહ્યું : તમારૂં ઘર છે, અમને શું વાંધો હોઈ શકે ? તેમના

એક પાડોશીએ કહ્યું કે, આપ અમારૂં મકાન પણ ખરીદી લો, જ્યારે તમે પોતાનું મકાન વેચી શકતા નથી તો અમારૂં ઘર લઈ લો, જેથી મોટું મકાન બની શકે. બીજા દિવસે તેઓ નકશો લઈ અમારા ઘરે આવ્યા. મને ઘણું આશ્ચર્ય થયું. તેમણે માફી માંગી અને કહ્યું કે, વાસ્તવમાં અમે પોતાની જાતને મુસલમાન કહીએ છીએ, પરંતુ ઈસ્લામ વિશે અમને જ ખબર નથી. હું એક જલસામાં ગયો હતો, **ત્યાં મવલાના સાહેબે પાડોશીઓના હક્કો અંગે જણાવ્યું અને કહ્યું કે, મકાન બનાવવું હોય તો પાડોશીની મંજૂરી લેવી પડે. મારા દીકરાના લગ્નનો પ્રોગ્રામ છે, ઉપર એક માળ બાંધવા ઈચ્છું છું. જો આપ પરવાનગી આપો તો બનાવડાવું, નહિતર નહીં.**

મને વિચાર આવ્યો કે, આ તો ઔપચારિક્તા પૂરી કરવા આવ્યા છે, પણ મારા મગજમાં ભૂકંપ આવી ગયો. ઈસ્લામમાં પાડોશીઓ માટે આ કાનૂન છે ! હું એ જોવા માટે કે ફક્ત કહેવા માટે આવ્યા છે અથવા માનશે પણ ? તેમને ના પાડી દીધી. તેઓ બોલ્યા કે, વિચારી લેજો. બે-ચાર દિવસ વિચારો. જો ખરેખર તમને તકલીફ છે, તો હું બીજું મકાન જોઈ લઈશ. ત્રણ-ચાર દિવસ પછી તેમણે દીકરાને મોકલ્યો. મેં એ જ ઉત્તર આપ્યો. મને તકલીફ થશે માટે મંજૂરી નથી. મારો હેતુ ફક્ત એ જ હતો કે, શું ખરેખર એવું કરશે કે મંજૂરી વગર બનાવી લેશે ? પરંતુ તેમણે તો જે મટિરીયલ અને ઈંટો મંગાવી હતી, પરત કરાવી દીધી.

અલ્લાહ તઆલાની માનનાર હંમેશા ખૈરમાં રહે છે. ત્યાં કેટલાક ભણેલા મુસ્લિમોએ એક નિર્મળ કોલોની બનાવી છે, તેમાં એક એક્ષપોર્ટર રહેતા હતા, તેમણે ૩૦૦ વારમાં મોટું બે માળનું ઘર બંધાવ્યું હતું, પણ અકસ્માતે તેમને સંતાનો પાસે કેનેડા જવાનું થયું અને ભારતમાં વેપાર બંધ કરીને જવું પડ્યું. તેમણે તેમના એક મિત્ર જેઓ તબ્લીગી જમાઅતથી સબંધ ધરાવતા હતા તેમને કહ્યું કે, મેં બહુ શોખથી મકાન બનાવ્યું હતું, આ મકાન કોઈ દીનદાર વ્યક્તિ ખરીદી લે તો મને દુઃખ નહીં થાય. તેઓ ખાલિદભાઈના મિત્ર હતા અને ખાલિદભાઈની સમસ્યા તેમને ખબર હતી. તેમણે ખાલિદભાઈને વાત કરી. ખાલિદભાઈએ તેમના પાડોશી હાજી

અબ્દુર્રહમાનથી વાત કરી કે, અમારૂં મકાન ખરીદવું હોય તો અઠવાડિયામાં પૈસા જોઈએ છે. તેઓ ખુશ થઈ ગયા અને અગિયાર લાખ ત્રીજા દિવસે આપવાનો વાયદો કર્યો. બાર લાખમાં તેમણે કોલોનીવાળું મકાન ખરીદી લીધું, જેના નિર્માણમાં પાંચ વર્ષ પહેલાં પચ્ચીસ લાખ ખર્ચ થયા હતા, ખાલિદભાઈએ ખરીદી લીધું. મેં સામાન બહાર નીકળતા જોયો તો સ્તબ્ધ થઈ ગયો. મેં તેમને કહ્યું કે, હું તો ફક્ત આપની પરીક્ષા કરવા માટે ના કહેતો હતો, હવે તમને અહીંથી જવા નહીં દઈએ. તેમણે જણાવ્યું કે, હવે બધું નક્કી થઈ ગયું છે. મને આઘાત લાગ્યો. અંદાજો ન હતો કે, નિર્ણય આટલો જલ્દી થઈ જશે. ઘરે આવીને હું ખૂબ રડ્યો. મને રડતાં જોઈને પત્નીએ કારણ પૂછ્યું તો મેં કારણ જણાવ્યું. તે બોલી : ''સૂર્ય પશ્ચિમથી ઉગી રહ્યો છે ? મુલ્લાજીના જુદા થવાથી તમે રડી રહ્યા છો !''

ખાલિદભાઈએ મને કહ્યું : ''મકાનની દીવાલ દૂર થઈ જવાથી શું થાય છે ? શું અજબ છે, અલ્લાહ તઆલા દિલની દીવાલો મેળવી આપે.'' મેં કહ્યું કે, મારા દિલની દીવાલ તમારા દિલની દીવાલ સાથે ચોંટી ગઈ છે. મને પેલા મવલાના સાહેબનું પ્રવચન અવશ્ય સંભળાવજો. જો ઓડિયો-વિડિયો હોય તો, એટલે દૂર પ્રવચન સાંભળવા ગયા હતા તો પ્રવચન તો ટેપ થયું જ હશે. હું બીજા-ત્રીજા દિવસે તેમની દુકાને જતો રહ્યો. તેમણે કોઈ રીતે સી.ડી. મંગાવીને મને આપી. તે સી.ડી.માં મવલાના સાહેબના પાંચ બયાનો હતા. કરીમનગરનું બયાન તો ન હતું, પણ મહારાષ્ટ્રના એક બયાનમાં પાડોશીઓના એ હક્કોની વાત હતી. બયાનમાં 'આપકી અમાનત' ગેરમુસ્લિમ ભાઈઓને વહેંચવાની વાત કહેવામાં આવી હતી. મેં ખાલિદભાઈ સાથે 'આપકી અમાનત આપકી સેવામેં' પુસ્તક મંગાવ્યું. તે વાંચીને મવલાના સાહેબથી મળવાનું મન થયું. સંપર્ક કરવા માટે કેટલાયે ફોન કર્યા, પણ વાત ન થઈ શકી. ખાલિદભાઈએ 'મરનેકે બાદ ક્યા હોગા' અને 'ઈસ્લામ ક્યા હે ?' પુસ્તકો મંગાવીને આપ્યા અને કુર્આનનો હિન્દી અનુવાદ પણ આપ્યો. મેં બધું જ મંગાવ્યું. અલ્લાહનો કરમ થયો કે એક દિવસ મવલાના સાહેબથી ફોન પર વાત થઈ ગઈ. મવલાના સાહેબે ફોન

પર કલિમો પઢવાનું જણાવ્યું. મેં રૂબરૂ મળીને કલિમો પઢવા પર ભાર આપ્યો, તો મવલાનાએ બે-ત્રણ લોકો વિશે કહ્યું કે, ફોન પર કલિમો પઢ્યો અને એ જ દિવસે અવસાન થઈ ગયું. મૃત્યુ ગમે ત્યારે આવી શકે છે, માટે તમે ફોન પર મારાથી અને ખાલિદભાઈથી કલિમો પઢી લો. મવલાનાએ મારૂં નામ અબ્દુલ્લાહ રાખ્યું.

**સવાલ** : કુટુંબીજનોને તમે જણાવી દીધું ?

**જવાબ** : વાસ્તવમાં ખાલિદભાઈના પેલા મામલાથી મારા બંને દિકરાઓ અને મારી પત્ની ખૂબ જ પ્રભાવિત થઈ ગઈ હતી. અમારા ઘરમાં દરરોજ તેમનું વર્ણન થતું. અમારી મુલાકાતો પણ વધી ગઈ હતી. અલ્લાહપાકનો આભાર છે કે, કુટુંબીજનો મારી સાથે રહ્યા. મારા કહેવાથી બધા મુસલમાન થઈ ગયા. ખાલિદભાઈને બોલાવીને મેં કલિમો પઢાવ્યો, દિકરાઓના નામ 'અબ્દુર્રહમાન' અને 'અબ્દુર્રહીમ' રાખ્યા અને પત્નીનું નામ 'આમિના' ખાલિદભાઈએ જ રાખ્યું.

**સવાલ** : શું તમારા મહોલ્લામાં લોકોને ખબર પડી ગઈ ?

**જવાબ** : મારા પક્ષના લોકોને ખબર પડી તો મુશ્કેલીઓ પડી. એમણે મને ખૂબ જ દબાણ કર્યું. મારી પત્નીએ ઘર છોડીને મુસ્લિમ વિસ્તારમાં રહેવાની સલાહ આપી. અલ્લાહપાકના કરમથી ખાલિદભાઈના પાડોશમાં એક ઘર છોડીને મકાન મળી ગયું. મારૂં મકાન એક પ્રોપર્ટી ડિલરે ખરીદી લીધું. મેં ખાલિદભાઈને કહ્યું કે, તમે તો મારાથી બચવાનો પ્રયત્ન કર્યો હતો, પણ અલ્લાહ તઆલાએ તમારો પાડોશ મારા નસીબમાં લખ્યો છે. અલ્લાહનો શુક્ર છે, અમે ફરીથી પાડોશી બની ગયા.

## જનાબ જાવેદ અહમદથી એક રસપ્રદ મુલાકાત

**સવાલ** : શું આપનું વતન બેંગ્લોર જ છે ?

**જવાબ** : નહિ, અમે લોકો મહારાષ્ટ્રના છીએ. મારી પત્ની ખદીજા નાગપુરની છે. એના પિતા બેંગ્લોરમાં રહેવા લાગ્યા છે.

**સવાલ** : તમારા પિતાજી શું કરે છે ?

**જવાબ** : મારા પિતાજી એક શાળામાં પ્રિન્સિપાલ છે. મેં પૂણેમાં મારું શિક્ષણ પૂરૂં કર્યું. ત્યાં જ બી.ટેક. અને એમ.ટેક. કર્યું. બેંગ્લોરમાં વિપ્રો કંપનીમાં મને નોકરી મળી ગઈ. અલ્લાહનો આભાર છે કે ખૂબ વધારે પૈસા મળે છે.

**સવાલ** : શું તમારી પત્ની પણ નોકરી કરે છે ?

**જવાબ** : કરતી હતી, અલ્હમ્દુલિલ્લાહ મુસલમાન થયા પછી મેં તે નોકરી છોડાવી દીધી.

**સવાલ** : તેમનું શિક્ષણ ક્યાં સુધી છે ?

**જવાબ** : તે પણ એમ.ટેક. છે. બી.ટેક. અને એમ.ટેક.માં ગોલ્ડ મેડાલિસ્ટ છે. તે એક પ્રખ્યાત અમેરિકન કંપનીમાં નોકરી કરતી હતી. બે વર્ષ અગાઉ જ્યારે નોકરી છોડી હતી ત્યારે એક લાખ અઢાર હજાર પગાર મળતો હતો.

**સવાલ** : આટલો મોટો પગાર છોડવા રાજી થઈ ગયા ?

**જવાબ** : જે મહાન વસ્તુ માટે નોકરી છોડી છે, તેની તુલનામાં આ પગારનું કોઈ મહત્વ નથી.

**સવાલ** : તમને ઈસ્લામમાં કેવી રીતે રસ પડ્યો ?

**જવાબ** : આ એક રસપ્રદ ઘટના છે. સને ૨૦૦૭માં હું બેંગ્લોર આવ્યો. શાંતિનગર પાસે એક હોસ્ટેલમાં રહેવા લાગ્યો. અમારી નજદીક મારી પત્ની ખદીજાનું મકાન હતું. સંજોગોવસાત બન્નેવની ઓફિસ પણ એક જ વિસ્તારમાં હતી. અમે બંને દરરોજ એક જ બસમાં જતા હતા. થોડાક દિવસમાં અમારા સબંધ વધી ગયા. મેં મારા ઘરે જઈને ખદીજા (તે વખતે તેનું નામ અંજલિ હતું) લગ્નની ઈચ્છા જાહેર કરી. મારા પરિવારજનો બેંગ્લોરમાં આવ્યા અને છોકરીને ખૂબ પસંદ કરી. અંજલિના કુટુંબીજનો પણ તૈયાર થઈ ગયા અને પછી ૧૨ જાન્યુઆરી ૨૦૦૫ ના રોજ અમારા લગ્ન થઈ ગયા. અંજલિના પિતાજીએ એક સારો ફલેટ દહેજમાં આપ્યો.

હું હોસ્ટેલ છોડીને પત્ની સાથે તેમના ફલેટમાં રહેવા લાગ્યો. મારી

કંપનીમાં જમ્મુ-કાશ્મીરના વસીમભાઈ મારી સાથે નોકરી કરે છે. પૂરી દાઢી સાથે નોકરી કરે છે. ઓફિસમાં પાબંદીથી ઝોહર અને અસરની નમાઝ અદા કરે છે. અમે લોકો તેમને જોઈને શરૂઆતમાં કાશ્મીરી આતંકવાદી સમજતા હતા, પરંતુ જેમ જેમ દિવસો પસાર થતા ગયા, તેમ તેમ સમગ્ર ઓફિસમાં તેમની છાપ એક ખૂબ જ શરીફ અને આદરણીય વ્યક્તિની પડી ગઈ. કદાચ અમારી ઓફિસમાં તેમનાથી વધુ કોઈનો પણ આદર કરતા નથી. તેમના ઉપરી અધિકારીઓ પણ તેમને માન-સન્માન આપે છે અને આ ફક્ત એમની દીનદારીના કારણે છે. તેમની એક બહેન છે, ફિઝિયોથેરાપિસ્ટ છે. એક નર્સિંગ હૉમમાં કામ કરે છે. તે પણ બુરખા અને નકાબ સાથે ત્યાં જાય છે અને એક મુસ્લિમ નર્સિંગ હૉમમાં ફક્ત સ્ત્રીઓને જ કસરત કરાવે છે. આ બંનેવ ભાઈ-બહેન દઅવતનું કામ કરે છે. વસીમભાઈ તક મળતાંની સાથે જ શરૂ થઈ જાય છે. ઓફિસમાં ઘણા લોકોને તેમણે પુસ્તકો અને કુર્આન મજીદ સલામ સેન્ટરથી લાવી આપ્યા છે. મારી ઓફિસમાં મારાથી પહેલાં બે લોકો તેમના પ્રયત્નોથી મુસલમાન થયા છે.

એક રવિવારે તેમણે પોતાના ઘરે લંચ પર આવવાનું આમંત્રણ આપ્યું અને ઘરે બોલાવીને સહાનુભૂતિપૂર્વક ઈસ્લામ સ્વીકારવાનું કહ્યું. મેં કહ્યું : ‘‘હું ઈસ્લામને પસંદ કરૂં છું અને ઈસ્લામ પ્રત્યે મારૂં માનસ બિલ્કુલ સ્પષ્ટ થઈ ગયું છે અને હું સમજું છું કે, ઈસ્લામ એ સાચો ધર્મ છે, પરંતુ મારો પરિવાર અને વિશેષરૂપે મારા શ્વસુર આર.એસ.એસ.ના સંચાલક છે. મારા માટે મુસલમાન બનવું કઈ રીતે શક્ય છે ?’’

તેઓ રડવા લાગ્યા અને બોલ્યા કે, આશિષભાઈ ! મૃત્યુ બાદ ખુદા ન કરે જો ઈમાન વગર મૌત આવી ગયું, તો ફક્ત તમારા સસરા જ નહીં, પણ આખી દુનિયાના નેતાઓ મળીને પણ તમને દોઝખથી બચાવવા ઈચ્છશે તો પણ નહિ બચાવી શકે. માટે સાચા દિલથી કલિમો પઢી લો અને મુસલમાન થઈ જાવ. તમે કોઈને જણાવશો નહીં.

મેં કહ્યું કે, મારે નમાઝ પઢવી પડશે, ઈસ્લામને અનુસરવું પડશે,

નહિતર મુસલમાન થવાથી શું લાભ મળશે ? વસીમભાઈએ કહ્યું : છૂપાઈને જેવી તક મળે કે તરત તમે નમાઝ પઢી લેજો. જો તમે જીવનમાં એક નમાઝ પણ પઢી ન શક્યા, પરંતુ સાચા હૃદયથી કલિમહ પઢીને અંદરથી ઈમાન લઈ આવ્યા, તો હંમેશની દોઝખથી બચી જશો. તેઓ ખૂબ જ સહાનુભૂતિથી મને સમજાવતા રહ્યા. મેં વિવશ થઈને કલિમહ પઢી લીધો. વસીમભાઈએ કહ્યું : દુનિયા માટે નહીં તો આખિરત માટે પોતાનું ઈસ્લામી નામ રાખી લો. મેં કહ્યું કે, તમે જ રાખી દો. વસીમભાઈએ જોગીન્દર આશિષ પાટિલ નામ હોવાથી જાવેદ અહમદ પાટિલ રાખી દીધું. નવરાશ અને લંચમાં તેઓ મને નમાઝ વગેરે શિખવાડવા લાગ્યા. અલ્હમ્દુલિલ્લાહ ! ધીરે ધીરે ઈસ્લામ મારી પ્રથમ પસંદગી બની ગયો અને અલ્લાહનો આભાર છે કે હું પાંચ વખતનો નમાઝી બની ગયો.

**સવાલ** : તમે તમારા ઘરે જાણ કરી ?

**જવાબ** : નહિ, નહિ. છૂપાઈને નમાઝ પઢતો હતો. કપડાં બદલવા માટે બેડરૂમનો દરવાજો બંધ કરી દેતો અને નમાઝ પઢી લેતો. ઘરેથી બહાર મિત્રો સાથે જવાનું બહાનું કાઢીને દૂર મસ્જિદમાં જતો રહેતો અને રમઝાન આવી તો મારે રોઝા રાખવા હતા, તો પેશાબના બહાને ઉઠતો અને કિચનમાં જતો અને દૂધ વગેરે કાંઈ સેહરીમાં લઈ લેતો. ઓફિસથી મોડા પરત આવતો અને રસ્તામાં ઈફતાર કરી લેતો. વસીમ મને અંજલિ પર કામ કરવાનું કહેતા, પણ મારી હિંમત થતી ન હતી કે જો તેણે પોતાના ઘરે કહી દીધું તો તેઓ મને જીવવા નહીં દે. "આપકી અમાનત આપકી સેવામેં" હઝરતનું એક પુસ્તક ઘરે લઈ ગયો અને બેડ પર નાંખી દીધું. હું ન્હાયને આવ્યો તો જોયું કે, અંજલિ વાંચી રહી છે. મને જોઈને બોલી કે, આ તો કોઈ મુસલમાન મોલવીનું લખેલું પુસ્તક છે, આને તમે કેમ વાંચો છો ? હું ટાળી ગયો કે એક મિત્રએ મને બળજબરીથી આપી છે. તમે જોઈ, કેવી જાડી કિતાબ છે ? અંજલિએ કહ્યું : મને પણ આ પુસ્તક અમારી ઓફિસમાં એક છોકરીએ આપ્યું છે. તે પહેલાં ક્રિશ્ચિયન હતી, હવે મુસલમાન થઈ ગઈ છે. મેં તો પરત આપી દીધી છે.

મવલાના અહમદ સાહેબ ! કેટલા સંઘર્ષ સાથે રોઝા રાખ્યા તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. હવે ઈદ આવી. કોઈ રીતે ઈદની નમાઝ તો અદા કરી આવ્યો, પરંતુ ઘરે આવીને રૂમ બંધ કરીને ખૂબ રડ્યો. મારા અલ્લાહ ! મારી ઈદ ક્યારે આવશે ? બધા મુસલમાન તો ઈદ ઉજવે છે, અને હું તો કહી પણ શકતો નથી કે આજે ઈદ છે. બપોર પછી મેં રૂમ ખોલ્યો અને અંજલિને શોધી તો તે બીજા રૂમમાં દરવાજો બંધ કરીને બેઠી હતી. મેં નૉક કર્યું તો થોડીવાર પછી તેણે દરવાજો ખોલ્યો. જોયું તો તેની આંખો સુજેલી હતી. મેં કહ્યું : તું કેમ રડતી હતી ? તો બોલી કે, કોઈ વાત નથી. આજે શું ખબર દિલ પર કંઈક વજન જેવું લાગે છે. બસ, અંદરથી રડવું આવે છે. તમે હેરાન ન થાવ, એવી કોઈ વાત નથી. મેં કહ્યું : ચાલો ડૉક્ટરને મળી લઈએ. તે બોલી કે, અંદર હું મારા રૂમમાં મારા ડૉક્ટરને બતાવવા જ ગઈ હતી. મેં કહ્યું : તારૂં મગજ તો ઠેકાણે છે ને ? અંદર રૂમમાં ડૉક્ટર ક્યાંથી આવ્યો ? તેણે કહ્યું : હા, હા. મારો ડૉક્ટર રૂમમાં છે. મારૂં હૃદય મારૂં ડૉક્ટર છે. હું મારા ડૉક્ટર પાસે મારી બીમારી દૂર કરવા ગઈ હતી અને રડવા લાગી. હું પરેશાન થઈ ગયો. ખૂબ વિચારતો રહ્યો અને ટેન્શન દૂર કરવા એક પાર્કમાં લઈ ગયો.

એક વર્ષ આવી જ રીતે વિતી ગયું. બીજી રમઝાન આવી ગઈ. હું રવિવારે કોઈ બહાનું કાઢીને ઘરથી બહાર જતો રહ્યો. અંજલિ મને પૂછતી કે, બપોરે ઘરે જ જમશો ને ? હું કહી દેતો કે, મારા માટે બનાવતી નહીં, હું મિત્રો સાથે જમી લઈશ. રોઝો ઈફતાર કરીને ઘરે આવતો, પૂછતો કે બપોરે શું રાંધ્યું હતું, તો કહેતી કે બસ, એકલી માટે શું બનાવું ? બસ, ચા વગેરે લઈ લીધું. હું વિચારતો કે આ બિચારી મારા કારણે ભૂખી રહી ગઈ. ઈદ આવી તો અમારા બંનેની એક જ પરિસ્થિતિ હતી. હું અલગ રૂમ બંધ કરીને પોતાના રબથી મારી ઈદ ન હોવાની ફરિયાદ કરતો. તેણી પણ ગત વર્ષની જેમ જ બીજા ઓરડામાંથી રડતી રડતી બહાર આવી. હવે મને તેના પ્રત્યે ચિંતા થવા લાગી. એને કોઈ માનસિક રોગ તો નથી ને ? તે ગમે ત્યારે રૂમ બંધ કરી લેતી.

ઈદના બે મહિના પછી એક દિવસે રવિવારે બપોરે તે રૂમમાં ગઈ અને રૂમ બંધ કરી દીધો. હવે હું વ્યાકુળ થઈ ગયો. સંજોગોવસાત્ બારી થોડી ખુલ્લી રહી ગઈ હતી. મેં અંદર જોયું તો તે નમાઝ પઢી રહી હતી. નમાઝ પછી ખૂબ જ આજિઝી સાથે તે દુઆઓ કરી રહી હતી. તે પછી તેણે પર્સમાંથી કુર્આન મજીદ કાઢ્યું અને ચુંબન આપ્યું અને તિલાવત કરી. મારી ખુશી બસ જોવા લાયક હતી. હિંમત કરીને પોતાની જાત પર સંયમતા જાળવી. આશરે એક કલાક પછી તે રૂમમાંથી બહાર આવી તો મેં તેને પૂછ્યું : "અંજલિ, તમે મારાથી કંઈક છૂપાવી રહ્યા છો. સાચું કહો, કોઈ પરેશાની છે ?" તે વિવશ થઈને ખૂબ રડવા લાગી. મેં ખૂબ જોર આપ્યું કે તમે મારાથી પણ કંઈ સંતાડશો તો પછી પોતાના દિલની સ્થિતિ કોને કહેશો ? મેં કહ્યું કે, જો તમે આજે તમારી પરિસ્થિતિ મને નહીં જણાવી તો હું આત્મહત્યા કરી લઈશ.

અંજલિએ કહ્યું : મારે જે સમસ્યા છે, જો તે તમને જણાવી દીધી તો મને ઘરમાંથી બહાર કાઢી મૂકશો. મેં કહ્યું : કેવી વાતો કરો છો ? હું તમને છોડી દઈશ ? તમને ખબર નથી કે હું તમને કેટલો પ્રેમ કરૂં છું. અંજલિએ કહ્યું કે, જો વાત સત્ય હોય તો લખી આપો. મેં કહ્યું કે, લોહીથી લખી આપું ? તેણે કહ્યું : નહીં, પેનથી લખી આપો. તે મારાથી વિંટળાઈ ગઈ અને કહ્યું કે, **મારા વ્હાલા પ્રિય ! મેં આખી દુનિયાને સુંદરતા અને પ્રેમ આપનાર એકલા માલિકથી મિત્રતા કરી લીધી છે, અને આતંકવાદથી બદનામ ધર્મ ઇસ્લામ સ્વીકારી લીધો છે. અને હવે હું અંજલિ નહીં બલ્કે ખદીજા બની ચૂકી છું. તમે લખી તો આપ્યું છે, પરંતુ તમારી મરજી. ઇસ્લામ સ્વીકારશો તો સારૂં છે, નહીં તો તમારા જેવા એક હજાર સગા મને છોડી દેશે તો મને ઈમાન અને ઇસ્લામ ખાતર મંજૂર છે. અને હવે એ પણ સાંભળી લો કે, નિર્ણય આજે જ કરી લો.** હવે હું મુસલમાન છું, કોઈ કાફિર અને ગેરમુસ્લિમ પતિ સાથે રહેવું હરામ છે. હવે જો તમારે મારી સાથે જીવવું-મરવું હોય તો ફક્ત એક જ માર્ગ છે કે તમે મુસલમાન થઈ જાવ, નહિતર આજ પછી તમે મને છોડો કે નહિં

છોડા, હું તમને છોડી દઈશ.

હું તેને સહજતાથી ચોંટી ગયો. **મારી ખદીજા ! જો તમે ખદીજા બની ગયા છો, તો તમારો આશિષ તો ક્યારનોય જાવિદ બની ચૂક્યો છે.** તે ખુશીથી બોલી : ક્યારથી ? તો મેં કહ્યું કે, ૩ જાન્યુઆરી ૨૦૦૪ થી. તેણે કહ્યું : કઈ રીતે ? મેં વિગતવાર ઘટનાક્રમ જણાવ્યો, તો તેણે કહ્યું કે, ૧લી જાન્યુઆરી ૨૦૦૪ના રોજ ખદીજા મુસલમાન બની હતી. તેની ઓફિસની એક ઈસાઈ છોકરી જે મુસલમાન બનીને આઈશા થઈ ગઈ હતી, તેણે કલિમો પઢાવ્યો.

**સવાલ** : માશાઅલ્લાહ ! ખરેખર નૉવેલ જેવી રસપ્રદ ઘટના છે. તમારા લોકોને કેટલી મજા આવી હશે ?

**જવાબ** : ખદીજા પણ બે વરસ સુધી રમઝાનના રોઝા રાખતી રહી અને સંતાઈને નમાઝ પઢતી રહી. ઈદના દિવસે બંને છૂપાઈને રડતા હતા અને એકબીજાથી છૂપાવતા હતા. તે પછી જ્યારે ઈદ આવી તો બસ ઈદ હતી. બે વર્ષ ઈદ પર રડવાને યાદ કરીને અમે હસતા રહ્યા. અલ્હમ્દુલિલ્લાહ !

**સવાલ** : હવે તમારા પરિવારજનોને ખબર પડી ગઈ કે નહિ ?

**જવાબ** : મારા પરિવારજનોને ખબર પડી ગઈ. મારો નાનો ભાઈ અને માતા અલ્હમ્દુલિલ્લાહ, મુસલમાન થઈ ગયા છે. પિતાજી ઈસ્લામનું અધ્યયન કરી રહ્યા છે. ઈન્શાઅલ્લાહ તેઓ પણ ઈસ્લામમાં આવી જશે. હમણાં ખદીજાએ પોતાની નાની બહેનને જણાવ્યું છે. તે અમારા ઘેર આવીને ઈસ્લામ વિશે વાંચન કરી રહી છે, તેમના કુટુંબીજનો માટે દુઆ કરશો.

**સવાલ** : માશાઅલ્લાહ ! તમારી વાર્તા સરસ છે, ખૂબ મજાની છે. હવે તમારી ગાડીનો સમય થઈ ગયો છે, વાંચકો માટે કોઈ સંદેશો આપશો ?

**જવાબ** : બસ, અમારા કુટુંબીજનો માટે દુઆની વિનંતી છે અને તમે દુઆ કરો કે અમે આપણાં હઝરતથી જીવનની દાવત માટે વકફ કરવાની જે પ્રતિજ્ઞા લીધી છે, અલ્લાહ તઆલા અમારાથી કંઈક કામ લઈ લે.

# જનાબ ઉમરફારૂકથી મુલાકાત

**સવાલ :** ઈસ્લામ સ્વીકાર કઈ રીતે કર્યો અને કેમ ?

**જવાબ :** મને યાદ નથી પણ બાળપણથી જ મારી અંદર સત્યની શોધ અલ્લાહ તઆલાએ મારામાં મૂકી હતી. ધાર્મિક હિન્દુનો દીકરો હોવાથી મને પોતાના મંદિર અને આશ્રમ સિવાય જુદા જુદા ધાર્મિક કાર્યક્રમમાં જવું પડતું હતું. કેટલાય સત્સંગના કાર્યક્રમમાં ગયો. આર્યસમાજના મંદિરોમાં જવાનું થતું. **હું જોતો કે કોઈ હનુમાનની પૂજા કરે છે, કોઈ રામની કથા કરે છે, કોઈ જાગરણ કરે છે, કોઈ શિવજીની પૂજા કરે છે, કોઈ મૂર્તિપૂજાને પાપ કહીને હવન કરે છે, કોઈ ગુરૂને જ સઘળું સમજે છે, તો કોઈ ધ્યાન અને મુરાકબાને ખુદા સુધી પહોંચવાની તાલીમ આપે છે.** અને સૌ કોઈ કહેતા કે, રસ્તા બધા છે, પરંતુ મારો રસ્તો વધુ સારો છે. તે સૌની સાથે મારા મનમાં એ વાત આવતી હતી કે, કોઈ એક માલિક છે, જે આ બધાથી સર્વોચ્ચ છે. તે દરેક જગ્યાએ છે અને દરેકની સાંભળે છે. હું એકાંતમાં પોતાના માલિકને ધીમેથી કહેતો અને આ રીતે વારંવાર કહેવાની મજા દિન-પ્રતિદિન વધતી ગઈ. કેટલીયે વાર હું જંગલમાં રાત્રે નીકળી જતો. એકાંતમાં જઈ માલિકથી ખૂબ વાતો કરતો, ખૂબ પ્રાર્થનાઓ કરતો. જેમ જેમ આ હાલત મારી થતી ગઈ, તેમ તેમ મંદિરો અને દેવતાઓથી મારૂં દિલ દૂર થતું ગયું. મારા હાદી અને રહીમ રબે મને હિદાયત આપવા માટે **"ઈહ્દિનસ્સિરાતલ મુસ્તકીમ"**ની દુઆ પણ કોઈ ગુરૂ અને દાઈ વિના શિખવાડી. હું જંગલમાં જતો અને દુઆઓ કરતો કે મને પોતાની તરફ મુક્તિમાર્ગ દેખાડી દે અને આંખોથી અશ્રુ વહેવા લાગતા. ખૂબ ખૂબ વાર સુધી રડતો રહેતો અને આ રડવાને માલિકની મહેરબાની સમજતો. જ્યારે દુઆ માંગતાં આંખમાં આંસુ ન આવતા તો હું કોઈ પાપની સજા સમજતો અને માલિકથી ખૂબ તૌબા કરતો.

આ દરમિયાન એક વાર અજમેરના એક ચર્ચમાં ઈસાઈઓના કાર્યક્રમમાં મને બોલાવવામાં આવ્યો. ત્યાં મને મુખ્ય મહેમાન તરીકે

બોલાવવામાં આવ્યો હતો. ત્યાં અમને બાઈબલ ભેટ આપવામાં આવી. મેં તેને વાંચી અને વિચાર આવ્યો કે મારે અન્ય ધર્મોના પુસ્તકો કુર્આન મજીદ અને ગુરૂગ્રંથ વગેરે પણ વાંચવા જોઈએ. એક વાર અમે દિલ્હીમાં શતાબ્દીથી અજમેર-પુષ્કર માટે પ્રવાસ કરી રહ્યા હતા. મારી પાસે એક ડૉક્ટર સાહેબ જેમનું નામ જમશેદ ફલાહી હતું, આવ્યા. તેમની સાથે વાતો થવા લાગી. મને જાણ થઈ કે તેઓ નાગોરના છે અને અમારા મંદિરની નજીકના મહોલ્લામાં રહે છે. મેં તેમને કુર્આન મજીદ હિન્દી અથવા અંગ્રેજીમાં વાંચવા આપવા કહ્યું. તેમણે કહ્યું કે, અઠવાડિયા પછી નાગોર પહોંચીને આપને કુર્આન મજીદ પહોંચાડી દઈશ. મેં તેમને ફોન કર્યો અને તેમના ઘરે પહોંચી ગયો. તેમણે મને અંગ્રેજી અનુવાદ પિકથોલનું કુર્આન મજીદ થોડાક દિવસ માટે આપ્યું. કુર્આન મજીદ વાંચવાનું શરૂ કર્યું તો મને લાગ્યું કે કોઈ તરસ્યાને પાણી મળી ગયું. મેં દિલ્હીમાં ફરીદ બુક ડેપોથી ફોનથી સંપર્ક કર્યો. કુરિયરથી કુર્આન મજીદની કોપી કોઈ પણ કિંમતે મોકલવાની વિનંતી કરી. કોઈ સઈદ સાહેબથી ફોન પર વાત થઈ હતી. તેમણે મફતમાં પોતાના તરફથી કુર્આન મજીદ મોકલી આપ્યું. મેં ડૉક્ટર જમશેદનું કુર્આન મજીદ પરત કર્યું. કુર્આન મજીદ વાંચ્યા પછી મને માર્ગ પસાર કરવામાં કોઈ મુશ્કેલી નડી નહિ. **"ઈહદિનસ્સિરાતલ મુસ્તકીમ, સિરાતલ્લઝી-ન અન્અમ્ત અલયહિમ"** વિસ્તારથી મારી સમજમાં આવી ગયું અને હવે મારા શિર્કિય્યહ તંત્ર વિશે **"ગયરિલ મગદૂબિ અલયહિમ વલદ્દાલ્લીન"** કહેવા અને સમજવા સિવાય કોઈ મંતવ્ય રહ્યું નહીં. મેં નક્કી કર્યું કે, મારે ઈસ્લામ સ્વીકારવો છે.

હું કુર્આન મજીદ વાંચતો રહ્યો. મને સંતોષ થઈ ગયો કે, ઈસ્લામ જ અલ્લાહનો ધર્મ છે. હું દુઆ કરવા લાગ્યો. મારા માલિક ! આપે મને જણાવી દીધું કે, ઈસ્લામ જ ખરો મુક્તિ માર્ગ છે, હવે આપ જ આને મારા માટે સરળ બનાવી દો. આ દરમિયાન મેં ઘણા સ્વપ્નાં જોયાં. ક્યારેક જોતો કે હું નમાઝ પઢી રહ્યો છું, ક્યારેક જોતો કે અઝાન આપી રહ્યો છું. બે વાર જોયું કે, એહરામ પહેરીને તવાફ કરી રહ્યો છું. પછી મારા અલ્લાહે મારા

માટે માર્ગ મોકળો કર્યો. મારા એક શિષ્ય મારા મંદિરના ટ્રસ્ટી પણ હતા અને આંધ્રમાં વેપાર કરતા હતા. તેઓ એક વાર પ્રવાસેથી આવ્યા તો જણાવ્યું કે, મારા એક ગ્રાહક સાથે આદિલાબાદ એક કાર્યક્રમમાં ગયો હતો, જેમાં યુ.પી.ના એક મહાન વિદ્વાન ધાર્મિક ગુરૂ મવલાના કલીમ સિદ્દીકીજી આવ્યા હતા. તેમણે હૃદયને સ્પર્શ કરનાર એવું ભાષણ આપ્યું અને વક્તવ્યના અંતે સૌ લોકોને એક માલિકને માનવાની અને અંતિમ સંવિધાન કુર્આન મજીદને માનવાની શપથ અપાવી અને ત્યાં તેમનું પુસ્તક ''આપકી અમાનત'' પણ લોકોને વહેંચવામાં આવ્યું. તે પુસ્તક મને આપ્યું અને છેલ્લે કલિમો દેખાડ્યો કે, આ કલિમો તેમણે સૌ લોકોને સાચી આત્માથી પઢવાનું કહ્યું. તેમણે મને જણાવ્યું કે, ગુરૂજી આ કલિમો પઢીને મને મોટી શાંતિ મળી અને મને એવું લાગ્યું કે, મેં મોટા પાપથી તૌબા કરી છે. તેમણે મને કહ્યું કે, પછી મવલાનાએ કોઈ પીર-ફકીર, દરગાહ, દેવી-દેવતા, મૂર્તિની પૂજાથી બચવાની તાકીદ કરી. મેં પુસ્તક લઈને વાંચી નાંખ્યું. તેનો દરેક શબ્દ કુર્આન પઢવાને કારણે મારા અંતરનો અવાજ હતો. પુસ્તક પર જે ફોન નંબર લખેલા હતા, તેના પર સંપર્ક કરી મેં હઝરતનો ફોન નંબર પ્રાપ્ત કર્યો. મેં ફોન કરવા પ્રયત્ન કર્યો, પણ સંપર્ક થયો નહીં. મેં એસ.એમ.એસ. કર્યો કે, ઈસ્લામ સ્વીકારવા માટે સંપર્ક સાધવા ઈચ્છું છું. સાંજે હઝરતનો ફોન આવ્યો. આશરે ૧૦ મિનિટ વાત થઈ. જ્યારે હઝરતને ખબર પડી કે, ખત્ના પણ થઈ ચૂકી છે, તો તેમણે મને દિલ્હી બોલાવ્યો અને ફોન પર જ કલિમો પઢાવ્યો.

## અસગરભાઈથી મુલાકાત

હું હરિયાણાના ભવાની જિલ્લાનો રહેવાસી છું. ભવાની વિશે આપને ખબર હશે, હરિયાણાનો એવો વિસ્તાર છે કે જે દીનની દૃષ્ટિએ બિલ્કુલ પછાત છે. હું પોતે એ જિલ્લાના એવા પરિવારનો સભ્ય છું, જે મુસ્લિમ વિરોધીઓમાં સમગ્ર જિલ્લામાં પ્રખ્યાત છે. ૧૯૪૭માં જ્યારે દેશનું વિભાજન થયું તો હરિયાણા જે તે સમયે પંજાબમાં હતું. આપને જાણ હશે કે કેટલી કત્લેઆમ થઈ હતી. જે લોકો ભવાની જઈને પાકિસ્તાન જતા

હતા, લોકો રસ્તે ચાલતા ટોળાને રોકીને મારી નાંખતા હતા. ભવાનીમાં જે લોકો આ કામ કરી રહ્યા હતા, તે સૌ જુથના મારા દાદા નેતા હતા. તેમનું નામ ચૌધરી છોટુરામ હતું. ક્રૂરતાથી તેમણે કેટલાયે મુસ્લિમોને મારી નાંખ્યા. આજુબાજુના ઘણા લોકો ગામ છોડીને પાકિસ્તાન જતા રહેલા. તે ગામોમાં જઈને મસ્જિદોના મીનારા અને ગુંબજો તોડતા હતા.

**સવાલ** : આવા ઈસ્લામ દુશ્મનના ઘરમાં આપને અલ્લાહ તઆલાએ કઈ રીતે હિદાયત આપી ?

**જવાબ** : મારી માં દર મંગળવારે વ્રત રાખતા અને હનુમાન મંદિરે જતા. થોડાક દિવસ પછી શિવજી અને પછી શનિની પૂજા કરવા લાગ્યા. એક પછી એકની પૂજામાં લાગેલા રહેતા અને મને લાગતું કે, તેઓ ડરતા હતા કે બીજો દેવતા નારાજ ન થઈ જાય. હું જરા મોટો થયો તો મને લાગ્યું કે આટલા બધા દેવતાઓની પૂજા કરવાથી તેઓ મુસીબતમાં ફસાતા જાય છે. અમારા ગામમાં એક મસ્જિદ હતી, જે મસ્જિદમાં ગામના કેટલાક મુસલમાનો જેઓ શુદ્ધિ પછી હિન્દુ બની ગયા હતા, છાણ અને ભૂસું ભરી રાખ્યું હતું. હું માતા સાથે મંદિરે જતો, તો રસ્તામાં મસ્જિદ આવતી હતી. મને તે વેરાન મસ્જિદ જોઈને ખૂબ દયા આવતી હતી. શી ખબર આ ક્યા દેવતાની મસ્જિદ હશે. એક દિવસે હું મસ્જિદમાં ગયો, ત્યાં કોઈ નહોતું. બસ, છાણ અને ભૂસું હતું. મસ્જિદમાં જઈને શોધ્યું કે, મૂર્તિ હશે ખર, ભલે ભાંગેલી-તૂટેલી હશે, જેની પૂજા મુસ્લિમો અહીં આવીને કરતા હશે.

**સવાલ** : શું આપને ખબર હતી કે આ મસ્જિદ મુસલમાનોની છે ?

**જવાબ** : હા, એ તો મને ખબર હતી કે, જે રીતે અમારા મંદિર હોય છે, મુસલમાન પોતાના ભગવાનના મંદિરને મસ્જિદ કહે છે. મેં બહાર નીકળીને લોકોને પૂછ્યું કે, મુસલમાનો ક્યા દેવતાને માને છે ? મસ્જદ પાસે એક વૃદ્ધા રહેતી હતી, જે થોડુંક કુર્આન પઢેલી હતી. તે જુની મુસલમાન છે. હું તેમની પાસે ગયો અને પૂછ્યું કે, **મસ્જિદમાં ક્યા દેવતાની પૂજા થાય છે અને તેની કેવી મૂર્તિ હોય છે. તેમણે જણાવ્યું કે, દીકરા !**

**મસ્જિદમાં મૂર્તિ પૂજા થતી નથી. આ તો અલ્લાહનું ઘર છે, જે સમગ્ર વિશ્વનો માલિક છે. બધા જ મુસલમાનો ફક્ત તે એકલાની જ પૂજા કરે છે. મેં પૂછ્યું કે, જ્યારે તેની મૂર્તિ નથી તો અગરબત્તી અને ચઢાવો કઈ રીતે ધરવામાં આવે છે ? તેમણે કહ્યું : દીકરા ! તે દરેક સ્થળે હાજર છે. તેને અગરબત્તી કે ચઢાવાની જરૂરિયાત નથી. દિલથી તેના પર વિશ્વાસ મૂકીને તેની સમક્ષ પોતાનું માથું નમાવીને પોતાની બંદગી વ્યક્ત કરવામાં આવે છે.** આ અગરબત્તી તો બધું ઢોંગ અને આડંબર છે. પૂજા તો હૃદયથી થાય છે. આ મૂર્તિ જે કૂતરાને ખસેડી શકતી નથી, માખીને ઉડાવી શકે નહીં, તે પૂજાને લાયક કઈ રીતે હોઈ શકે? દીકરા, આ બધા લોકો ગેરમાર્ગે છે. પૂજનીય તો ફક્ત તે એકલો જ છે.

મને તે વૃદ્ધાની વાત સ્પર્શી ગઈ. મેં મારી માતાને કહ્યું કે, મંદિર ત્યજીને મસ્જિદે જઈએ. બસ, તે એકલા માલિકની પૂજા કરીશું. તું કેટલી મુસીબતમાં છે. એકની પૂજા કરે છે તો કેટલી ડરે છે કે બીજાને જાણ ન થાય ! માતાએ તેને ધમકાવ્યો. કોઈ દેવતા નારાજ થઈ જશે તો તને શ્રાપ લાગી જશે. તેમની સાથે ઘણીવાર સુધી મેં ચર્ચા કરી, તેઓ મને ધમકાવતા રહ્યા. પરંતુ મારા દિલને મસ્જિદમાં પૂજાની વાત સ્પર્શી ગઈ. મસ્જિદ જેના કબ્જામાં હતી, તેનું નામ રામચંદ્ર હતું. તેના પિતા ૧૯૪૭માં શુદ્ધિ થઈને હિન્દુ બની ગયા હતા. મસ્જિદના મેહરાબ સામે થોડોક ભાગ ખાલી રહેતો હતો. મેં તેને જઈને પૂછ્યું કે, અહીં સામાન કેમ નથી મૂકતા ? તેણે કહ્યું કે, મારા પિતાજી જ્યારે પણ અહીં કંઈક મૂકતા હતા ત્યારે કંઈ ને કંઈ થઈ જતું હતું. એક વાર તેમનો પગ ભાંગી ગયો, અહીં ભેંસ બાંધી તો મરી ગઈ. માટે તેમણે જગ્યા ખાલી જ રાખી. મેં કહ્યું કે, આ જગ્યા ધોઈને અગરબત્તી કરી શકું ? તેણે કહ્યું : હા, કરી શકો છો. મેં તે જગ્યાએ જઈને સાફ-સફાઈ શરૂ કરી દીધી અને દરરોજ ત્યાં જઈને અગરબત્તી સળગાવતો અને આંખો મીંચીને બેસી જતો અને માલિકને મનમાં ને મનમાં નમન કરતો. મારા હૃદયને શાંતિ પ્રાપ્ત થતી. મસ્જિદનો પ્રેમ મારા દિલમાં વધતો ગયો અને મારા દિલમાં એ વાત બેસી ગઈ કે, પૂજા ફક્ત એકનો જ અધિકાર છે.

અમારા ગામમાં કોઈ મુસલમાન રહ્યા નહોતા. ૫૦-૬૦ ઘર મુસલ-માનોના હતા તે સૌ શુદ્ધિ કરીને હિન્દુ બની ગયા હતા. હવે મને કોઈ મુસલમાનથી મળવાની ઈચ્છા થઈ. માટે હું દાંસી ગયો. ત્યાં એક મસ્જિદમાં ગયો. એક સજ્જન નમાઝ પઢી રહ્યા હતા, તેમની સાથે મુલાકાત કરી તો તેમણે ઈસ્લામ વિશે મને થોડીક સમજ આપી. મેં મુસલમાન બનવાની ઈચ્છા વ્યક્ત કરી તો તેમણે દિલ્હી જવાની સલાહ આપી. ત્યાં કામ ન થયું તો પાનીપત ગયો. મસ્જિદની બહાર પુસ્તકો વેચાઈ રહ્યા હતા. મેરી નમાઝ, મરનેકે બાદ ક્યા હોગા ? જન્નતકી કૂંજી, દોઝખકા ખટકા વગેરે પુસ્તકો ખરીદીને લાવ્યો અને બધા પુસ્તકો વાંચી લીધા. તે પછી હિન્દી કુરૂઆન મજીદ લાવ્યો અને મહદ્અંશે ઈસ્લામ સમજવા લાગ્યો. ચૂપચાપ નમાઝ પણ પઢવા લાગ્યો. મારા માં-બાપને મારૂં ઈસ્લામ તરફ પ્રેરાવવું ખરાબ લાગ્યું. મારૂં ભણતર પણ પ્રભાવિત થયું. મને સ્વપ્નમાં ક્યારેક બયતુલ્લાહ દેખાતો, ક્યારેક મદીના અને ક્યારેક જન્નત પણ દેખાતી હતી.

**સવાલ :** આપની પત્ની આપના મુસલમાન બનવા સમયે આપની સાથે હતી ?

**જવાબ :** મવલાના સાહેબ, મારા જીવનની કથા ઘણી લાંબી દાસ્તાન છે. તે વિશે વાત કરવાનો સમય નથી. મેં મારી પત્નીને રાજી કરી લીધી હતી. જમાઅતથી પરત આવીને મારી પત્નીને લઈ હિસાર શહેરમાં રહેવા લાગ્યો. મેં મારી પત્નીને હિસારમાં યુનિવર્સિટીના એક પ્રોફેસરના ઘરે મૂકી અને ત્યાંથી મશ્કત જતો રહ્યો. અલ્લાહનો આભાર છે કે, કમાણીથી મેં ઘર પણ બનાવી લીધું. ત્યાં રહીને દાઢી રાખી લીધી. ત્યાં હું દસ વર્ષ રહ્યો. દર વર્ષે રજાઓમાં આવી જતો. આ દરમિયાન પાંચ સંતાનો (૩ પુત્રો અને ૨ પુત્રીઓ) થયા. આ દરમિયાન પિતાજીનું અવસાન થઈ ગયું તો મને ઘણો આઘાત લાગ્યો અને થયું કે જો હું મશ્કતમાં રહ્યો તો મારો સમગ્ર પરિવાર કુફ્ર પર મરી જશે. અહીં બાળકોના શિક્ષણની પણ સમસ્યા હતી, માટે ભારત પરત આવી ગયો. મશ્કતમાં મારી કમાણી ઘણી સારી હતી. હું ત્યાંથી પરિવારજનોની ખૂબ સેવા કરતો હતો, ત્યાંથી જ્યારે પણ આવતો તો ભાઈ-બહેનો અને સંતાનો માટે ઘણી ભેટસોગાદો લઈને આવતો. કુટુંબના

લોકોની માંદગી અને શિક્ષણ પાછળ ખૂબ ખર્ચ કરતો હતો. મશ્કતમાં રહીને પરિવારજનો માટે ખૂબ ખૂબ દુઆઓ કરતો. ત્યાંથી પરત આવ્યો તો મારી પાસે ઘણા પૈસા હતા. મકાન બાંધકામનો ધંધો શરૂ કર્યો. ધંધામાં એક ભાઈ અને બે ભત્રીજાને સાથે લીધા. મારા અલ્લાહનો એવો કરમ થયો કે આગમન પછી ચાર વર્ષની મહેનતમાં મારી માં, મારા બન્ને ભાઈઓ અને તેમના ૬ બાળકો, મારી ત્રણેય બહેનો, તેમના પતિ અને આઠ બાળકો બધા જ ઈસ્લામમમાં આવી ગયા. મેં ગામ આવીને ઘર બનાવી લીધું. હવે મને મસ્જિદની આવશ્યક્તા લાગી તો તે મસ્જિદને આઝાદ કરાવવાની ચિંતા થઈ, જેનાથી મને પ્રેમ હતો. મેં રામચંદ્ર સાથે વાત કરી અને બે લાખમાં સોદો કર્યો. નમાઝ માટે હાંસીથી એક હાફિઝ સાહેબને પ્રથમ નમાઝ પઢાવવા માટે બોલાવ્યા અને નમાઝ પઢાવવામાં આવી.

## જનાબ મુહમ્મદ સમીરથી એક મુલાકાત

**સવાલ** : સમીર, આપ પોતાના વિશે કંઈક જણાવો.

**જવાબ** : અહમદભાઈ, હું હરિદ્વારનો રહેવાસી છું અને બે વર્ષ અગાઉ મેં ઈસ્લામ સ્વીકાર કરેલ છે. મારૂં જુનું નામ મનોજકુમાર શર્મા હતું. અમે ચાર ભાઈ-બહેન છીએ. એક મોટી બહેન છે અને બે ભાઈઓ મારાથી નાના છે. ઘરમાં દાદા, કાકા છે. પિતાજીનું છ માસ પહેલાં અવસાન થયું છે. મારૂં શિક્ષણ નવ ધોરણ સુધીનું છે, મને ભણવાનો ઘણો શોખ હતો અને મારી ઈચ્છા હતી કે હું ડૉક્ટર બનું. પરંતુ મારા પરિવારજનો મને પંડિત બનાવવા ઈચ્છતા હતા, જેના કારણે તેમણે મારૂં ભણતર છોડાવી મારા દાદાજીની ધર્મશાળા શિવરામપુરમાં ભણવા માટે મોકલી દીધો. મારા દાદા ઘણા સારા વૈદ (હકીમ) તરીકે જાણીતા છે અને ધર્મશાળામાં લોકોનો ઉપચાર પણ કરે છે.

અહમદભાઈ, કુટુંબીજનો મને પંડિત બનાવવા માંગતા હતા, પરંતુ મારા અલ્લાહે મને કહ્યું કે, તને પંડિત તો બનાવીશું, પણ એક સફળ પંડિત. મારા અલ્લાહે મને પંડિત બનાવવાના પ્રયત્નમાં જ મને હિદાયત

આપી દીધી. હું ધર્મશાળાના લોકોનો ખૂબ વહાલો હતો. તેનું કારણ એ હતું કે, હું મૂર્તિઓની સફાઈ કરતો રહેતો હતો અને લોકોની ઘણી સેવા કરતો હતો. એક દિવસ મારા મનમાં વિચાર આવ્યો કે, હું આ મૂર્તિઓ પાસે હંમેશ રહું છું અને તેમની સેવા કરૂં છું, પરંતુ આ મારી સાથે વાત કરતી નથી. કદાચ મારાથી નારાજ હશે. **હું રાત્રે ઉઠીને મૂર્તિઓ પાસે ગયો અને તેમની સમક્ષ ખૂબ રડ્યો અને મારી ઈચ્છા કહેતો રહ્યો, પરંતુ મારી કોઈએ સાંભળી નહીં. ત્રણ રાત સુધી ધર્મશાળાઓની સૌથી મોટી મૂર્તિ જે શિવશંકરની હતી, તેની સામે આજિઝી કરતો રહ્યો. તેણે મારી કોઈ વાત સાંભળી નહીં. મને થયું કે, કદાચ શિવશંકર મારાથી નારાજ છે. ચાલો અન્ય મૂર્તિઓથી વાત મનાવી લઈશ, કદાચ તે મારાથી રાજી થશે. પરંતુ કોઈએ મારી વાત સાંભળી નહીં.**

મને વિચાર આવ્યો કે, આ મૂર્તિઓ કંઈ નથી. જો તેમનામાં કોઈ વાત હોત તો મારી વાત અવશ્ય સાંભળવામાં આવતી. મને મનમાં વિચાર આવ્યો કે, મારા ગુરૂને આ વિશે વાત કરવી જોઈએ. મને એટલી બેચેની હતી કે, રાત્રે જ ગુરૂને જગાડ્યા અને તેમને વાત જણાવી તેમને પૂછ્યું કે, આ મૂર્તિઓ ખરી છે ? તેમણે કહ્યું કે, આ બધું અંધશ્રદ્ધા છે, આ મૂર્તિઓમાં કશું જ નથી. મેં ગુરૂજીને કહ્યું કે, તો પછી આપણે બધા તેમની પૂજા કેમ કરીએ છીએ ? અને લોકોને પણ પૂજા કરાવીએ છીએ ? તેમણે જવાબ આપ્યો કે, જો આપણે લોકોને વાસ્તવિક્તા જણાવીશું તો આપણી વાત નહીં માને. આપણને ધર્મશાળામાંથી તગેડી મૂકશે. માટે જે ચાલે છે તે ચાલવા દો. મેં તેમને પૂછ્યું કે, પછી વાસ્તવિક્તા શું છે ? તેમણે મને જણાવ્યું કે, **એક ઋષિ આવશે, વેદોમાં મુહમ્મદ અને અહમદનું નામ મેં સાંભળ્યું હતું, પરંતુ ગુરૂજીએ કહ્યું કે, તેઓ ૧૮૦૦ વર્ષ પછી આવશે. એક દિવસે મેં ઓરડામાં જઈ વેદનું અનુવાદ વાંચ્યું, તો તેમાં ૧૮૦૦ વર્ષનું કોઈ વર્ણન ન હતું, બલ્કે તેમાં એવું હતું કે, તેઓ બૂરાઈઓ ખતમ કરી દેશે.** મેં તેમને પૂછ્યું કે, તેઓ ક્યારે આવશે ? મેં હઠ કરી કે જણાવો એ ક્યારે આવશે? વેદમાં તો એમના આગમનની વાત તો છે, ૧૮૦૦

વર્ષનું કોઈ વર્ણન નથી. તેમણે મને કહ્યું કે, સમજો, તેઓ આવી ચૂક્યા છે અને તેઓ એવી એવી જગ્યાએ આવી ગયા છે અને તેમણે બદીઓનો ખાતમો પણ કરી દીધો છે. મેં કહ્યું : ક્યાં ખાતમો કર્યો છે ? બધી બદીઓ તો એમ ને એમ જ છે. તે પછી ત્યાં મારૂં મન લાગ્યું નહીં.

મેં પરિવારજનોને ભણવાની જીદ કરીને ધર્મશાળા છોડી દીધી અને દહેરાદૂનમાં એમ.એમ.ઈમ્ટર કૉલેજમાં એડમિશન લઈ લીધું. ત્યાં મારી દોસ્તી એક ઈસાઈના છોકરા સાથે થઈ ગઈ. મેં તેને પૂછ્યું કે, તમે પૂજા કઈ રીતે કરો છો ? એક દિવસ તે મને ચર્ચમાં લઈ ગયો. ત્યાં એક ચિત્ર હતું. તેણે કહ્યું કે, અમે આની પૂજા કરીએ છીએ. મને લાગ્યું કે, આ તો બિલ્કુલ અમારી જેમ જ છે. મારૂં મન વાસ્તવિક્તા જાણવા વ્યાકુળ રહેવા લાગ્યું. પરિવારમાં કોઈએ કહી દીધું કે આ અન્ય ધર્મો વિશે જાણકારી મેળવતો રહે છે. હું ઘરે ગયો તો મને ઠપકો આપવામાં આવ્યો. મને આ ઠપકાથી ઘણી નિરાશા થઈ. હું ફરી કોલેજ ગયો. એક દિવસ મારો ઈસાઈ મિત્ર એક મુસ્લિમ છોકરાને મારી પાસે લઈ આવ્યો. તેનું નામ સલમાન હતું. જ્યારે પણ તેની સાથે મુલાકાત થતી, તે ખૂબ જ નમ્રતા અને પ્રેમથી વાત કરતો. મેં તેને ઈસ્લામ વિશે પૂછ્યું તો તેણે મને ઈબાદત અંગે અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વિશે જણાવ્યું. મારા મગજમાં આવ્યું કે કદાચ આ એ જ હશે, જેમના વિશે વેદોમાં આવ્યું છે. મેં સલમાનથી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના જીવન વિશે પુસ્તક મંગાવ્યું. તેણે મને "અંતિમ નબી" નામનું પુસ્તક લાવી આપ્યું. આ પુસ્તક વાંચીને મને બહુ સારૂં લાગ્યું અને મેં ઈરાદો કર્યો કે, આ નબી વિશે વધુ શું કહે છે ? જો આ નબી છે, તો તેમની વાત સમગ્ર વિશ્વમાં જ્યાં પણ જઈએ, એક જ મળવી જોઈએ. હું ઘરે આવ્યો અને કહ્યું કે, મુંબઈમાં મામાના ઘરે જવું છે અને મુંબઈમાં શાસ્ત્રીનગર જતો રહ્યો. ત્યાંથી એક મસ્જિદના કારી સાહેબથી મુલાકાત કરી અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના જીવન વિશે પૂછ્યું. તેમણે વિસ્તારથી સમજ આપી કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કેવી કેવી તકલીફો વેઠી અને તેમની ઘટનાઓ જણાવી તો ઈસ્લામ

પ્રત્યે મારો વિશ્વાસ વધી ગયો.

મારા સમાજમાં ખબર પડી ગઈ કે હું મુસલમાન થઈ ચૂક્યો છું, મને પકડીને ધર્મશાળાના એક ઓરડામાં કેદ કરી દેવામાં આવ્યો. મેં અલ્લાહ તઆલાથી દુઆ કરી કે, હે અલ્લાહ ! મને મરવાનું દુઃખ નથી, પરંતુ હજુ સુધી મેં નમાઝ પઢી નથી અને ઈસ્લામ વિશે વધુ જાણ્યું પણ નથી. મારી મદદ ફરમાવ અને આ દરવાજો ખોલી આપ અને મને અહીંથી બહાર કાઢી દે. જ્યારે મેં દરવાજાને હાથ લગાડ્યો તો તરત જ ખૂલી ગયો. બહાર જોયું તો કોઈ નહોતું. હું ઉતાવળે બહાર નીકળ્યો અને પાછળ ફરીને જોયું તો કોઈ દેખાયું નહીં. મેં દરવાજાને આપોઆપ બંધ થતાં જોયો. તે પછી હું ડૉક્ટર પાસે ગયો, પાટાપિંડી કરાવી. મારા વસ્ત્રો પણ ફાટી ગયા હતા, તે જ સ્થિતિમાં હું જમ્મુમાં મારા એક મિત્ર પાસે પહોંચ્યો. તેને સમગ્ર બિના સંભળાવી. તેણે કહ્યું કે, જો તારા પરિવારજનો તને શોધતા શોધતા અહીં આવી જશે તો શું થશે ? મેં કહ્યું : હવે હું ક્યાંય જઈ શકું છું, મારૂં કોઈ જ નથી. તેણે મને પોતાના ઘરે રાખી લીધો. થોડાક દિવસો હું ત્યાં રહ્યો.

પછી મારા મનમાં થયું કે, પિતાજીને દાવત આપવી જોઈએ. મેં તેમને ફોન કરીને ઈસ્લામની દાવત આપી. તેઓ કહેવા લાગ્યા કે, આ વિષયમાં પછી વાત કરીશું, પહેલાં એ કહે કે તું ધર્મશાળાના ઓરડામાંથી કઈ રીતે નીકળ્યો ? અમે તો દરવાજો બંધ કરી દીધો હતો અને સામે જ બેઠેલા હતા, તું ક્યાંથી નીકળ્યો ? મેં કહ્યું : મને અલ્લાહની મદદ મળી, હું તમને જોઈ ન શક્યો અને તમે લોકો મને જોઈ ન શક્યા. તેમણે મારો ફોન કાપી નાંખ્યો.

હું ટ્રેનમાં હતો અને આવા વિચારોમાં મગ્ન હતો. નજીબ આબાદ સ્ટેશન આવ્યું તો હું ઉતરી ગયો. ત્યાં મારો એક મિત્ર હતો, મેં તેને ફોન કર્યો તો તે બાઈકથી મને લેવા માટે સ્ટેશને આવ્યો. મેં તેને કહ્યું કે, નગીનાથી અમારા હઝરત આવ્યા છે, હું તમને ત્યાં લઈ જાઉં છું. અમે મવલાના એહતિસામ પાસે ગયા. તેમણે મને કલિમો પઢાવ્યો. કલિમો પઢીને મને ઘણી ખુશી થઈ.

# એક નવમુસ્લિમા બહેન સાથે એક મુલાકાત

**અસ્માઅ** : આપ પહેલાં તો આપનો કૌટુંબિક પરિચય આપશો ?

**આઈશા** : હું પંજાબના ફિરોઝપુર જિલ્લાના એક કસ્બાના શીખ કુટુંબમાં ૩ જુન ૧૯૬૫ના રોજ જન્મી હતી. મારા પિતાજી શ્રી ફતેહસિંઘજી એ વિસ્તારના શિક્ષિત લોકો પૈકીના એક હતા. મારૂં જુનું નામ બલવિન્દરકૌર હતું. અમારા શહેરના ગુરૂ ગોવિંદસિંઘ કોલેજમાંથી મેં સ્નાતકની પદવી લીધી હતી. મારા લગ્ન જલંધરના એક સુશિક્ષિત કુટુંબમાં થયા હતા. મારા પતિ એ સમયે પોલીસમાં એસ.ઓ. હતા. એમની વિરતા અને સારી કારકિર્દીના કારણે એમના પ્રમોશનો થતા રહ્યા અને તેઓ ડી.એસ.પી. બની ગયા. મારા બે પુત્રો અને એક પુત્રી છે અને ત્રણેવ ભણી રહ્યા છે.

**અસ્માઅ** : હવે આપના ઈસ્લામ કબૂલ કરવાના બનાવ વિશે જણાવશો ?

**આઈશા** : મારી એક નાની બહેન આશાકોર હતી. મારા પિતાજીએ એના લગ્ન પણ એક પોલીસ મથક ઈન્ચાર્જ સાથે કરી દીધા હતા. એ બહુ જ સુંદર હતી. એના પતિ પણ એને ખૂબ ચાહતા હતા. લગ્ન પછી એ સતત બીમાર રહેવા લાગી. રોજે રોજ એને કંઈક ને કંઈક થયા કરતું હતું. જ્યારે સારવાર કરાવતા ત્યારે થોડીક ઠીક થઈ જતી અને પાછી બીમાર પડી જતી હતી. એના પતિએ છેક દિલ્હી જઈને પણ એની સારવાર કરાવી અને લાખો રૂપિયા ખર્ચી નાંખ્યા, પણ એને કોઈ જ લાભ ન થયો. લાચાર થઈને તાવીજ-દોરા અને ઝાડ-ફૂંક કરનારાઓનો સંપર્ક કર્યો. કોઈએ જણાવ્યું કે, આને તો ઉપરની અસર છે, એના ઈલાજ માટે પણ ઘણા લોકોને દેખાડ્યું. બધા એમ જ કહેતા હતા કે, આને તો કોઈ ઉપરની અસર છે, પણ ઈલાજ કોઈ જ કરી શકતું ન હતું. એ દરમિયાન જ કોઈકે સલાહ આપી કે, માલિયર કોટલામાં એક આપા રહે છે, તેઓ ઈલાજ કરે છે. એમને ત્યાં મોકલવામાં આવ્યા. એમણે ખાસી એવી ઝાડ-ફૂંક કરી. એ ઝાડ-ફૂંકથી એમને થોડીક રાહત થઈ, પરંતુ તેમણે આશાને જણાવ્યું કે, જ્યારે તમે બે-ચાર દિવસની તકલીફ સહન કરી શકતા નથી, તો તમે દોઝખની હંમેશની

તકલીફ કેવી રીતે સહન કરી શકશો. આથી એ તકલીફની ચિંતા કરો અને એનો ઉપચાર એ છે કે, તમે મુસલમાન થઈ જાવ. જો તમે મુસલમાન થઈ જશો તો મને આશા છે કે, તમે અહીં જ સાજા થઈ જશો અને પછી હું તમને હઝરત સાહેબ પાસે મોકલીશ. તેઓ દુઆ કરશે. મને આશા છે કે, અલ્લાહ તઆલા તમને અવશ્ય સાજા કરી દેશે.

આશાએ તેમને જણાવ્યું કે, મારા પતિને પૂછી જોઈશ. તેમણે આશાને જણાવ્યું કે, ઈમાન લાવવું એટલું આવશ્યક છે કે એમાં પતિની પરવાનગીની પણ જરૂર નથી, બલ્કે જો પતિ વિરોધ કરે અથવા આ બાબતે પતિ મારી પણ નાંખે અથવા છોડી દે, તો પણ માણસની ભલાઈ એમાં જ છે કે, ઈમાન કબૂલ કરી લે. જેથી પોતાના પેદા કરનારા માલિકને રાજી કરીને હંમેશની જન્નત મેળવી લે.

આશાએ કહ્યું કે, તેમ છતાં ઘરવાળાઓ સાથે સલાહ-મશ્વરો કરવો, વિચારવું અને સમજવું જરૂરી છે. તેમણે કહ્યું કે, સલાહ કરીને જલ્દી આવી જાવ તો હું તમને કલિમો પઢાવીને અમારા હઝરત સાહેબ પાસે મોકલી આપીશ. એ પછી ત્યાંથી ભિટંડા આવી પોતાના પતિને કહ્યું કે, મને હવે બહુ જ આરામ મળ્યા છે, પણ બાજી (આપા) તો કહે છે કે, જો તું મુસલમાન થઈ જાય તો તું એકદમ સાજી થઈ જશે. એના પતિ એને બહુ જ ચાહતા હતા એટલે એને કહ્યું કે, તું ગમે તે કરી લે અને ગમે તે થઈ જાય, પણ તું સારી થઈ જાય તો બસ. મારા માટે બસ ખુશી જ ખુશી છે. એણે ફોન પર બાજી સાથે વાત કરી કે, મને હઝરત સાહેબને ત્યાં જવાનું સરનામું આપી દો, હું ત્યાં જઈને જ મુસલમાન થવા માંગું છું. એમણે હઝરત સાહેબનો ફોન નંબર આપી દીધો. ૨૫ મે ૨૦૦૪ ના રોજ વહેલી સવારે આશાએ હઝરત સાહેબને ફોન કર્યો. આશાએ મને જણાવ્યું હતું કે, હઝરત સાહેબે કહ્યું કે, ઈસ્લામ કબૂલ કરવા માટે આપને ત્યાં આવવા માંગું છું. મારા પતિ, મારા બાળકો અને ઘરનો બીજો કોઈ પણ બંદો મુસલમાન નહીં થાય. બસ, હું જ એકલી મુસલમાન થઈશ. મવલાના સાહેબના પૂછવાથી એણે ગ્વાલિયર કોટલાના બાજી સાથે જે કંઈ વાતચીત થઈ હતી, એ સઘળી

વાતચીત એમને જણાવી દીધી. હઝરત સાહેબ તેમને પૂછ્યું કે, તમે એમની પાસે જ કલિમો કેમ ન પઢ્યા ? આશાએ આગ્રહ કર્યો કે, મારે તો કલિમો આપની પાસે જ પઢવો છે. મવલાના સાહેબે કહ્યું કે, મારાથી જ પઢવો હોય તો અત્યારે ને અત્યારે ફોન પર પઢી લો. આશાએ કહ્યું : નહિ, હું તો આપની પાસે આવીને જ કલિમો પઢીશ. મવલાના સાહેબે કહ્યું : બહેન ! મૌત અને ઝિંદગીનું કોઈ ઠેકાણું નથી, વળી તમે તો બીમાર છો. તંદુરસ્ત માણસના એક પણ શ્વાસનું ઠેકાણું નથી હોતું, માણસને પોતાને ખબર નથી હોતી કે આગલો શ્વાસ આવશે કે કેમ ? આથી કલિમો હમણાં જ ફોન પર પઢી લો. જ્યારે અહીં આવો ત્યારે ફરી નવેસરથી પઢી લેજો. મવલાના સાહેબના આગ્રહને વશ થઈને આશાએ કહ્યું : સારૂં, પઢાવી દો, પણ અસલમાં હું ત્યાં આવીને જ પઢીશ. મવલાના સાહેબે કહ્યું : "અસલમાં હમણાં જ પઢી લો, નકલ અહીં આવીને કરી લેજો." એ તૈયાર થઈ ગઈ. મવલાના સાહેબે તેને કલિમો પઢાવી દીધો અને મુખ્ય મુખ્ય વાતો સમજાવી અને કહ્યું કે, હવે તમારે નમાઝ યાદ કરવાની છે અને કોઈ પણ બિન-ઈસ્લામી તહેવાર, પૂજા કે રસમ-રિવાજથી બચવાનું છે. તેનું નામ પૂછીને મવલાના સાહેબે તેને કહ્યું કે, તમારૂં ઈસ્લામી નામ આશાને બદલે 'આઈશા' થઈ ગયું છે. આ આપણાં રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના પુનિત પત્નીનું નામ છે.

ફોન પર વાત કર્યા પછી એણે ખૂશી ખૂશી આખા ઘરને જણાવ્યું. હું પણ જલંધરથી એને મળવા માટે આવી હતી. મને પણ એણે જણાવ્યું. જો કે મને સહેજ ખોટું પણ લાગ્યું કે, આ તે કેવી છે કે ધર્મ બદલીને ખુશ થઈ રહી છે ? મવલાના સાહેબ સાથે ફોન પર વાત કરીને, કલિમો પઢીને કોણ જાણે એને શું મળી ગયું હતું કે, એ બહુ જ ખુશ હતી. **હું વારંવાર એના ચહેરાને જોતી હતી. જાણે ફૂલ ખીલી રહ્યું હોય, એક અજીબ ચમક એના ચહેરામાંથી ફૂટીને નીકળી રહી હતી. મેં એને કહેલું પણ ખરૂં કે, આશા આજે તારા ચહેરા પર એક ગઝબનું તેજ જણાય રહ્યું છે. એ બોલી હતી કે, મારા ચહેરા પર ઈમાનનું નૂર ઝળહળી રહ્યું છે.**

**તે એટલી બધી ખુશ હતી કે, કદાચ ૧૦ વર્ષમાં પહેલી જ વાર એના ઘરવાળાઓએ એને આટલી ખુશ અને તંદુરસ્ત જોઈ હશે.** કેટલાય વર્ષો પછી એણે પોતાના હાથે રસોઈ કરી. ખૂબ જીદ કરીને બધાને ખવડાવ્યું. સૂતા પહેલાં એ ન્હાઈ અને કલિમો પઢવાનું ચાલુ કરી દીધું. એક કાગળ ઉપર એણે લખી રાખ્યું હતું. પહેલાં તો એણે એને ખૂબ યાદ કર્યો અને પછી ઉંચા અવાજે જોરથી કલિમાને પઢતી રહી. એકાએક એ બહેકી-બહેકી વાતો કરવા લાગી. સોનાનો આ મહેલ કેટલો સારો છે ! આ કોનો છે ? એ જાણે કે કોઈની સાથે વાતો કરી રહી હતી. બહુ જ ખુશ થઈને બોલી કે, આ મારો છે. આ જન્નતનો મહેલ છે. તે બહુ જ ખુશ થઈ. સારૂં તો અમે જન્નતમાં જઈ રહ્યા છીએ. થોડીક વારમાં તે કહેવા લાગી કે, ફૂલોના આ સુંદર ગુલદસ્તા કોના માટે લાવ્યા છો ? કેટલા સુંદર ફુલ છે. સારૂં, તો તમે મને લેવા આવ્યા છો ? થોડીક વારમાં બોલી કે, સારૂં અમે તો અમારી જન્નત ભણી ચાલ્યા. તમારી જેલમાંથી છૂટીને અને પછી ઉંચા અવાજે ત્રણ વાર કલિમો પઢ્યો અને બેઠી ને બેઠી જ એક બાજુ બેડ પર ઢળી પડી. અમે બધા ગભરાઈ ગયા. એને સરખી સૂવડાવીને ભાઈ સાહેબ ડૉક્ટર સાહેબને બોલાવવા ચાલ્યા ગયા. ડૉક્ટર સાહેબ આવ્યા ત્યારે એમણે જણાવ્યું કે, આ તો મરી ચૂકી છે. પરંતુ એ તો જાણે કે હસતા-હસતા સૂઈ ગઈ હોય એવું લાગ્યું. ઘરમાં રોકકળ મચી ગઈ. ઘરમાં સલાહ થઈ કે આ તો મુસલમાન થઈને મરી છે, જો એને આપણે આપણાં ધર્મના રીત-રિવાજ પ્રમાણે બાળીશું તો ક્યાંક એવું ન થાય કે આપણી ઉપર કોઈ બલા-મુસીબત આવી જાય. વહેલી સવારે જીજાજીએ માલિયર કોટલાના બાજીને ફોન કરીને કહ્યું કે, આશાનું રાત્રે અવસાન થઈ ગયું છે. અમારે ત્યાં તો કોઈ મુસલમાન નથી, એના ક્રિયાકર્મ માટે કોટલાથી કેટલાક લોકો આવી જાય. દસ વાગ્યા સુધીમાં એક ગાડી ભરીને પુરૂષો અને સ્ત્રીઓ આવ્યા, એમને ગુસલ આપી, કફન પહેરાવીને દફન કરવામાં આવ્યા. ઈસ્વીસન ૧૯૪૭ પછી પહેલી વાર આ શહેરમાં કોઈ દફન થયું હતું. જો કે કબ્રસ્તાન હજુ પણ મૌજુદ છે.

# ડૉ. સફીય્યહ શાલિનીથી એક મુલાકાત

**સવાલ** : ડૉ. સફીય્યહ બહેન ! પહેલાં તમારો પરિચય કરાવો.

**જવાબ** : મારૂં આખું નામ સરોન શાલિની છે. હું ૨૪ સપ્ટેમ્બર ૧૯૭૮ ના દિવસે લખનઉ પાસેના મોહનલાલગંજ નામના ગામડામાં એક બ્રાહ્મણ કુટુંબમાં જન્મી. મારા પિતા ડૉ. કે. એ. શર્મા પ્રોફેસર હતા અને કાર્ડિયો-લોજીમાં ડી.એમ. કર્યું હતું. ઘણા સમય સુધી એમણે પંચ હોસ્પિટલમાં સેવા બજાવી. દસ વર્ષથી લખનઉ નજીક ઘર પાસે બદલી કરાવી લીધી છે. મારી માતા એક સારા ગૃહસ્થી છે. મારા પિતા સ્વભાવની દૃષ્ટિએ બિલ્કુલ હિન્દુસ્તાની વિચારસરણીના છે, પરંતુ તેઓ પશ્ચિમી સંસ્કૃતિથી થોડો લગાવ રાખે છે. એટલા માટે ઘરના તમામ સભ્યો પર દબાણ કરી, ઘણી ડૉક્ટરની ડિગ્રીવાળી સ્ત્રીઓને છોડી મારા માતૃશ્રીને પસંદ કર્યા અને શાદી પણ કરી લીધી. મારે બે ભાઈઓ છે, તે પૈકી એક બનારસ યુનિવર્સિટીમાં રીડર છે અને બીજો બી.એચ.એલ.માં એન્જીનિયર છે. બન્ને મારાથી મોટા છે. મેં ઈન્ટર સાયન્સ બાયોલોજી ફર્સ્ટ ક્લાસ પાસ કરી છે. પી.એમ.ટી. પરીક્ષા પણ પાસ કરી. લખનવ મેડીકલ કોલેજમાંથી એમ.બી.બી.એસ. પાસ કરી અને મવલાના આઝાદ મેડીકલ કોલેજમાં એમ.ડી. કર્યું. મારા પિતાની ઈચ્છાને માન આપી મેં કાર્ડિયોલોજી વિભાગ પસંદ કર્યો. હવે હું Aims (એઈમ્સ)માં પણ ડી.એમ. કરી રહી છું અને એ જ વિભાગમાં સર્વિસ પણ કરી રહી છું. મેં આજથી એક વર્ષ, છ મહિના, ચાર દિવસ અને બે કલાક પૂર્વ ૨૦ મે ૨૦૦૪ના જુમેરાતના દિવસે ગ્રીન પાર્કની મસ્જિદમાં બહેન અસ્મા, આપના પિતાના હાથે ઈસ્લામ કબૂલ કરી લીધો છે.

**સવાલ** : ડૉ. સફીય્યહ બહેન ! તમારા ઈસ્લામ સ્વીકારની ઘટનાને જરા વિગતે વર્ણન કરો.

**જવાબ** : જુન ૨૦૦૭ માં હું આઈ.સી.સી.યુ. (બાળકોના) વોર્ડમાં ફરજ પર હતી. મેં જોયું કે એક મવલાના સાહેબ હરિયાણાના કોઈ બીમાર બાળકની ખબર-અંતર પૂછવા માટે આવ્યા હતા. વોર્ડમાં બીમાર બાળક

પાસે એક જ માણસને રહેવાની પરવાનગી હતી એટલે બાળકના પિતા બહાર નીકળી ગયા અને મવલાના સાહેબ અંદર જઈ કંઈક પઢી બાળકને ફૂંક મારી (દમ કર્યો). વોર્ડમાં ૮ બેડ હતા, તે પૈકી એક જ મુસલમાન હતો. મવલાના સાહેબને ફૂંક મારતા જોઈ બાજુના પલંગ પર જે બીમાર હતા તેની માતાએ મવલાનાથી અરજ કરી કે, મારા બાળકને પણ ફૂંક મારી આપો. મવલાના સાહેબે તેને પણ ફૂંક મારી દીધી. આમ, એક પછી એકના આગ્રહને વશ થઈ મવલાના સાહેબે ૬ બાળકોને ફૂંક મારી.

ડૉ. ત્યાગી સાહેબ કે જે આ વિભાગના હેડ હતા, તેમના રાઉન્ડનો સમય થઈ ગયો હતો એટલે હું મારી કેબીનમાંથી નીકળી વોર્ડમાં આવી અને મવલાના સાહેબથી પૂછ્યું : તમારો બીમાર (દર્દી) કોણ છે ? કારણ કે તમે કોઈ વખત આ છોકરા પાસે તો કદીક પેલા છોકરા પાસે, આમ ૬ બાળકો પાસે વારાફરતી ઉભા રહી ફૂંક મારતા રહો છો ? આ તો આઈ.સી.સી.યુ. વોર્ડ છે, અહીં એકબીજાને ચેપ લાગવાનો ભય રહે છે. મવલાના સાહેબે કહ્યું : **આ બધા જ બીમારો મારા જ છે. એટલા માટે કે અમારા વડીલોએ અમને બતાવ્યું (શિખવાડ્યું) છે કે, પ્રત્યેક માનવ એ એક જ માં-બાપના સંતાન છે. એટલા માટે અહીં દાખલ થયેલા પ્રત્યેક બીમાર સાથે મારો લોહીનો સબંધ છે. જે માલિકે મને અને આપને પેદા કર્યા છે, એને તારૂં-મારૂં પસંદ નથી અને જે વસ્તુ પઢીને અમે ફૂંક મારી રહ્યા છીએ, એ સર્જનહારનું જ કલામ (કુર્આન) છે.** પોતાના પયગમ્બર હઝરત ઈબ્રાહીમ (અલૈ.) કે જેમના નામથી ભારતના લોકો પોતાને બ્રાહ્મણ કહે છે, એ જ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના મુખે અલ્લાહપાકે કહેવડાવ્યું : ‘‘જ્યારે હું બીમાર થાઉં છું તો મારા પરવરદિગાર મને તંદુરસ્તી આપે છે.’’ તમને દરરોજનો અનુભવ થાય છે કે, તમે બીમારના ઉપચાર માટે સારામાં સારી દવા પસંદ કરો છો, એ દવાથી બીમાર સારા થાય છે. એના પછી મૃત્યુ પણ પામે છે. વળી, કોઈ વખત ઉપચારમાં ભૂલ થઈ જાય છે, છતાં બીમાર સારો થઈ જાય છે. (બહેન તંદુરસ્તી આપનાર તો અલ્લાહ તઆલા જ છે, દવા તો માત્ર એક માધ્યમ છે.)

બહેન અસ્મા ! આવી વાતો મેં પ્રથમ વાર જ સાંભળી હતી. પાછલા અઠવાડિયે અમારા વોર્ડના ૬ બાળકો મૃત્યુ પામ્યા હતા. એમાંથી ચાર તો ઘણા જ રૂપવાન હતા. બે અઠવાડિયા વોર્ડમાં રહેવાના કારણે મને પણ એમનાથી ઘણો જ સબંધ થઈ ગયો હતો, એટલે એમના મૃત્યુથી મને પણ અતિ આઘાત લાગ્યો. મવલાના સાહેબથી પ્રેમભરી વાતો સાંભળી મને એવું થયું કે, મવલાના સાહેબની બીજી વાતો પણ સાંભળવી જોઈએ. મેં મવલાના સાહેબને મારી કેબીનમાં આવવાની વિનંતી કરી. મવલાના સાહેબે મારી વિનંતી કબૂલ કરી કેબીનમાં આવ્યા અને મને કહ્યું કે, તમે મારી નાની બહેન અથવા મારી અવલાદના બરાબર છો. હવે જ્યારે તમે મને મુહબ્બતથી બોલાવ્યો છે, તો તમને એક વિનંતી છે કે, વોર્ડમાં આવનાર દરેક બીમારને તમે તમારા ભાઈ અથવા પોતાનું બાળક સમજો અને એમના દુઃખ-દર્દ સમજો. અને એમના માલિકે આપને કેવી ઉત્તમ તક આપી કે દુઃખી લોકોના દુઃખ-દર્દમાં ભાગીદાર બનાવ્યા. તમને અંદાજ હશે કે, જે માતાનું બાળક એટલું બીમાર હોય કે એને આઈ.સી.સી.યુ. વોર્ડમાં દાખલ કરવામાં આવ્યું હોય અને સરકારી હોસ્પિટલોમાં એવા દર્દીઓ આવે છે કે જેમને સહકાર આપનાર કોઈ નથી હોતું, એવા દર્દી સાથે આપ મમતા-ભર્યો વર્તાવ કરો તો એમના માતા-પિતાના અંતરાત્મામાંથી આપના માટે કેટલી દુઆઓ (પ્રાર્થના) નીકળતી હશે ! અંતમાં મવલાના સાહેબે ઘણા જ પ્રેમથી નામ પૂછ્યું અને બોલ્યા : ‘‘ડૉ. શાલીની ! લોહીની સગાઈથી આપ મારા બહેન છો, હું આપને શિખામણ બલ્કે વસિય્યત કરૂં છું કે, (અને વસિય્યત તેને કહેવામાં આવે છે કે, મૃત્યુ પામનાર વ્યક્તિ અંતિમ સમયે પોતાની અવલાદ કે સ્નેહીઓને અંતિમ જે વાત કહે તે જ પ્રમાણે) હું તમને કહું છું કે, વોર્ડમાં દાખલ થનાર પ્રત્યેક દર્દીનો સર્વોત્તમ ઉપચાર બંદગી સમજી કરશો તો એ સેવાથી માલિકને ત્યાં આપને તે સ્થાન મળશે, જે વર્ષોની આકરી તપસ્યા અને પૂજાપાઠથી પણ નહીં મળશે.’’

મેં મવલાના સાહેબનો ઘણો જ આભાર માન્યો અને વચન આપ્યું કે આપના કહ્યા મુજબ જ વર્તાવ કરીશ. મવલાના સાહેબ ચાલ્યા ગયા. ડૉ.

સાહેબના રાઉન્ડ પછી હું હરિયાણાના તે બાળક પાસે ગઈ, જેમની પાસે મવલાના સાહેબ આવ્યા હતા. ત્યાં જઈ પૂછપરછ કરી કે, એ મવલાના સાહેબ કોણ હતા ? એમણે મને જવાબ આપ્યો કે, ''તે અમારા હઝરતજી છે. એ ઘણા જ ભલા માણસ છે. એમના હાથ પર ઘણા લોકો મુસલમાન થઈ ગયા.'' ઘણા દિવસો સુધી મવલાના સાહેબની વાતોનો અસર મારા દિલ પર રહ્યો. ખાસ કરી એમની આ વાત મારા દિલમાં ઘર કરી ગઈ કે, ''આ બધા દર્દીઓ મારા જ છે. જે માલિકે આપણને પેદા કર્યા છે એને તારૂં-મારૂં (આ માણસો આપણાં ને પેલા પરાયા) એ પસંદ નથી.'' મેં આ બાબત પણ અનુભવી કે મવલાના સાહેબના દમ કરવાથી દર્દીઓની હાલતમાં સુધારો આવતો ગયો અને સ્વસ્થ થઈ ઘરે પણ ચાલ્યા ગયા. થોડા દિવસો પછી આ બાબત મારા મગજમાંથી નીકળી ગઈ. મવલાના આઝાદ મેડીકલ કોલેજમાં મારા રૂમમાં મારી સાથે રહેતી એક સહેલી ડૉ. રીના સહગલ હતી, જે ગાયનેકમાં એમ.એસ. કર્યા બાદ સફદરજંગ હોસ્પિટલમાં ગાયનેક વિભાગમાં જ નોકરીએ લાગી ગઈ. અમારા બંનેમાં મિત્રતા છે એટલે એક દિવસ મને સાથે ભોજન લેવા બોલાવી. ભોજન પછી અમે સાથે વાતો કરી રહી હતી, એવામાં એમને ત્યાં કામ કરનાર બાઈ આવી, જે મુસલમાન હતી. એ જ બધું કામકાજ કરતી હતી અને ખાવાનું પણ બનાવતી હતી. મેં ડૉ. રીનાથી કહ્યું : શું તમને હિંદુ બાઈ કામ કરનાર નથી મળતી કે આ મુસ્લિમ બાઈ રાખી છે ? ડૉ. રીનાએ જવાબ આપ્યો : ''એ ઘણી જ સારી અને પ્રામાણિક બાઈ છે. કેટલાય વખત મારૂં પૈસાનું પાકિટ પડી ગયું હતું, તો જેવું હતું તેવું જ મને સલામત આપ્યું.'' અમારી વાતો દરમિયાન મુસલમાનો વિશે પણ વાતો થવા લાગી. ડૉ. રીનાએ કહ્યું કે, અમારા દેશમાં, સંસારમાં અને મિડીયા મુસલમાનોના વિરૂદ્ધમાં જેટલી વાતો કરે છે, તેટલા જ પ્રમાણમાં લોકો વધુને વધુ મુસલમાન થઈ રહ્યા છે. કેવા મોટા મોટા માણસો મુસલમાન થઈ રહ્યા છે. માઈકલ જેક્સન વિશે તમને ખબર હશે જ કે તે પણ મુસલમાન થઈ ગયા. અમારી હોસ્પિટલના કાર્ડિયોલોજી વિભાગના એક નવયુવાન ડૉ. બલબીર પણ બે વર્ષ પહેલાં

મુસલમાન થઈ ગયા છે. તેઓ એવું ચાહે છે કે, આખી હોસ્પિટલના તમામ દર્દી મુસલમાન થઈ જાય. એક દર્દીને તપાસવા માટે તેમને બોલાવવામાં આવ્યા તો મને કહેવા લાગ્યા કે, મૃત્યુ પછી જો દોઝખથી બચવું હોય તો મુસલમાન થઈ જા. આ સાંભળી મને મારા વોર્ડમાં આવનાર મવલાના સાહેબની વાતો એકદમ યાદ આવી ગઈ. મેં ડૉ. રીનાથી કહ્યું કે, તમે મને ડૉ. બલબીરથી જરૂર મુલાકાત કરાવો. ડૉ. રીનાએ ડૉ. બલબીરથી વાત કરી પ્રોગ્રામ ગોઠવી મને ફોન કરી જણાવ્યું કે, રવિવારના દસ વાગ્યે મારા રૂમ પર આવી જજો.

રવિવારના દિવસે હું ડૉ. રીના સહગલના રૂમ પર ગઈ. જ્યાં ડૉ. બલબીર પણ આવી ગયા હતા. ડૉ. સાહેબ ઘઉંવર્ણા રંગના અતિ સજ્જન નવયુવાન હતા. એમના ચહેરા પરથી એવું લાગતું હતું કે જાણે કોઈ ઉંડા વિચારોમાં મગ્ન હોય. મેં એમને પૂછ્યું કે, તમે કેટલા દિવસ પૂર્વે ઈસ્લામ કબૂલ કર્યો ? એમણે જવાબ આપ્યો કે, આઠ-નવ વર્ષ પહેલાં. મેં ઈસ્લામ સ્વીકારનું કારણ પૂછ્યું તો ડૉક્ટર સાહેબે બતાવ્યું કે, ‘‘ફક્ત અને ફક્ત ઈસ્લામ જ સાચો, સૌથી પ્રથમ અને અંતિમ ધર્મ છે. ઈસ્લામ વગર મૃત્યુ પછીના જીવનમાં ન તો મોક્ષ છે, ન તો મુક્તિ. બલ્કે હંમેશા હંમેશ (સદાના માટે) દોઝખ છે. અને ઈસ્લામ સ્વીકારવો આપના માટે પણ એટલો જ જરૂરી છે કે જેટલો મારા માટે હતો.’’

મેં પૂછ્યું : તમે તમારૂં નામ પણ બદલી નાંખ્યું ? તો તેમણે જવાબ આપ્યો કે, હા. મારૂં નામ વલિય્યુલ્લાહ (એટલે કે અલ્લાહનો દોસ્ત) રાખ્યું. મેં ડૉ. સાહેબથી કહ્યું : એક-દોઢ વર્ષ પહેલાં મારા વોર્ડમાં એક મવલાના સાહેબ આવ્યા હતા, એમણે મને કંઈક વાતો બતાવી હતી, જે આજ સુધી મારા દિલમાં ઘર કરી ગઈ છે. તે વોર્ડના પ્રત્યેક દર્દીને ફૂંક મારતા હતા. મેં પૂછ્યું કે, તમારો દર્દી કોણ ? તો એમણે કહ્યું : બધા જ દર્દીઓ મારા છે. આપણે બધા એક જ માતા-પિતાના સંતાન છીએ. આપણે બધા ભાઈ-ભાઈ છીએ. આ તારૂં અને આ મારૂં એ સર્જનહારને પસંદ નથી. ડૉક્ટર બલબીર કહેવા લાગ્યા કે, ખરેખર મવલાના સાહેબે સાચું જ કહ્યું. આ જ

પ્રમાણેની વાતો ઈસ્લામના મહાન પયગમ્બર અને આપણા રસૂલ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હજના સમયે ખુત્બહમાં ફરમાવી હતી. ડૉ. બલબીર સાહેબે જવાબ આપ્યો કે, અમારા નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પ્રત્યેક વાતો સુરક્ષિત છે, જે છપાયેલી પણ મળે છે. હું કોઈની પાસેથી મેળવી ડૉ. રીના મારફતે તમને પહોંચાડીશ.

બે-ચાર દિવસ પછી ડૉ. રીના સહગલે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની અંતિમ હજના ખુત્બહને અંગ્રેજી ભાષાંતર કરેલ પેમ્ફલેટ આપ્યું અને પછી હું તો આશ્ચર્યમાં પડી ગઈ. ખાસ કરી સ્ત્રીઓ સાથે (સદ્‌વર્તન કરવા બાબતનું) આપનું વારંવારનું ફરમાન મારા દિલ પર અસર કરી ગયું. મને હૉસ્પિટલમાં આવેલ મવલાના સાહેબ યાદ આવી ગયા અને વિચાર આવ્યો કે, જો મવલાના સાહેબનું સરનામું લીધું હોત તો સારૂં થાત. હું હોસ્પિટલના જુના દર્દીઓની ફાઈલો તપાસવા લાગી કે જો પાણીપત (હરીયાણા)ના દર્દીની ફાઈલ મળી જાય તો એના ઘરે જઈ મવલાના સાહેબનું સરનામું લઈ આવું. પરંતુ મને તે ફાઈલ ન મળી. મને ઈસ્લામ બાબત જાણવાનો ઘણો શોખ હતો, એટલે મેં ડૉ. બલબીર (વલીય્યુલ્લાહ)નો ફોન લઈ એમનાથી મળવાનો સમય નક્કી કરી એમની સફદરજંગ હોસ્પિટલમાં એમના વોર્ડમાં મળી અને એમનાથી ઈસ્લામનું સાહિત્ય આપવા જણાવ્યું.

બીજા દિવસે તેઓ મારી હોસ્પિટલ આવ્યા અને ''આપકી અમાનત આપકી સેવામેં'' નામની એક નાની સરખી કિતાબ જે હિન્દીમાં હતી, તે મને આપી અને મને કહ્યું કે, આ નાની સરખી કિતાબ ઈસ્લામી હકીકત જાણવા માટે ૧૦૦ કિતાબોના બરાબર એક જ છે. અને તમારે કિતાબ પઢતા-વાંચતા એટલું જ વિચારવાનું છે કે, એક સાચો લાગણીશીલ માણસ મને જ આ બધું કહી રહ્યો છે. જ્યારે તમે કિતાબ પઢશો તો એવું લાગશે કે જાણે આ કિતાબના લેખકના હાથે જ મેં ઈસ્લામ કબૂલ કર્યો છે. કિતાબના બે બોલ એ આખી કિતાબના પ્રાણ છે. એના વાંચવાથી લેખકને આપ ઓળખી લેશો. ડૉ. બલબીરે મને બતાવ્યું કે, એ લેખક દિલ્હી પાસે યુ.પી.ના એક શહેરના છે, જેઓ રાજપૂત કુટુંબથી સબંધ ધરાવે છે. કિતાબ આપી

ચા-નાસ્તો કરી તેઓ ચાલ્યા ગયા. વોર્ડમાં બેસી એક જ બેઠકમાં હું તે કિતાબ પઢી ગઈ. કિતાબ પઢી મને મવલાના સાહેબની ઘણી યાદ આવી. કિતાબે મારા દિલમાં સ્થાન બનાવી લીધું હતું. મેં ડૉ. બલબીરથી ફોન કર્યો કે, આ લેખકની અન્ય બીજી કોઈ કિતાબ હોય તો મને આપશો અને જો તમે એ મવલાના સાહેબ (લેખક)થી મારી મુલાકાત કરાવી આપો તો આપનો આભાર.

થોડા દિવસો પછી ડૉ. બલબીર (વલીય્યુલ્લાહ)નો ફોન આવ્યો કે, મેં આપને આપેલ કિતાબ "આપકી અમાનત આપકી સેવામેં"ના લેખક સાહેબથી આપ મુલાકાત કરવા ચાહતા હોય તો હોસ્પિટલમાંથી છુટ્ટી લઈ 'ગ્રીનપાર્ક'ની મસ્જિદમાં આવી જાઓ. ત્યાં મવલાના કલીમ સાહબથી મુલાકાત થઈ જશે. અમે ત્યાં પહોંચ્યા તો મવલાના સાહેબ ૧૦-૩૦ કલાકે મસ્જિદમાં આવી ગયા હતા. મવલાના સાહેબને જોઈ મને અનહદ ખૂશી થઈ. જ્યારે મેં જોયું કે કિતાબના લેખક મવલાના કલીમ સાહેબ-તે જ મવલાના છે, જે આજથી દોઢ વર્ષ પૂર્વે મારા વોર્ડમાં હરિયાણાવાળા દર્દીને જોવા આવ્યા હતા. જેમને મળવાની મને તીવ્ર ઝંખના અને શ્રદ્ધા હતી, એટલે હું એમના ચરણોમાં ઢળી પડી. મવલાના સાહેબે મને ચરણસ્પર્શ કરવાને ઘણી જ કડકાઈથી રોકતાં કહ્યું : "હવે શું વાર છે ? આપકી અમાનત પઢવા પછી પણ શું આપને હજુ કોઈ શંકા છે ?" મેં કહ્યું કે, હું તો માત્ર મવલાના સાહેબથી મળવા જ આવી હતી, પરંતુ હું મારી જાત પરની પકડ ગુમાવી ચૂકી હતી. એટલે મેં મવલાના સાહેબથી કહ્યું : "હું તો મુસલમાન થવા આવી છું." મવલાના સાહેબ ઘણા જ ખુશ થયા અને મને જલ્દીથી કલિમહ પઢાવ્યો અને મારૂં નામ સરોજની શાલિની હતું, તેના બદલે ઈસ્લામી નામ "સફીય્યહ શાલિની" રાખ્યું. મવલાના સાહેબે મને થોડીક કિતાબો પણ આપી, જેનો અભ્યાસ કરવા અને નમાઝ પઢવાની તાકીદ કરી.

**સવાલ** : બહેન સફીય્યહ ! 'અરમુગાન' માસિકના માધ્યમથી તમે મુસલ-માનોને કંઈક સંદેશ આપવા ચાહો છો ?

**જવાબ :** મારા દિલમાં આ વાત આવી ગઈ છે કે, સાયન્સ (વિજ્ઞાન) અને ટેકનોલોજીના આ પ્રગતિમય યુગમાં દુનિયાને ફક્ત અને ફક્ત ઈસ્લામની જરૂરત છે. ઈસ્લામ વગર આ દુનિયા બિલ્કુલ કંગાળ છે. અસ્માબહેન ! મારી આ વાતો શાયરી (કાલ્પનિક) વાતો નથી, બલ્કે આ પ્રગતિમય યુગનો અતિ નિકટતાથી અભ્યાસ કરી, અનુભવ કરી આપ સમક્ષ રજૂ કરી રહી છું. આ કંગાળ દુનિયાને ફક્ત ઈસ્લામ જ ઉગારી શકે છે, નહિં તો આ દુનિયા દેવાળી બની જશે. આ દુનિયાને કંગાલિયત અને અંધકારથી સુરક્ષિત રાખનાર માત્ર ઈસ્લામ જ છે. છતાં પણ આ કંગાળ દુનિયાથી આપણે આટલા બધા પ્રભાવિત કેમ છે ? મને ઘણું જ દુ:ખ અને આશ્ચર્ય થાય છે કે, જ્યારે હું વિચારૂં છું કે, આ દુનિયાનો અંધકાર અને એની કંગાલિયત દૂર કરવાનો આપણી પાસે સર્વોત્તમ ઉપચાર છે, છતાં પણ આપણે આટલા બધા લઘુતાગ્રંથિથી કેમ પીડાઈએ છીએ ! આપણે તો અલ્લાહનો આભાર માનવો જોઈએ, બલ્કે ગર્વ કરવો જોઈએ કે ઈસ્લામ આપણી આ વાત પાસે સર્વોત્તમ ઉપચાર છે. એટલે આ કંગાળ દુનિયા પર આપે દયા ખાવી જોઈએ. આ દૃષ્ટિએ આપણે આપણી જાતને સુખી અને ભૌતિક દુનિયાને તુચ્છ સમજવી જોઈએ.

## ડૉ. મુહમ્મદ કાસિમથી એક મુલાકાત

મારૂં નામ પ્રમોદ કેશવાણી હતું. હું ગૌહાટીના કાયસ્થ કુટુંબમાં ૧૭ જાન્યુઆરી ૧૯૭૪માં શ્રી હંસરાજ કેશવાણીના ઘરમાં પેદા થયો. શરૂઆતમાં શિક્ષણ અંગ્રેજી મિડીયમ સ્કુલમાં થયું, ત્યાર પછી ગૌહાટીમાં કમ્પ્યુટર સાયન્યસથી બી.એસ.સી. કર્યુ. એ પછી દિલ્હીથી કમ્પ્યુટર સાયન્સમાં એમ.એસ.સી.માં ગૉલ્ડ મેડલ મેળવ્યો અને ન્યુયોર્કમાં કમ્પ્યુટર સૉફ્ટવેરમાં બી.એસ.ડી. કર્યું. મારા મોટાભાઈ ડૉ. વિનોદ કેશવાણી ઘણા સારા સર્જન છે, ન્યુયોર્કમાં રહે છે. મારા પિતાજી સાયન્સના લેક્ચરર હતા. મારા ન્યુયોર્કના વસવાટ દરમિયાન તેમનું અવસાન થયું હતું. હવે હું અત્યારે અમેરિકાની એક સૉફ્ટવેર કંપનીની ગુડગાંવ શાખામાં ડાયરેક્ટર છું.

મને અલ્લાહપાકે પોતાની હિદાયતનો કરિશ્મો બતાવી આ જમીનથી

ઉપર એક અલગ દુનિયામાં ૬ ફેબ્રુઆરી ૨૦૦૭ના રોજ હિદાયતથી નવાજ્યો. મેં એવી જગ્યાએ ઈસ્લામ કબૂલ કર્યો કે, કદાચ પૂરી દુનિયામાં માત્ર અમે બે લોકોના સિવાય કોઈને ત્યાં હિદાયત નહીં મળી હોય.

**સવાલ** : થોડુંક થોડુંક તો અમે પણ સાંભળ્યું છે, પરંતુ તમે પોતે તમારા મોઢેથી બનાવ સંભળાવો.

**જવાબ** : બાળપણથી અમારૂં કુટુંબ હિન્દુ ધર્મને માનવાવાળું હતું. પહેલા અમારા દાદા અસલમાં લખનવના રહેવાસી હતા, એ કામધંધાના સિલ-સિલામાં ગૌહાટી ચાલ્યા ગયા હતા અને ત્યાં જ રહેવાસી-નિવાસી થઈ ગયા હતા. અમારા ઘરમાં ઉર્દૂ ખાસ કરીને લખનવની સંસ્કૃતિનો ખાસ અસર એક મુદ્દત સુધી ગૌહાટીમાં રહેવા છતાં હતો. અંગ્રેજી મિડીયમ સ્કુલમાં ભણીને મારો ધર્મથી સબંધ જરાક થોડો કમજોર પડ્યો. પાછું દિલ્હીમાં થોડું એવું વાતાવરણ મળ્યું કે ત્યાં ધર્મની વાત કરવી તેને ગવાર અને ગામડિયો અથવા રૂઢીવાદી હોવું સમજવામાં આવતું હતું. સોના પર સુહાગા આ થયું કે, ન્યુયોર્કમાં એમ.ડી. કરવા ચાલ્યો ગયો. ત્યાં તો ધર્મ અને ખાસ કરીને હિન્દુ ધર્મની આસ્થા (યકીન) બિલ્કુલ ઉઠી ગયું. મારા ન્યુયોર્કમાં રોકાણ દરમિયાન ૧૧ સપ્ટેમ્બરનો બનાવ બન્યો. આ બનાવથી ટી.વી. સમાચાર, પેપરો અને બીજા મિડીયાવાળા ઈસ્લામને આતંકવાદી, ખાસ કરીને મુસલમાનોને ઈસ્લામી ત્રાસવાદી હોવાને લઈને ઘણી ચર્ચા કરી. મારા દિમાગમાં એ વખતે મુસલમાનો વિશે એટલી વાત હતી કે, મુસલમાન જુના જમાનાની દાસ્તાનોમાં યકીન રાખવાવાળી એક બેહતરીન અને પછાત કૌમ છે. પરંતુ સપ્ટેમ્બરના બનાવ પછી મુસલમાન કોણ છે ? શું છે ? ઈસ્લામ શું છે ? કેમ એને માનવાવાળા આ પ્રમાણેનો એનાથી સબંધ રાખે છે ? અને આટલી મોટી કુર્બાની કેમ આપે છે. ખાસ કરીને મુસલમાન અને ઈસ્લામથી દુનિયાની કઈ કઈ કૌમોને ખતરો છે અને દુનિયાથી ઈસ્લામને શું નુકસાન છે અને આ લોકો દુનિયાથી શાંતિના દુશ્મન કેવી રીતે છે ? આવા પ્રશ્નો સામાન્ય રીતે સમગ્ર પશ્ચિમી દેશોના અને ખાસ કરીને અમેરિકામાં રહેવાવાળાના દિમાગમાં ઉઠી રહ્યા હતા.

એક જમાનામાં મિડીયાથી સબંધ રાખવાવાળો કોઈ અમેરિકાનો માણસ કોઈ દાઢીવાળા મુસલમાનથી ગભરાઈ જતો હતો. મારા ઈસ્લામ કબૂલ કરવાના ૬ દિવસ પહેલાં હું ન્યુયોર્કમાં હતો, મારા ભત્રીજાઓને એક પાર્કમાં લઈને ફરવા ગયો, તો ત્યાં એક દાઢીવાળા મુસલમાન મળ્યા, તો તરત જ બાળક મારી પાસે આવી ગયું અને ડરીને બીકથી બોલ્યું : "અંકલ ઉસામા છે." બાળકના આ વાક્યથી મારી ઝહનિયત અને પશ્ચિમી દુન્યામાં રહેવાવાળા દરેક માણસની હાલતને સમજી શકાય છે.

હું કંપનીના કામથી હેડ ઓફિસ ગયો હતો. એર ઈન્ડિયાથી મારી ટિકીટ હતી. મારે દુબઈથી ઓફિસ માટે થોડીક ખરીદી કરવાની હતી અને એક કંપનીની શાખાને આપવાની હતી. દુબઈ પાંચ દિવસ રોકાઈને ૬ જાન્યુઆરી ૨૦૦૩ માં હું એર ઈન્ડિયાના જહાજમાં સવાર થયો. લગભગ છેલ્લે સુધી મારી બાજુવાળી સીટ ખાલી રહી. બિલ્કુલ છેવટમાં (ઉડાન ભરતાં પહેલાં) ૨૦ મિનિટ પહેલાં તમારા અબી મારી બાજુવાળી સીટ પર આવ્યા. મેં એમનાથી હાથ મિલાવ્યો, એમનાથી ઓળખાણ કરી તો એમણે એમનું નામ 'કલીમ સિદ્દીકી' બતાવ્યું. એમનાથી સરનામું પૂછ્યું તો એમણે બતાવ્યું કે, દિલ્હીની પાસે રહું છું. મેં એમનું સ્વાગત કર્યું અને મશ્કરી અને ચુટકી-રસ લેવા માટે એમનાથી કહ્યું : "વેરી ગુડ, ઘણું સારૂં. મારૂં નામ ઉસામા છે." કદાચ એમને મારી વાત પર હસવું ન આવ્યું. એમણે આશ્ચર્યથી પૂછ્યું કે, તમારૂં નામ ઉસામા છે ? મેં કહ્યું કે, અસલમાં ચાર-પાંચ દિવસ પહેલાં ન્યુયોર્કમાં મારા ભત્રીજાઓને લઈને પાર્કમાં ફરવા ગયો હતો, ત્યાં એક દાઢીવાળા સાહેબ આવી ગયા તો બાળક ડરીને ભાગ્યું અને બોલ્યું કે અંકલ ઉસામા છે. મવલાના સાહબે મને પછી બતાવ્યું કે, તમારો બોલવાનો અંદાજ સાંભળીને થોડીવાર મારૂં દિલ દુઃખ્યું, પરંતુ મેં દિલમાં વિચાર્યું કે ત્રણ કલાક સાથે બેસવાનું છે, જો અલ્લાહ તઆલાએ લાજ રાખી તો આજે તમારૂં નામ ઉસામા રાખીને જહાજથી ઉતરીશું.

જહાજ ઉડ્ડયન કરવાના પહેલાં મેં મારી ઓળખાણ કરાવી અને મવલાના સાહેબથી પરિચય મેળવ્યો, તો એમણે બતાવ્યું કે, તેઓ ઉજમાન

(યુ.એ.ઈ.)માં એક અરબી અને ઈસ્લામી સેન્ટર ચલાવે છે. મેં એમને કહ્યું કે, પછી તો આપ ધર્મના વિશે ઘણું જાણતા હશો ? હું ઘણા સમયથી કોઈ ધર્મના જાણકારથી વાતો કરવા ચાહું છું. સારૂં રહેશે કે તમારાથી વાતો થઈ જશે. મવલાના સાહેબે કહ્યું કે, ધર્મ તો મોટી ચીજ છે, એના વિશે બધું જ જાણવું તો મોટી વાત છે. પરંતુ જેટલું હું જાણું છું, તમારાથી વાતો કરીને ખુશી થશે. જહાજે ઉડવાનું શરૂ કર્યું અને મેં વાતોનો સિલસિલો ચાલુ રાખ્યો. મેં મવલાના સાહેબથી સવાલ કર્યો કે, એ બતાવો કે ધર્મવાળા કહે છે કે, આ સંસારને બનાવનાર અને ચલાવનાર એક ઈશ્વર છે. એ સંસારને બનાવે છે, એ જ સંસારના બધા કામ ચલાવી રહ્યો છે. હવે તો સાયન્સનો જમાનો છે, દરેક વાતને દલીલોથી પારખવામાં આવે છે. આપની પાસે એનો શું સબુત છે કે તે એનો માલિક છે, એ સંસારને બનાવનાર છે ?

મવલાના સાહેબે કહ્યું : આપ કમ્પ્યુટરના સાયન્સમાં ડૉક્ટર હોવા છતાં જુના જમાનાની એક અભણ વૃદ્ધ સ્ત્રી જેવી વાત પણ નથી સમજી શકતા. તેનાથી જ્યારે તમારા જેવાએ પ્રશ્ન કર્યો, માટે આ બતાવો કે આ સંસારને બનાવનાર અને ચલાવનાર કોણ છે ? તેણે જવાબ આપ્યો કે, બેટા ! આ પૂરા સંસારને ચલાવનાર માત્ર અને માત્ર એક જ માલિક છે. પ્રશ્ન કરનારે પૂછ્યું : માં, આ વાત તમે કેવી રીતે કહો છો ? તેણે જવાબ આપ્યો કે, મને મારા ચરખાએ આ વાત શીખવાડી છે. પ્રશ્નકર્તાએ પૂછ્યું કે, એ કેવી રીતે ? તેણે કહ્યું કે, હું જોઉં છું કે, હું ચરખો ચલાવું છું તો તે ચાલે છે અને રોકાઈ જાઉં છું તો તે રોકાઈ જાય છે. હું ચરખો ચલાવું છું તો ચરખો સારી રીતે ચાલે છે અને સૂતર કાંતે છે, પરંતુ એક નાનકડું બાળક આવીને સૂતરની કાંટીને હાથ લગાવે છે, તો સંપૂર્ણ વ્યવસ્થા તૂટી પડે છે. એનાથી મને જાણ થઈ કે, જ્યારે એક નાનકડો ચરખો કોઈના ચલાવ્યા વગર નથી ચાલતો, તો આ સંસાર (સૃષ્ટિ) સૂરજ, ચાંદ, દિવસ-રાત, ગરમી-શરદી, વરસાદ આ દરેકની પૂરી વ્યવસ્થા કરનાર (બંદોબસ્ત કરનાર) કોઈ ચલાવી રહ્યો છે. જરૂર એનો ચલાવનાર કોઈ છે જ ! અને તે એકલો જ છે. એટલા માટે કે, નાનકડું બાળક મારા ચરખાને આંગળી

લગાવે છે, તો સમગ્ર સૂતર કાંતવાની વ્યવસ્થા પડી ભાંગે છે, તો એકથી વધારે ખુદા હોત તો સૃષ્ટિની પૂરી વ્યવસ્થા ઉલટ-પુલટ થઈ જાત.

મવલાના સાહેબે બતાવ્યું કે, કુરૂઆને કરીમે આ હકીકતને સ્પષ્ટ કરી છે કે, એક અલ્લાહના સિવાય વધારે ખુદા હોત તો સૃષ્ટિમાં લડાઈ અને ઝઘડો થાત.

**"લવ કા-ન ફીહિમા આલિહતુન ઈલ્લલ્લાહુ લ-ફ-સ-દ-તા."**

તર્જુમો : "અગર એ બેમાં (જમીન અને આસ્માનમાં) અલ્લાહના સિવાય બીજો કોઈ પણ મઅબૂદ હોત તો બન્ને લડી પડત."

અગર કેટલાક ભગવાન હોત અથવા દેવી-દેવતાઓને અમુક સત્તા હોત તો રોજ આસમાન-જમીનમાં ફસાદ રહેત. એક કહેત કે આજે દિવસ મોટો થશે અને બીજો કહેત કે, ના, નાનો થશે. એક કહેત કે શરદી હશે, તો બીજો કહેત કે, ના ગરમી રહેશે. એક કહેત કે વરસાદ થશે, તો બીજો કહેત કે, ના તડકો રહેશે. એકે પોતાની પૂજા (બંદગી) કરવાવાળાથી કોઈ વસ્તુનો વાયદો કરી દીધો તો બીજો તેના વિરૂદ્ધ કરવાનું કહેત. પરંતુ આપણે જોઈએ છીએ કે, સૃષ્ટિની પૂરી વ્યવસ્થા સંપૂર્ણ નિયંત્રણમાં કાયદેસર રીતે ચાલે છે. આ પૂરી વ્યવસ્થા આ બતાવે છે કે, એનો બનાવનાર અને ચલાવનાર માત્ર અને માત્ર એક જ માલિક છે.

મવલાના સાહેબે કહ્યું કે, એકલા માલિકે સારી દુનિયાના સરદાર માનવીની પ્રકૃતિ અને તેના વિચારમાં એ ખૂબી રાખી છે કે, તે કોઈ બનેલી વસ્તુને જોઈને એના બનાવનારને ઓળખે છે અને તેની મોટાઈને સમજે છે. તમે જુઓ કે જ્યારે તમે કોઈ સારૂં પકવાન ખાઓ છો, તો ખાવાનો સ્વાદ અને તેની ખૂબીથી વધારે તમારૂં ધ્યાન આ તરફ જાય છે કે, આ પકવાન કોણે બનાવ્યું ? સારી સિલાઈવાળા કપડાં જુઓ છો, તો તરત આપનો પ્રશ્ન એ હોય છે કે, આ કોણે સીવ્યું છે ? કોઈ સારી ઈમારત જુઓ છો, તો તરત જ ખ્યાલ આવે છે કે, આ ઈમારત કોણે બનાવી ? સારાંશ કે, કોઈ બનેલી વસ્તુથી માનવી એના બનાવનારને અને મખ્લૂકથી

એના ખાલિકને ઓળખવાનો કુદરતી જઝબો રાખે છે. આટલા મોટા સંસારની આવી સારી સારી વસ્તુઓ આ તારાઓથી ઝગમગતું આકાશ, આ ચંદ્ર અને સૂર્ય, આ દિવસ અને આ રાત, આ જમીન અને આ ફળ, ફૂલ, પહાડ અને સમુદ્ર, આ જાનવર અને આ પક્ષીઓ, પતંગિયાઓ આ બધું બતાવે છે અને તમારૂં અને અમારૂં દિલોદિમાગ પોતે કહી રહ્યું છે કે, જરૂર એનો બનાવનાર કોઈ મોટો હકીમ (ઘણી શક્તિશાળી) અને અલીમ (ઘણો જાણનાર) ખુદા (અલ્લાહ તઆલા) છે.

મવલાના સાહેબની આ સાદી દલીલોથી અસલ મોટી વાત સમજાવ-વાથી હું અંદરથી ઘણો પ્રભાવિત થયો કે, આ વ્યક્તિ ધાર્મિક છે અને સારી દલીલો સાથે વાત કરવાવાળા છે.

મવલાના સાહેબે કહ્યું કે, ડૉક્ટર સાહેબ ! આપના માટે બધાથી વધારે સમજવાની વાત આ છે કે, તે માલિક જેણે તમને અને પૂરી દુનિયાને તથા ઈન્સાનિયતને પેદા કરી છે, તે આ દુનિયાનો એક જ માલિક અને બાદશાહ છે. જ્યારે આ માલિક એકલો છે, તો એ સાચો કાનૂન અને દીન જે એના તરફથી મોકલવામાં આવ્યો છે, તે પણ માત્ર એક જ હશે. ઈન્સાનને અલ્લાહે બુદ્ધિ આપી છે, તો એની જવાબદારી છે કે, એ એકલા સાચા ધર્મની જાણકારી મેળવીને તેને માને અને એ અલ્લાહે પોતાની છેલ્લી કિતાબમાં આ વાત સ્પષ્ટ કરી છે કે, તે સાચો ધર્મ અને દીન માત્ર ઈસ્લામ છે.

**“ઈન્નદ્દી-ન ઈન્દલ્લાહિલ ઈસ્લામ.”**

તર્જુમો : “બેશક, (સાચો) દીન અલ્લાહના નજદીક ઈસ્લામ જ છે.”

જ્યારથી માનવી પેદા થયો છે, ત્યારથી લઈ આજ સુધી ઈસ્લામ જ એક સાચો ધર્મ છે. જો ઈન્સાન આ એકલા સાચા માલિકને અને તેના બનાવેલા સાચા દીને ઈસ્લામને ન માને, તે આ દુનિયાનો ગદ્દાર છે. અને તેને આ સંસારની કોઈ પણ વસ્તુથી ફાયદો ઉઠાવવાનો હક નથી. એને અલ્લાહની જમીનની નેશનાલિટી (નાગરિકતા) નહીં મળશે. એને બાગી અને ગદ્દારની સજા ફાંસી અથવા હંમેશાની જેલ છે. અને માલિકને ત્યાં

પણ આ ગેર ઈમાનવાળાના માટે હંમેશા માટે નર્કની જેલ છે. અને આ દુનિયામાં પણ તે જ્યારે ઈચ્છે ત્યારે સજા આપી શકે છે. નહીં તો મૌતની ચેકપોષ્ટ ઉપર જ્યારે આ દેશથી પરલોક (બીજા દેશ)માં ઈન્સાન જશે, ત્યારે અલ્લાહનો ઈમીગ્રેશન સ્ટાફ બધાથી પહેલા ઈમાનને જ ચેક કરશે. આમ કહીને મવલાના સાહેબે મારો હાથ પકડી લીધો અને કહ્યું કે, ડૉક્ટર સાહેબ ! તમે મારી સાથે સફર કરી રહ્યા છો, અને આ પણ મારૂં ઈમાન છે કે, આપણે બધા એક માં-બાપની સંતાન અને લોહીના સબંધથી ભાઈ-ભાઈ છીએ અને હવે તો આપ મારા સફરના સાથી છો, અને હમસફરનો મોટો હક હોય છે. એટલે આપને મુહબ્બતથી વાત કહું છું કે, મૌતનો કોઈ ભરોસો નથી કે મૌત ક્યારે આવી જાય. એટલે આનાથી સારો કોઈ સમય નથી હોઈ શકતો કે, આપ મુસલમાન થઈ જાઓ અને કલિમો પઢી લો.

મેં મવલાના સાહેબથી કહ્યું કે, આપની વાતો મને ઘણી રોમાંચ લાગી રહી છે અને હું જરૂર વિચારીશ. પણ આ ધર્મ બદલવો કોઈ મજાક થોડી છે કે, આટલી જલ્દી ફેંસલો કરી લેવામાં આવે. મવલાના સાહેબે કહ્યું કે, આ ફેંસલો ઘણો જલ્દી કરવાનો છે ડોક્ટર સાહેબ ! તમે મને સતાવો નહીં અને તરત જ કલિમો પઢી લો.

મેં મવલાના સાહેબથી કહ્યું કે, આપ મને સમય આપો. મવલાના સાહેબે કહ્યું કે, સમય વિતી ગયો છે. તરત જ કલિમો પઢી લો. આ માટે કે અમેરિકાના એક હવાઈ જહાજને કોલંબીયા જતા હમણાં જ ચાર દિવસ પહેલાં અકસ્માત થયો છે. જો આપણું જહાજ પણ ઉતરતા સમયે ખુદા ન કરે અને અકસ્માતનો શિકાર બની ગયું તો પછી ક્યાં સમય રહેશે. આમ મોડે સુધી મવલાના સાહેબ મને સમજાવતા રહ્યા અને વારંવાર બેચેન થઈને કહેતા કે, મોડું ન કરો, જલ્દી મુસલમાન બની જાવ. ન જાણે તમારી મૌત આવે કે પછી હું મૃત્યુ પામું. ઈસ્લામ સાચો ધર્મ હોવા ઉપર મવલાના સાહેબે આપણા દેશ ભારતની હુકૂમતનો વ્યવસ્થાનો દાખલો આપ્યો અને અત્યારના પહેલાંના બધા વડાપ્રધાનોને પણ સાચા બતાવીને બાજપાઈના જમાનાના કાયદાઓને માનવાનું જરૂરી બતાવીને મારા દિલને સંતોષ આપ્યો.

મરવા પછી સ્વર્ગ અને નર્ક પર જ્યારે મેં શક બતાવ્યો કે મરવા પછી કોણે જોયું કે આદમી મરી ગયો અને સડી ગયો ? તો એમણે પહેલાં તો સાચા નબીની ઝબાન અને સાચા કુર્આનની વાત કહી. પછી એક માછલીનો બનાવ ઉદાહરણ રૂપે મને સંભળાવ્યો, જેથી મારા દિલને ઘણો સંતોષ થયો. મારા દિલમાં અચાનક ખ્યાલ આવ્યો તો મેં મવલાના સાહેબથી સવાલ કર્યો કે, સારૂં આ બતાવો કે મુસલમાનોને પોતાના ધર્મ અને દીનની વાતો પર જે વિશ્વાસ, ભરોસો અને યકીન હોય છે, એ અમારા હિંદુઓમાં કેમ નથી હોતો ? મવલાના સાહેબે જવાબ આપ્યો કે, યકીન અને વિશ્વાસ ઈન્સાનને સચ્ચાઈના ઉપર થાય છે અને જૂઠ પર ઈન્સાનને શક રહે છે. એટલા માટે કે કુર્આન ઈસ્લામી ઉસૂલ છે. એના લાવનારા આખરી અને છેલ્લા રસૂલ અને એમની ઝિંદગી (ઈતિહાસ)ના વાસ્તાથી અમારી પાસે ઘણી પાકી સનદની સાથે મૌજૂદ છે. એટલા માટે અમને ઈસ્લામની એક એક વાત ઉપર અંદરથી યકીન હોય છે. ઈસ્લામ અને કુર્આન એવા સાચા નબીના મારફત અમારા સુધી પહોંચ્યું છે, જેમને દુશ્મન પણ સાચા અને ઈમાનદાર (અમાનતદાર) કહેતા હતા. બલ્કે એમનું નામ જ સાચા અને ઈમાનદાર એ લોકોએ રાખી લીધું હતું.

મારા દિલને આ વાત ઘણી સાચી લાગી. વારંવાર મવલાના સાહેબ મારાથી ઈસ્લામ કબૂલ કરવા અને મુસલમાન થવા માટે કહેતા, પરંતુ ધર્મ બદલવો એ મારા માટે એટલું આસાન કામ ન હતું. જ્યારે મવલાના સાહેબ વારંવાર કહેતા રહ્યા, તો હું જાન બચાવીને ઉઠીને પેશાબ કરવાના બહાને જહાજના ટોઈલેટમાં ચાલ્યો ગયો. ટોઈલેટથી પાછા આવીને સીટ પર જવા કરતાં એક બાજુ ઉભો રહીને મોડે સુધી વિચારતો રહ્યો કે, આ માણસ સાથે મારૂં કોઈ સગપણ નથી, એને મારાથી કોઈ લાલચ નથી, આવો પઢેલો અને ભણેલો અને દલીલથી વાત કરે છે. હું એક ડૉક્ટર, તાલીમ પામેલો માણસ છું, શિક્ષણ પામેલ. જ્યારે મારૂં દિલ અને દિમાગ સો ટકા એની વાતોથી સંતોષ અનુભવે છે, તો મારે ફેંસલો કરવામાં આમ વિચારવું કે સમાજ શું કહેશે ? જહાલત છે. આ નવો જમાનો છે અને દરેક

માણસ કમસે કમ મારા જેવા સાયન્સમાં પી.એચ.ડી. કરવાવાળો તો સો ટકા આઝાદ છે, અને મેં ફેંસલો કરી લીધો કે મારે આ સાચા માણસના આ દર્દભર્યા આમંત્રણને નકારવું ન જોઈએ. મવલાના સાહેબે મને બતાવ્યું કે, દુબઈના સફર પ્રવાસમાં એ ઘણા દુઃખી હતા. તમે જ્યારે ઉઠીને ગયા તો મેં મારા માલિકથી તડપી તડપીને દુઆ કરી કે, હે મારા અલ્લાહ ! જ્યારે તું જ દિલોને ફેરવનારો છે, તો આના દિલને ઈસ્લામ માટે ખોલી દે. તમારા દુઃખી બંદાનું દિલ ઘણું દુઃખી છે, મારા અલ્લાહ ! ખુશ કરી આપ.

**સવાલ** : એના પછી શું થયું ?

**જવાબ** : એના પછી શું થાત ? ફેંસલો ઉપરથી થઈ ચૂક્યા હતો, ઘણા વિશ્વાસ અને ઈરાદાની સાથે હું સીટ ઉપર પહોંચ્યો. મને આજે પણ એ ઈરાદાની મજાનો એહસાસ થાય છે. જેમકે કોઈ સેનાપતિ એક દુનિયા જીતીને બેઠો હોય. મેં મવલાના સાહેબથી કહ્યું કે, મને મુસલમાન બનાવી આપો. મવલાના સાહેબે મારા હાથ ચૂમી લીધા અને ખુશીથી મને કલિમો પઢાવ્યો અને મારૂં ઈસ્લામી નામ "મુહમ્મદ કાસિમ" રાખ્યું અને મને બતાવ્યું કે, આ ઈસ્લામ હવે તમારી મિલ્કત નથી, પરંતુ અમાનત છે. અને આપ કાસિમ છો. અમારા નબી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો એક લકબ કાસિમ હતો. હવે ઈસ્લામ બધા સુધી પહોંચાડવાનો છે. જહાજમાં જાહેરાત થઈ કે હવે આપણે દિલ્હી પહોંચી રહ્યા છે. જહાજ ઉતર્યું, અમે બંને પોતાના દેશમાં એક મઝહબ, એક ધર્મની સાથે આસમાનથી ઉતર્યા. મેં મારા લગેજમાંથી તે મિઠાઈનો ડબ્બો, ચોકલેટ અને બિસ્કીટ કાઢીને મવલાનાને ખુશીથી અર્પણ કર્યા, જે હું મારા કુટુંબના ધર્મગુરૂ માટે લાવ્યો હતો અને ખુશી-ખુશીથી ગુડગાંવ પહોંચ્યો.

## એક નવમુસ્લિમ મુહમ્મદ ઈકરામનું ઈન્ટરવ્યુ

પહેલાં મારૂં નામ વિક્રમસિંઘ હતું. હું મેરઠ જિલ્લાનું એક ગામડું કે જેનો હવે શહેરમાં સમાવેશ થઈ ગયો છે, ત્યાંનો રહેવાસી છું. મારા પિતાનું નામ શ્રી રામતિલક છે. તેઓ ગામના એક સામાન્ય ખેડૂત છે. મારે ચાર

ભાઈ અને એક બહેન છે. મેં નાનકચંદ્ર કોલેજમાં ઈતિહાસમાં એમ.એ. કર્યા બાદ એલ.એલ.બી.માં પ્રવેશ મેળવી લીધો હતો. બીજા વર્ષે મારા જીવનમાં એવા સંજોગો ઉભા થયા કે મારે અધવચ્ચેથી શિક્ષણને પડતું મૂકવું પડ્યું. ૨ ઓક્ટોબર ૨૦૦૨ના રોજ મેં ઈસ્લામ સ્વીકારી લીધો.

**સવાલ** : ઈસ્લામ કબૂલ કરવાનું કારણ શું બન્યું ? જરા વિગતે કહો.

**જવાબ** : મારૂં બાળપણ અચરજ પમાડે એવું વિત્યું હતું. મારૂં ઘર ચુસ્ત હિન્દુવાદી હતું. હું જરા મોટો થયો તો મારા અંતરમાં પોતાના માલિક (પોતાના અલ્લાહ)ની શોધના ઉમંગો ઉભરાવા લાગ્યા. હું એકલો એકાંતમાં બેઠો હતો કે મારા દિલમાં આ વિચારો ઉમડવા લાગ્યા કે, આ સમસ્ત સંસારને બનાવવાવાળો કોણ છે ? અને તે કોણ છે જેણે આટલા બધા માનવોને પેદા કર્યા અને તે તમામ એક-એકથી બિલ્કુલ જુદા જુદા. અહીં સુધી કે, એક માં-બાપની અવલાદ પણ એકમેકથી જુદી છે ! કોઈ કંપની એક કાર બનાવે છે, તો તેનું મોડેલ એકસરખું જ હોય છે, પરંતુ તે નંબર પ્લેટથી ઓળખી શકાય છે. પરંતુ આ દુનિયાના કરોડો લોકો એક જ માલિકે બનાવ્યા છે, તેઓ નંબર પ્લેટ વગર ઓળખી શકાય છે. તો કોણ છે એનો બનાવનાર ? સૂર્ય નીકળે છે, તો આગ વરસાવે છે. ચંદ્રમાં નીકળે છે તો ઠંડક આપે છે. આટલું મહાકાય આકાશ થાંભલા અને દીવાલ (ભીંતો) વગર ટકેલું છે, તો એને કોણ સંભાળે છે ? માનવીના અવયવો (આંખ, કાન, હાથ-પગ) વગેરેનો બનાવનારો કેવો મહાન હશે ? જો કોઈ આંખ ફૂટી જાય છે, તો ડૉક્ટર પથ્થરની આંખ લગાડી શકે છે. પરંતુ આખી દુનિયાના ડૉક્ટરો ભેગા મળીને પણ એના જેવી (અસલ) આંખ નથી બનાવી શકતા. આવા બધા સવાલો અને અલ્લાહે બનાવેલ તમામ વસ્તુથી એના બનાવનારને શોધવા પર વિવશ કરી દીધો. મેં મારા દિલના સંતોષ માટે ધર્મનો સહારો લીધો કે દુનિયાના જેટલા ધર્મો છે, એમાં મનોમંથન કરી મારા પ્રશ્નોના જવાબ મેળવું.

હું મંદિરમાં જતો હતો, પરંતુ ત્યાં જોતો હતો કે લોકો પોતાના હાથથી બનાવેલી મૂર્તિઓની પૂજા કરે છે, તેથી મને આશ્ચર્ય થતું. મૂર્તિની પૂજા

કરવાવાળાની બુદ્ધિ પર મને અફસોસ થતો.

એક વાર હું મારા નાનાભાઈ સાથે હરિદ્વારની નિલકંઠ પહાડીઓ પર ફરવા માટે ગયો. ત્યાં મેં જોયું કે, મંદિર પર અસંખ્ય પોલીસોની ભીડ છે. મેં લોકોથી પૂછ્યું કે, અહીં આટલી બધી ભીડ શા માટે છે ? એમણે મને જવાબ આપ્યો કે, મંદિરમાં ભગવાન શિવજીનો ઘણો વજનદાર અને કિંમતી સોનાનો સાપ મૂકેલ છે, અને રક્ષા કરવા માટે આટલા બધા પોલીસ છે. કોઈ ભગવાનનો સાપ ચોરી ન જાય એટલા માટે પોલીસ સતત ચોકી ભરે છે ! આ સાંભળી મને આંચકો લાગ્યો કે, જે શિવજી પોતાના સાપનું રક્ષણ ન કરી શકતા હોઈ, તે અન્યોનું શું રક્ષણ કરવાનો ? જે એટલો મજબૂર છે કે એને પોતાની રક્ષા કરવા માટે પોલીસની જરૂરત છે, તો એ પૂજાના પાત્ર કઈ રીતે હોઈ શકે છે ?

મેં હિન્દુ ધર્મ છોડી ઈસાઈઓ (ખ્રિસ્તીઓ) પ્રતિ સત્યની શોધમાં પ્રયાણ કર્યું, તો મેં ત્યાં પણ હઝરત ઈસા (અલૈ.)ના ફોટાઓ જોયા, જેની પૂજા કરવામાં આવતી હતી. હઝરત ઈસા (અલૈ.)ને અલ્લાહના બેટા માને છે. તો અલ્લાહને વળી પુત્ર કેવો ? મેં જોયું કે, હઝરત ઈસા (અલૈ.)ની મૂર્તિની પૂજા કરે છે, એની પ્રાર્થના કરે છે. જ્યારે એમનું માનવું છે કે, એમને શૂળીએ ચઢાવી દેવામાં આવ્યા હતા. જે ખુદાને શૂળીએ ચઢાવી દેવામાં આવે એ ખુદા કેવા ? એની પૂજા કરવી એ કેટલી અકલમંદીની વાત છે ! મારૂં દિલ ઈસાઈયત તરફથી પણ હટી ગયું અને હું નિરાશ થઈ ગયો.

એક દિવસ ચર્ચથી નિરાશ વદને પાછો ફરી રહ્યો હતો, તો રસ્તામાં મુનીઓનું એક ટોળું (ચાર-પાંચ લોકો નગ્ન અવસ્થામાં) જઈ રહ્યા હતા. રસ્તામાં કોઈ ઠેકાણે એમનું સ્વાગત થવાનું હતું. જુવાન છોકરીઓ એમના નગ્ન શરીરને ધોઈને પાણી પી રહી હતી. હું ઘણો નિરાશ થયો અને શરમના કારણે ડૂબી મરવાની ઈચ્છા થઈ કે માણસની અંધ અક્કલ અને ખોટા રીત-રિવાજો સમક્ષ ક્યાં સુધી ભટકતી રહેશે.

બધા જ ધર્મથી નિરાશ થઈને મેં ઈસ્લામનો અભ્યાસ શરૂ કર્યો. મારા

ગામમાં ઘણા મુસલમાનો રહેતા હતા. એમની સાથે પણ સંપર્ક રાખી તપાસ કરતો રહ્યો. મેં જેમ જેમ ઈસ્લામનો અભ્યાસ કરવાનું શરૂ કર્યું તો મારા દિલને એવું લાગ્યું કે, ઈસ્લામ એક પ્રાકૃતિક ધર્મ છે. મને આખિરત (પરલોક)ના અકીદા (માન્યતા)એ સૌથી વધુ પ્રભાવિત કર્યો કે, ‘‘પ્રત્યેક વસ્તુ ફના (ખત્મ) થવાવાળી છે અને મૃત્યુ પછી અલ્લાહ તઆલા સમક્ષ તમામ વસ્તુઓનો જવાબ આપવાનો છે.’’ આ માન્યતા માનવીને માનવ બાકી રાખવા માટે ઘણી જ સારી લાગે છે. આ દુનિયા છોડી બધાએ એક દિવસ જવાનું છે અને પોતાના માલિક સમક્ષ દુનિયામાં કરેલ કૃત્યોનો જવાબ આપવાનો છે. એવા માલિક સમક્ષ જવાનું છે કે, જે આખી દુનિયાને બનાવવાવાળો છે અને બધા એના બંદા છે. અહિંયા સુધી કે, ઈસ્લામના રસૂલ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પણ અલ્લાહ તઆલાના બંદા અને નેક ઈન્સાન છે. ઈસ્લામ વિશે જાણવા માટે મેં અમુક મુસલમાન છોકરાઓથી દોસ્તી કરી લીધી. મારા એક દોસ્ત ફારૂકની નાનીનો ઈન્તિકાલ થઈ ગયો. હું એમની દફનવિધિમાં હાજર થયો. કબરમાં દફન કરવાની રીત જોઈ તો હિન્દુ ધર્મના સિદ્ધાંત પ્રમાણે અત્યાચારી ઢબે મૃત્યુ બાદ ચિતામાં સળગાવવા કરતાં આ દફન કરવાની રીતભાત મને ઘણી જ સારી લાગી.

**સવાલ** : ઈસ્લામ કબૂલ કર્યા પછી શું થયું ?

**જવાબ** : ઈસ્લામ કબૂલ કર્યા પછી મારા ઉપર પાંચ વખતની નમાઝ ફર્ઝ થઈ ગઈ. હું મસ્જિદમાં જવા લાગ્યો અને નમાઝ શીખવા લાગ્યો. આ વાત આજુબાજુના ગામડાઓમાં ફેલાઈ ગઈ. અમુક મુસલમાનો પણ ગભરાવા લાગ્યા. હું એ મુસલમાનોથી કહેતો કે, તમે શા માટે ગભરાવો છો ? પોલીસ જો મને ગુનેહગાર સમજતી હશે તો હું જવાબ આપી દઈશ. હું જ્યારે પોતે નથી ડરતો (ગભરાતો), તો તમે શા માટે ડરો છો ? હું જુવાન છું, પોસ્ટ ગ્રેજ્યુએટ છું, અભણ તો નથી. મેં પોતે સમજી-વિચારીને તમામ ધર્મોનો અભ્યાસ કર્યા બાદ આ નિર્ણય લીધો છે. મારા ઘરવાળાઓ મને સતાવવા લાગ્યા. મારા પિતાએ પાંચ-પાંચ દિવસ સુધી મને ઘરમાં પૂરી

રાખ્યો છતાં મેં નમાઝ ન છોડી. મારા દિલમાં વિચાર આવ્યો કે, દુનિયા-વાળાઓ ચોરી કરી, ખોટા કામો કરી જેલમાં પુરાઈને પોલીસના અત્યાચારો સહન કરે છે, જ્યારે હું તો મારા પાલનહારની સાચી વાતના કારણે ઘરમાં કેદ છું અને ઘરવાળાઓનો સિતમ સહન કરી રહ્યો છું. માત્ર આવા વિચારોથી જ મને એમનું મારવું-ઝૂડવું સારૂં લાગતું હતું.

## મુહમ્મદ અનસથી એક મુલાકાત

**સવાલ** : તમારો ટૂંકમાં પરિચય આપો.

**જવાબ** : મારૂં નામ અલ્હમ્દુલિલ્લાહ મુહમ્મદ અનસ છે. ઈ.સ. ૨૦૦૦માં મને અલ્લાહે ફુલતમાં આપના વાલિદ સાહેબના હસ્તે ઈસ્લામ સ્વીકારવાની ખુશકિસ્મતી નસીબ કરી. મારૂં પોતાનું અસલ વતન કલકત્તા છે. મારૂં પ્રથમ નામ વરૂણકુમાર ચક્રવર્તી હતું. અમે લોકો ચક્રવર્તી બ્રાહ્મણ કુટુંબથી સબંધ ધરાવીએ છીએ. મારા પિતાશ્રી અરૂણકુમારજી મોટા વેપારી હતા. અમારો કલકત્તાના એક મોટા બજારમાં ચામડાના જેકેટ તથા પર્સ વગેરેનો વેપાર હતો. હું સૌથી મોટો પુત્ર છું. મારાથી નાનો એક ભાઈ અને એક બહેન છે. બન્ને શિક્ષણ મેળવી રહ્યા છે. મેં અંગ્રેજીમાં એમ.એ. કર્યું છે. મારી ઈચ્છા અંગ્રેજીમાં પી.એચ.ડી. કરવાની હતી, પરંતુ મારા પિતાજીની બીમારી અને એમના અવસાનને કારણે મારે પોતાનું શિક્ષણ છોડવું પડ્યું અને દુકાને બેસવું પડ્યું. પાછળથી મારાથી નાનો ભાઈ પણ દુકાને બેસવા લાગ્યો. મારી એક મોટી બહેન જે મારાથી બે વર્ષ મોટી હતી, તે શાદીના બે વર્ષ પછી મૃત્યુ પામી ગઈ, તે મને ખૂબ જ ચાહતી હતી.

**સવાલ** : તમે તમારા ઈસ્લામ કબૂલ કરવા અંગે જરા પ્રકાશ પાડશો ?

**જવાબ** : ઈ.સ.૧૯૯૭માં મારા વાલિદ સાહેબના પેટમાં દર્દ થયું. કેટલાયે દિવસો સુધી સખત તકલીફ રહી. પાછળથી તપાસ પછી ડૉક્ટરોએ બતાવ્યું કે, એમના આંતરડામાં કેન્સર છે. ઓપરેશન થયું, થોડા સમય માટે આરામ થયો. પરંતુ પાછળથી તકલીફ વધી ગઈ અને દોઢ વરસની સખત તકલીફ પછી ૧૬ માર્ચ ૧૯૯૯માં એમનું અવસાન થઈ ગયું. એમના ક્રિયાકર્મમાં

મોટો દીકરો હોવાના કારણે મારે જ આગ લગાડવાની હતી. આગ લગાવતા અને બાળવાનું દશ્ય મારા માટે તકલીફવાળું રહ્યું. આ ક્રિયાકર્મ અને એમાં પંડિતોના ઢોંગથી અને આવા શોકના સમયમાં જાતજાતની માંગણીઓથી મને હિન્દુ ધર્મથી નફરત જ થઈ ગઈ. પરંતુ આ નફરત એવી ન હતી કે, હું કોઈ મોટું પગલું ભરી લઉં. પાંચ માસ પછી મારી મોટી બહેનને મગજનો તાવ લાગુ પડ્યો અને તે એક મહિનો બીમાર રહીને અવસાન પામી ગઈ. તે મને ખૂબ જ મુહબ્બત કરતી હતી, મને પણ તેનાથી હદથી વધીને મુહબ્બત હતી. તે છ-સાત મહિનાની ગર્ભવતી હતી. તેના મરવા પછીની છેલ્લી રસમ-રિવાજ મુજબ તેને સ્મશાન લઈ ગયા. ત્યાંના પૂજારી (પંડિતજી)એ લાશને જોઈને કહ્યું કે, આ મહિલાના પેટમાં બાળક છે, એને બાળી નહીં શકાય, એને તો દફન કરવું પડશે. આ બાળકને એના પેટમાંથી કાઢો. મેં પંડિતજીને કહ્યું કે, હવે આ મૃત્યુ પામેલી મારી બહેનનું પેટ ચીરવામાં આવશે ? અમારાથી આ નહીં જ થાય. તેમણે કહ્યું : તો પછી અમારા સ્મશાનમાં આ વિધિ થઈ નથી શકતી. અમોએ કહ્યું કે, અમે પોતે જ બાળી દઈશું. તેઓએ કહ્યું કે, સ્મશાનની બહાર કોઈ જગ્યાએ એનો ક્રિયાકર્મ કરી લો. મેં સગા-વ્હાલાઓથી વિનંતી કરી કે, કોઈ બીજી જગ્યાએ લઈ જઈએ. પરંતુ તેઓ માન્યા નહીં અને મારી સામે જ મારી બહેનને નગ્ન કરીને એનું પેટ ચીરવામાં આવ્યું અને તેનું બાળક કાઢવામાં આવ્યું. મારૂં દિલ ઘણું જ તૂટી ગયું અને હું હિન્દુ ધર્મને થૂંકીને કલકત્તાથી આવી ગયો અને ઘરબાર છોડી દીધું. થોડા દિવસો પટનામાં રહ્યો, ત્યાં એક ડૉક્ટર સાહેબના ત્યાં નાનકડા નર્સિંગ હૉમમાં નોકરી મેળવી લીધી. ડૉક્ટર સાહેબ મુસલમાન હતા. થોડા દિવસો પછી જ્યારે પરિચય ગાઢ થયો ત્યારે મેં મારી દુઃખભરી કહાની તેમને સંભળાવી. તે ઘણા જ પ્રભાવિત થયા અને મને ઈસ્લામ કબૂલ કરવા અને તે માટે દિલ્હી જવાની સલાહ આપી.

૨૪ મે ૨૦૦૦ના રોજ જે દિવસે મેં ઈસ્લામ કબૂલ કર્યો ત્યારે મવલાના કલીમ સાહેબની પાસે ઘણા લોકો બેઠા હતા. પાછળથી મવલાના કલીમ સાહેબે લોકોથી મારો પરિચય કરાવ્યો. મને આશ્ચર્ય પણ થયું અને ખૂશી

પણ થઈ કે, સવારથી આજે અહિંયા ૯ વ્યક્તિઓ ઈસ્લામ કબૂલ કરવા માટે આવી ચૂક્યા છે અને એનાથી વધુ આશ્ચર્ય આ વાત પર થયું કે, મારાથી પહેલાં ૮ અને હું પોતે નવમો હતો. અમે નવમાંથી એક આદમીને પણ કોઈ મુસલમાને ઈસ્લામની દઅવત આપી ન હતી. તમામે ઈસ્લામની અમૂક અમૂક અને અલગ-અલગ બાબતોમાં આકર્ષણ અનુભવ્યું હતું. કોઈને પોતાને જ ઈસ્લામ વિશે જાણવાનો શોખ પેદા થયો અને વધુ પ્રમાણમાં તો પોતાના ધર્મના અંધવિશ્વાસ અને ખોટા રીત-રિવાજોથી પ્રત્યાઘાત રૂપે ઈસ્લામમાં આવવા માટે રસ્તો ખોલી આપ્યો.

## જનાબ અબ્દુલહલીમ સાથે એક મુલાકાત

હું જિલ્લા બેગમસરાય બિહારમાં એક રાજપૂત કુટુંબમાં ૨૩ વર્ષ પહેલાં જન્મ્યો હતો. મારા કુટુંબીજનોએ મારૂં નામ નિર્મલકુમાર રાખ્યું હતું. મારા પિતાજીનું નામ ગંગાપ્રસાદ હતું. તેઓ ફાર્માસિસ્ટ હતા. મારે ૬ બહેનો અને ૩ ભાઈઓ મારા સિવાય છે. મારા માતાજી પણ આરોગ્ય વિભાગમાં એલ.એચ.વી. છે. મારૂં પ્રાથમિક શિક્ષણ સમસ્તીપુરમાં થયું અને સમસ્તીપુરમાં જ આચાર્ય નરેન્દ્રદેવ મહાવિદ્યાલયમાંથી બી.એ. કર્યું. મારા પિતાજી સહજ અને પ્રાકૃતિક રીતે મુસલમાન હતા. તેઓ મૂર્તિપૂજાને અત્યંત મૂર્ખતાપૂર્ણ વાત માની તેને ધિક્કારતા હતા. મને તો બાળપણથી જ ઈસ્લામ પ્રત્યે લાગણી હતી. લોકો જ્યારે પૂજા કરવા મંદિરમાં જતા હતા, ત્યારે હું તેમને કહેતો કે, આ પથરાઓમાં શું પડ્યું છે ? વિજ્ઞાનના યુગમાં પણ તમે તમારા હાથે ઘડી કાઢેલી મૂર્તિની પૂજા કરો છો ?

હું જ્યારે કુર્આને કરીમમાં હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામનો બનાવ વાંચું છું, ત્યારે મને લાગે છે કે, મારી સ્થિતિ પણ હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામ જેવી જ હતી. એ તો અલ્લાહના નબી હતા, હું તો એમની ચરણરજ સમાન પણ નથી. તેમ છતાં બાય નેચર હું તદ્દન ઈબ્રાહીમી હતો. અહમદભાઈ ! હું અઝાનનો અવાજ સાંભળતો ત્યારે લાગતું કે, મને જ પોકારવામાં આવી રહ્યો છે. અમારી નજદીક આવેલી એક મસ્જિદમાં એક

કારી સાહેબ એકદમ અરબી શૈલીમાં અઝાન આપતા હતા. હું ખૂબ ધ્યાન-પૂર્વક અઝાન સાંભળતો. ક્યારેક ક્યારેક એવું બનતું કે, હું ખાવાનું ખાઈ રહ્યો હોય ત્યારે અઝાન સાંભળીને ખાતા ખાતા અટકી જતો. પાણી હાથમાં હોય અને અવાજ સાંભળતો, તો પાણીનો ગ્લાસ હાથમાં લઈને આખી અઝાન સાંભળતો અને અઝાન પૂરી થયા પછી જ પાણી પીતો. ક્યારેક ક્યારેક અઝાન પૂરી થતી ત્યારે ક્યારેક મનમાં તો ક્યારેક મોટેથી બોલતો કે, હે મારા માલિક ! હું પણ ક્યારેક તારો અવાજ સાંભળીને કોઈક દિવસ તારા દરબારમાં હાજર થઈશ અને તારા ઘરમાં માત્ર તારી સામે જ માથું નમાવીશ. મારા સદ્‌ભાગ્યે અલ્લાહ તઆલાએ મને એવો બાપ આપ્યો હતો કે બાય નેચર મુસલમાન હતા, જેમણે મને મૂર્તિપૂજક બનવા ન દીધો (નિસાસો નાંખતા), પરંતુ અફસોસ કે એ પોતે કલિમો પઢ્યા વિના જ આ દુનિયામાંથી ચાલ્યા ગયા હતા. મારૂં અંતરમન મને ઈસ્લામની તરસથી બેચેન રાખતું હતું. મારા અલ્લાહે મારૂં માર્ગદર્શન ફરમાવ્યું. કાલા આમ્બમાં મારી ફેક્ટરીમાં એક નવયુવાન મુલ્લાજી કામ કરતા હતા, તેમનું નામ હતું તવહીદ. તેઓ કેવા હતા ! અત્યંત સુંદર, આખી દાઢી, ગોળ ટોપી અને ઈસ્લામી શરીઅત પ્રમાણેના વસ્ત્રો. મારી ઈસ્લામી જીવન પ્રકૃતિ હોવાથી એ નવયુવાન મુસલમાન જ આખી ફેક્ટરીમાં મને સૌથી વધુ પસંદ દેખાતો હતો. મારા મનમાં એમ થયું કે, મારા માલિકે મને હિન્દુઓમાં પેદા કર્યો છે, મારૂં અંતરમન ગમે તેવું હોય, પણ હું મારા વસ્ત્રો અને મારી શકલ-સૂરતને તો સુંદર શૈલીમાં રાખી શકું છું. મેં તક જોઈને એક દિવસે એ નવયુવાન તવહીદને કહ્યું કે, મારી ઈચ્છા છે કે હું પણ તમારી જેવા વસ્ત્રો પરિધાન કરૂં અને દાઢી રાખું. તમે મને બે જોડી કપડાં અને ટોપી સિવડાવી આપોને ! તેમણે મને કહ્યું કે, માત્ર વસ્ત્રો ધારણ કરવાથી શું થવાનું છે ? આખે-આખા મુસલમાન બની જાવ ને ? મેં તેમને જવાબ આપ્યો કે, મારા માલિકે તો મને હિંદુ કુટુંબમાં પેદા કર્યો છે, હું અંદરથી મુસલમાન કેવી રીતે બની શકું છું ? તેમણે કહ્યું કે, જે રીતે હું મુસલમાન બન્યો છું. મેં કહ્યું કે, તમે તો મુસલમાન ઘરમાં પેદા થયા હશો ને ? ત્યારે તેમણે જવાબ

આપ્યો : ના, બલ્કે હું પણ તમારી જેમ એક હિન્દુ કુટુંબમાં પેદા થયો છું અને જુવાનીમાં શિવસેનાનો સક્રિય કાર્યકર હતો. પરંતુ અલ્લાહ તઆલાએ મને હિદાયત આપી, તો મેં કલિમો પઢી લીધો. મેં તરત જ વળતો પ્રશ્ન કર્યો કે, તમે કલિમો ક્યાં પઢ્યો હતો ? તેમણે જણાવ્યું કે, દિલ્હીમાં અમારા અબ્બીજી છે (મવલાના કલીમ સાહેબ), એમની પાસે જઈને તમે પણ મુસલમાન થઈ શકો છો. અમે પરસ્પર વિચાર-વિમર્શ કરીને નક્કી કર્યું અને એક શનિવારે દિલ્હીની મુસાફરી ખેડી. મવલાના સાહેબે મને મસ્જિદે ખલીલુલ્લાહમાં કલિમો પઢાવ્યો અને મારા જુના નામ (નિર્મળકુમાર) પ્રમાણે મારૂં નામ અબ્દુલહલીમ રાખ્યું. ત્યાર બાદ મેં નોકરીમાંથી રાજીનામું આપી દીધું અને જમાઅતમાં જતો રહ્યો. રાજસ્થાનમાં મારો સમય પસાર થયો. અલ્હમ્દુલિલ્લાહ ! અમીર સાહેબ ઘણા જ પ્રેમાળ સ્વભાવના હતા, તેઓ મારી સાથે ખૂબ જ પ્રેમપૂર્વક વર્તતા અને માત્ર ૪૦ દિવસમાં મને સંપૂર્ણ નમાઝ શિખવાડી દીધી અને હું તૂટેલી ભાષામાં વાત પણ કરવા લાગ્યો.

**સવાલ** : ઈમાનમાં આવી ગયા પછી તમને કેવું લાગ્યું ?

**જવાબ** : કુફ્ર અને શિર્કના વાતાવરણમાં મને ખૂબ અકળામણ થતી હતી. ઈમાન કબૂલ કર્યા પછી મને એવું લાગ્યું કે, જાણે મારા હૃદયને કોઈએ કેદખાનામાંથી મુક્ત કરી દીધું હોય. મને એવું લાગ્યું કે, જાણે કોઈ માણસ અજાણ્યા વાતાવરણમાંથી પોતાના વાતાવરણમાં આવી ગયો હોય. મને ચેન-સુકૂન નસીબ થયું. મવલાના સાહેબે મને સલાહ આપી કે, ઈસ્લામનો વાસ્તવિક સ્વાદ માણવા માટે તમારે ઈસ્લામનો ઉંડો અભ્યાસ કરવો જોઈએ. એના માટે ફુલતમાં જુનિયર હાઈસ્કુલમાં ભણાવવા માટે મને ગોઠવી દીધો. અલ્હમ્દુલિલ્લાહ ! હું બહુ રસપૂર્વક ઈસ્લામનો અભ્યાસ કરવામાં મારો વધુ પડતો સમય લગાવું છું. *(નસીમે હિદાયત ત્રણ ભાગોમાંથી સંક્ષિપ્ત)*



## મુહતરમહ અસ્માઅ (સ્વીડન-યુરોપ)

પરદા વિશે ઈસ્લામના શિક્ષણથી પ્રભાવિત થઈને જ મેં ઈસ્લામ કબૂલ કર્યો. ઈસ્લામે સ્ત્રીઓને પરદાથી માન અને આદરના ઉચ્ચસ્થાને બેસાડી. પરંતુ અફસોસ છે કે, અમૂક મુસ્લિમ સ્ત્રીઓ પણ આ વસ્તુ સમજી નથી શકી અને તે યુરોપની સ્ત્રીઓનું આંધળુ અનુકરણ કરી રહી છે. હું મુસ્લિમોને જોઈને કદાચ ઈમાન ન સ્વિકારત, પરંતુ મારા બધા ધર્મોના તુલનાત્મક અભ્યાસે મને ઈસ્લામની સચ્ચાઈ અને શ્રેષ્ઠતા કબૂલ કરવા મજબૂર કરી.

## ઈવાન રેડલે-ઈંગ્લેન્ડ

એક યુરોપિયન સ્ત્રી નારી સ્વતંત્રતા ચળવળની ઝંડાધારી જેને અફઘા-નિસ્તાનમાં તાલિબાન સરકારે જાસુસ તરીકે પકડી લીધી હતી અને ત્યાર બાદ છોડી મૂકી હતી. તેણે ઈસ્લામનો અભ્યાસ કર્યા બાદ ઈસ્લામ સ્વિકાર કર્યો અને ત્યાર બાદ ઈસ્લામ તથા યુરોપિય સંસ્કૃતિ બાબતે જે સત્ય હકીકતોનું વર્ણન કર્યું, તેને હમો રજૂ કરી રહ્યા છે.

અફઘાનિસ્તાનમાં ધરપકડ પહેલાં હું પરદાવાળી સ્ત્રીઓને અત્યંત અબળા તથા પીડિત સમજતી હતી. અમેરિકા પર આતંકવાદી હુમલાના માત્ર ૧૫ દિવસ પછી હું અફઘાનિસ્તાનમાં એ સ્થિતિમાં પ્રવેશી કે હું માથાથી પગ સુધી લીલા રંગના બુરખાથી ઢંકાયેલી હતી. અને અફઘા-નિસ્તાનમાં સરકારી અત્યાચારના કાળમાં ધબકી રહેલા જીવન વિશે અખબારમાં એક લેખ લખવા માંગતી હતી. પરંતુ થયું એ કે, મારૂં રહસ્ય ખૂલી ગયું અને મારી ધરપકડ કરી મને નજરકેદ કરી લેવામાં આવી.

હું જે લોકોની કસ્ટડીમાં હતી, ૧૦ દિવસ સુધી તેમના પર ગુસ્સે થતી રહી. તેઓ પણ જો કે મને ''ખરાબ સ્ત્રી'' કહેતા હતા, પરંતુ તેઓએ મને એ શરતે મુક્ત કરી દીધી કે, હું કુર્આન વાંચીશ અને ઈસ્લામનો અભ્યાસ કરીશ. (સાચી વાત એ છે કે, મને વિશ્વાસ નથી કે છૂટતી વખતે કોણ વધારે ખુશ હતું, તેઓ કે હું ?)

લંડન, પાછી ઘરે પહોંચી અને દીને ઈસ્લામના અભ્યાસ વિશે મેં તેમનાથી કરેલો વાયદો પૂરો કર્યો. અને જે કાંઈ મને જાણવા મળ્યું, તેનાથી હું આશ્ચર્યમાં મૂકાઈ ગઈ. હું કુર્આનમાં એવા પ્રકરણોની ધારણા કરી રહી હતી કે, પોતાની પત્નીની મારપીટ કેવી રીતે કરવામાં આવે અને કેવી રીતે પોતાની પુત્રીઓ પર અત્યાચાર ગુજારવામાં આવે. તેના બદલે કુર્આનના અભ્યાસ પછી મને ખબર પડી કે, દીને ઈસ્લામે સ્ત્રીના અધિકારો અને આદર પર ભાર મૂક્યો છે. મારી ધરપકડના અઢી વર્ષ પછી મેં ઈસ્લામ ધર્મ સ્વીકારી લીધો, તો કેટલાક મિત્રો અને સ્નેહીઓ આશ્ચર્ય સહિત નિરાશ થઈ ગયા અને બીજા કેટલાકે મને પ્રોત્સાહન આપ્યું.

બ્રિટનના વિદેશમંત્રી જેક સ્ટ્રોની એ ટિપ્પણી અત્યંત ખેદજનક છે કે, મુસ્લિમ સ્ત્રીઓ જે બુરખો પહેરે છે, તે પરસ્પરના સબંધો સ્થાપવામાં અવરોધ બને છે. વડાપ્રધાન ટોની બ્લેયર, સલમાન રુશદી, ઈટાલિયન વડાપ્રધાન રૂમાનો પ્રોડીએ જેક સ્ટ્રોની તરફેણમાં નિવેદનો આપી દીધા.

હવે જ્યારે પરદો તથા પરદા વગર બન્ને પરિસ્થિતિનો મને અનુભવ છે. હું તમને બતાવી શકું છું કે, પશ્ચિમના જે પુરૂષ રાજકારણીઓ તથા પત્રકારો મુસ્લિમ સમાજમાં પરદાવાળી સ્ત્રીઓ પર અત્યાચાર વિશે ખેદ વ્યક્ત કરે છે, તેઓને એ ખબર જ નથી કે તેઓ કઈ બાબત વિશે વાત કરી રહ્યા છે. તેઓ પરદો, બાળ વયે લગ્ન, સ્ત્રીઓની ખત્ના, ઓનર કીલીંગ અને બળજબરીપૂર્વકની શાદી વિશે જે મનમાં આવે તે બોલવા માંડે છે. અને તેઓ અત્યંત ખોટી રીતે આ બધી બાબતો માટે ઈસ્લામને દોષી ઠરાવે છે. તેમના ઘમંડથી વધારે તો તેમની અજ્ઞાનતા છે.

આ સાંસ્કૃતિક બાબતો અને રસ્મોરિવાજનો ઈસ્લામ ધર્મ સાથે ચોક્કસ જ કોઈ સબંધ નથી. જો કુર્આનનો અભ્યાસ સમજદારીપૂર્વક કરવામાં આવે, તો જણાય આવશે કે પશ્ચિમી વિશ્વમાં નારી સ્વતંત્રતાના ટેકેદારોએ સિત્તેરના દાયકામાં જે હેતુ માટે પ્રયાસો કર્યા, તે જ વસ્તુ મુસ્લિમ સ્ત્રીઓને ૧૪૦૦ વર્ષ પહેલાં આપી દેવામાં આવી હતી. ઈસ્લામમાં આધ્યાત્મિક

દૃષ્ટિએ સ્ત્રી-પુરૂષ એકસમાન છે. પુરૂષોની જેમ સ્ત્રીઓ માટે પણ જ્ઞાન પ્રાપ્ત કરવું જરૂરી છે. અને સ્ત્રીનું મહત્વ પુરૂષથી જરા પણ ઓછું નથી. બાળકોનો જન્મ તથા તેના ઉછેરમાં કાબેલિયત, મુસ્લિમ સ્ત્રીઓનો એક હકારાત્મક ગુણ સમજવામાં આવે છે.

જ્યારે ઈસ્લામે સ્ત્રીઓને અગણિત અધિકારો આપેલા છે, તો પછી પશ્ચિમી પુરૂષ મુસ્લિમ સ્ત્રીઓના પોશાક વિશે કેમ ચિંતીત છે ? આટલું જ નહીં, બલ્કે બ્રિટીશ સરકારના પ્રધાનો ગોર્ડન બ્રાઉન અને જોન રેડએ પરદા વિશે તુચ્છકારવાચક ટીપ્પણી કરી છે. જ્યારે એમનો ખુદનો સબંધ સરહદ-પાર સ્કોટલેન્ડ સાથે છે. જ્યાં પુરૂષો સ્કર્ટ પહેરે છે.

જ્યારે હું મુસલમાન બની ગઈ અને માથા પર સ્કાર્ફ પહેરવાનું શરૂ કર્યું, તો મને ઘણી બધી પ્રતિક્રિયાઓનો સામનો કરવો પડ્યો. મેં હજુ તો મારૂં માથુ અને વાળ જ ઢાંક્યા હતા, પરંતુ તેના કારણે હું તરત જ બીજા દરજ્જાની નાગરિક જેવી થઈ ગઈ. મને એ તો ખાતરી હતી કે, કોઈ ઈસ્લામ શત્રુ તરફથી મને કંઈક સાંભળવા મળશે, પરંતુ મને એ ડર ન હતો કે, પારકાઓ તરફથી પણ મારો ખુલ્લો વિરોધ થશે. રાત્રે **For hire**ના ચમકતા શબ્દો સાથે ટેક્ષીઓ મારી આજુબાજુથી પસાર થઈ રહી હતી. મારી સામે થોભેલી એક ટેક્ષીમાંથી એક ગૌરવર્ણ મુસાફર ઉતર્યો. હું ટેક્ષી લેવા માટે આગળ વધી, ડ્રાઈવરે મને આંખો કાઢી જોઈ અને ગાડી હંકારી દઈ ચાલ્યો ગયો. બીજાએ બેસાડી તો લીધી, પણ મને એમ કહ્યું કે, ''પાછળની સીટ પર બોમ્બ મૂકીને નહીં જતી.'' અને મારાથી એમ પણ પૂછ્યું કે, ''ઉસામા બિન લાદેન ક્યાં સંતાયો છે ?''

એ ખરી વાત છે કે, મુસ્લિમ સ્ત્રીથી તેના ધર્મનો તકાદો છે કે તે પોતાના માટે યોગ્ય વસ્ત્રો પસંદ કરે. પરંતુ જે મુસ્લિમ સ્ત્રીઓને હું જાણું છું, તેમનામાંથી ઘણીખરી પરદો પહેરવાને તો પસંદ કરે છે, જેનાથી ચહેરો ખુલ્લો રહે છે. પરંતુ કેટલીક મુસ્લિમ સ્ત્રીઓ સંપૂર્ણ પરદાને પ્રાધાન્ય આપે છે. અભિવ્યક્તિની આ શૈલી મારી પોતાની છે. મારા પોશાકથી આપને એ

ખબર પડી જાય છે કે, હું મુસલમાન છું અને હું ખુદને આદર-સન્માન આધારિત વર્તનની હક્કદાર સમજું છું. જેવી રીતે બેંકનો એક ઓફિસર બિઝનેસ સુટ પહેરી એમ દર્શાવે છે કે, તેને એક એક્ઝિક્યુટિવ સમજવામાં આવવો જોઈએ. ખાસ કરીને પુરૂષોનું સ્ત્રીઓને અયોગ્ય તથા હવસભરી નજરોથી જોવું મારા જેવી નવમુસ્લિમ સન્નારી માટે અસહ્ય છે.

હું વર્ષો સુધી પશ્ચિમમાં સ્ત્રી મુક્તિ ચળવળની ઝંડાધારી રહી, પરંતુ હવે મારી ઉપર એ રહસ્ય છતું થયું કે, મુસ્લિમ સમાજમાં સ્ત્રીમુક્તિના ટેકેદારો પોતાના સેક્યુલર સાથીઓથી વધારે ક્રાંતિકારી છે. જ્યારે ઈ.સ. ૨૦૦૩માં ''વિશ્વસુંદરી''ની સ્પર્ધાના પ્રસંગે ટૂંકા વસ્ત્રો ધારણ કરી અફઘાન સુંદરી દીદહ્ સમાવઝઈને સ્ત્રી સ્વાતંત્ર્ય તરફ એક મહાન પગલું ઠરાવવામાં આવી. સમાવઝઈને સ્ત્રીમુક્તિ આંદોલનની જીતના ચિહ્નરૂપે એક વિશેષ ઈનામ પણ આપવામાં આવ્યું.

કેટલીક નારીવાદી યુવતીઓ પરદાને રાજકીય ચિહ્નરૂપ પણ સમજે છે. જેના વડે પશ્ચિમી સંસ્કૃતિના દૂષણો, શરાબ તથા બેશર્મીને ત્યજવામાં આવે છે. હું પૂછું છું કે, સ્ત્રી સ્વાતંત્ર્યની અભિવ્યક્તિ કઈ બાબતથી થાય છે. સ્કર્ટની લંબાઈ કે વક્ષસ્થળોના કૃત્રિમ ઉભારથી કે વિવેકબુદ્ધિ અને ચારિત્ર્યથી ? ઈસ્લામમાં માન-સન્માનનો આધાર સત્તા, સંપત્તિ કે સૌંદર્ય નથી, બલ્કે સંયમ (તકવા) છે.

મને સમજમાં નથી આવતું કે, હું ઈટાલીના વડાપ્રધાન પ્રોડીના આ વલણ પર હસું કે રડું ? જેના મુજબ તેમણે આ ચર્ચામાં ભાગ લેતાં એ જાહેર કર્યું કે, પરદાનો ઉપયોગ ટાળવો જોઈએ. કારણ કે તેનાથી પરસ્પરનો મેળમિલાપ વધારે મુશ્કેલ બની જાય છે. કેટલી વાહિયાત વાત છે ! જો આવી જ વાત છે, તો પછી મોબાઈલ ફોન, ઈ-મેઈલ અને ફેકસના ઉપયોગને કેમ યોગ્ય ઠરાવવામાં આવે છે ? અને રેડિયો પર સાંભળનારને બોલનારનો ચહેરો દેખાતો નથી તો તે રેડિયો બંધ તો નથી કરી દેતો !

ઈસ્લામે મને માન આપ્યું છે. મારા ધર્મે મને શિક્ષણ મેળવવાનો

અધિકાર આપ્યો છે. અને હું વિવાહિત હોઉં કે અવિવાહિત, જ્ઞાનપ્રાપ્તિ મારા માટે ફર્ઝ (અનિવાર્ય) ઠરાવી છે. હવે પ્રશ્ન એ છે કે, શું ઈસ્લામી શિક્ષાઓ (તાલીમાત) આપણને એમ દર્શાવે છે કે, સ્ત્રીઓએ અનિવાર્યપણે પોતાના પતિના કપડાં ધોવા જોઈએ, રસોઈ કરવી જોઈએ કે ઘરની સાફસફાઈ કરવી જોઈએ ? વાસ્તવમાં આ સ્ત્રી પર જરૂરી નથી. જ્યાં સુધી એ વાતનો સબંધ છે કે, પુરૂષોને પોતાની પત્નીઓને મારપીટ કરવાની પરવાનગી આપવામાં આવી છે, તો તે ખોટી છે. ઈસ્લામના ટીકાકારો એકલદોકલ આયતો અને હદીષોનો હવાલો આપે છે, પરંતુ પૂર્વાપર સંદર્ભો (આગળ-પાછળના વર્ણન)થી છૂટી કરીને. તે આયતનો અર્થ વાસ્તવમાં એ છે કે, જો કોઈ પોતાની પત્ની સમક્ષ નારાજગી વ્યક્ત કરવા માટે માત્ર આઘાત આપવા ખાતર હળવી સજા આપવા માંગે તો એ મારી શકે છે, પરંતુ એવી રીતે મારવાની છૂટ નથી કે જેનાથી તેના શરીર પર નિશાન પડી જાય. વાસ્તવમાં કુર્આન એમ કહેવા માંગે છે કે, બેવકૂફ ! પોતાની પત્નીને ન માર.

સ્ત્રીના સ્થાન અને તેની સાથે દુર્વ્યવહારનો જ્યાં સુધી સબંધ છે, ત્યારે માત્ર મુસ્લિમ પુરૂષોનું નામ નહીં લેવું જોઈએ. હાલમાં જ કરવામાં આવેલ એક સર્વેક્ષણ (ઘરેલુ હિંસાનો હોટલાઈન સરવે) મુજબ ચાર લાખ અમેરિકી સ્ત્રીઓ, સરેરાશ એક વર્ષ દરમિયાન પોતાના પુરૂષ મિત્ર કે પતિ તરફથી સખત મારપીટનો ભોગ બનતી હોય છે, અને દરરોજ ત્રણથી વધારે સ્ત્રીઓની પોતાના પતિ કે પુરૂષમિત્ર દ્વારા હત્યા કરવામાં આવે છે. ૯/૧૧ થી આજ સુધી આ સંખ્યા લગભગ ૫૫૦૦ સુધી પહોંચી ચૂકી છે.

સ્ત્રીઓ પ્રત્યે આ હિંસક મનોવલણ એક વૈશ્વિક કરૂણાંતિકા છે. અને હિંસક પુરૂષોનો સબંધ કોઈ એક ધર્મ કે સંસ્કૃતિ સાથે નથી. એક સર્વે મુજબ વિશ્વભરમાં ત્રણમાંથી એક સ્ત્રી પુરૂષના અત્યાચારની ભોગ બને છે. એમાં મારપીટ, જાતીય શોષણ, અપમાનજનક વ્યવહાર, બધું જ શામેલ છે. આ એક સર્વસામાન્ય સમસ્યા છે, જેનો ધર્મ, સંસ્કૃતિ સાથે કોઈ સબંધ નથી.

પરંતુ એ પણ એક વાસ્તવિકતા છે કે, સ્ત્રીઓ તરફથી વિરોધ પ્રદર્શન

છતાં પશ્ચિમમાં પુરૂષ ખુદને સ્ત્રીઓથી ચઢિયાતો સમજે છે. તે કોઈ પણ વિભાગમાં હોય, સ્ત્રીઓથી વધારે વેતન અને વળતર મેળવે છે. સ્ત્રીઓને હજુ સુધી એક જાતીય ચીજ (કોમોડિટી) સમજવામાં આવે છે.

તે લોકો માટે, જે હજુ સુધી એવો પ્રયાસ કરી રહ્યા છે કે, ઈસ્લામને એક એવો ધર્મ પુરવાર કરે, જે સ્ત્રીઓ પર અત્યાચારને યોગ્ય ઠરાવે છે, હું પાદરી પેટ રોબર્ટસનનું એક નિવેદન નોંધીશ, જે તેમણે ૧૯૯૨માં ''સશક્ત નારી''ના સંદર્ભમાં આપ્યું હતું કે, ''સ્ત્રી મુક્તિનું આંદોલન એક કુટુંબ વિરોધી સોશ્યલિસ્ટ રાજકીય આંદોલન છે. જે સ્ત્રીઓને એ અધિકાર આપે છે કે, તેણીઓ પોતાના પતિઓને છોડીને ચાલી જાય, પોતાના બાળકોને મારી નાંખે, જાદુમંતર કરે, મૂડીવાદને ખતમ કરે અને સજાતીય બની જાય.''

હવે તમે મને એ બતાવો કે, સુસભ્ય કોણ છે અને અસભ્ય કોણ છે ?

## અમલ અલ સાયેગ (આર્મિનીયા)

કુર્આન નેચર અને સાદી દલીલોથી અકીદા અને અમલને સમજાવે છે. જ્યારે બાઈબલ શંકા-કુશંકાઓ તથા વિરોધાભાસ ફકરાઓને લઈ અસંમજસમાં નાંખી દે છે. મેં કુર્આન શરીફની ઉચ્ચ જ્ઞાનિય દલીલોને ધ્યાનથી વાંચીને જ ઈસ્લામ સ્વિકાર્યો છે.

## સિસ્ટર આમિના (લોસ એન્જલિસ-અમેરિકા)

હું પ્રોટસ્ટન્ટ ખ્રિસ્તી હતી. મારા માં-બાપ બન્નેવ ખ્રિસ્તી હતા. હું પોતે પણ ધાર્મિક હતી. બાઈબલના ઘણા શ્લોકો મને મોઢે યાદ હોવાને લઈ ઘણા ઈનામો પણ મળ્યા હતા. ત્યાર બાદ મારી શાદી થઈ અને હું ઘણી ખુશહાલ હતી. પરંતુ અંદરથી બેચેન હતી. ભૌતિક બધી જ સામગ્રીઓ હોવા છતાં દિલમાં અશાંતિ લાગતી હતી. જેથી હું ફરી ધાર્મિકતા તરફ પાછી ફરી અને વધુ તાલીમ અર્થે યુનિવર્સિટીમાં પ્રવેશ મેળવ્યો. ત્યાં હબશી અને એશિયાઈ વિદ્યાર્થીઓ વધુ સંખ્યામાં હતા, અને અમૂક વિદ્યાર્થીઓ મુસ્લિમ પણ હતા. હું બીજા અમેરિકી નાગરિકોની જેમ મુસ્લિમોને અભણ,

ગંદા, અત્યાચારી અને વ્યભિચારી તરીકે જ ઓળખતી હતી. મને ઘણું જ અઘરૂ લાગ્યું. પરંતુ મેં મારા દિલને આશ્વાસન આપ્યું કે, હું એક ખ્રિસ્તી મિશનરી છું. શું ખબર કદાચ આ બૂરા લોકોની સુધારણા માટે જ મને ઈશ્વરે મોકલી હોય. માટે મેં આ લોકોની ગતિવિધિઓનું નિરીક્ષણ કરવાનું ચાલુ કર્યું. તો મને હબ્શીઓમાં જે વિદ્યાર્થીઓ મુસ્લિમ હતા, તે બીજા અન્ય ધર્મિય કરતાં અલગ લાગ્યા. તે લોકો અત્યંત શાંત, સાદા અને છોકરીઓથી દૂર રહેનાર, શોર-બકોર અને સીટીઓ વગાડવા વગેરે દરેક પ્રકારની ગંદી હરકતોથી અલગ રહેતા હતા. હું એમની સામે ખ્રિસ્તી ધર્મની વાતો કરતી તો એ ધ્યાનથી સાંભળતા અને ચૂપ રહેતા હતા. કોઈ આર્ગ્યુમેન્ટ કે દલીલબાજી ન કરતા હતા. છેવટે મેં કંટાળીને વિચાર્યું કે, મારે પોતે ઈસ્લામનું વાંચન કરવું જોઈએ અને વાંધાજનક વાતો રજૂ કરી ઈસ્લામને બદનામીવાળો ધર્મ સાબિત કરવો જોઈએ.

**આ હેતુથી જ્યારે મેં ઇસ્લામનું વાંચન કર્યું તો હૈરત અને અચંબો થયો કે ઇસ્લામ તો દિલ અને દિમાગ બન્નેવને સંતોષ આપે છે. અને આ મુસ્લિમ વિદ્યાર્થીઓ પણ તેવા નથી, જેવું અમેરિકામાં મુસ્લિમોને બદનામ કરવા કહેવામાં આવે છે. બાઈબલના વાંચન દરમ્યાન ઉપસ્થિત સવાલોના જવાબો પાદરીઓ આપી શકતા ન હતા. અને કુર્આન શરીફ તો મને ઉપસ્થિત થતા બધા જ સવાલોના જવાબ સંતોષપૂર્વક આપે છે.**

તે સાથે ઈસ્લામમાં ૧૪૦૦ વર્ષ પહેલાં સ્ત્રીઓના જે હક્કો દર્શાવ્યા, તે વાંચીને ઘણો જ તાજ્જુબ થયો કે, અમેરિકામાં આજથી ૨૦૦ વષ પહેલાં સ્ત્રીઓનો વેપાર થતો હતો અને ઘોડાથી પણ ઓછી કિંમત થતી હતી. ત્યારે ઈસ્લામે તેને વારસામાં હકદાર ઠરાવી હતી. તે પોતાની મરજીથી શાદી કરી શકતી હતી. અને મહાન પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.) પોતાના મૃત્યુ પહેલાં સ્ત્રીઓ સાથે સારા વ્યવહારનું વિલનામું કરે છે. ''માંના પગ નીચે જન્નત છે'' તે વાંચી તો હું કૂદવા લાગી કે, ઈસ્લામે સ્ત્રીનો દરજ્જો કેટલો શ્રેષ્ઠ રાખ્યો છે. અને પછી મેં ઈસ્લામ સ્વિકારી લીધો. ઘણી તકલીફો પડી

પણ એ બધી જ તકલીફો વેઠવામાં પણ એક પ્રકારની શાંતિ મળતી હતી કે મારો પાલનહાર મારી સાથે છે. અત્યાર સુધી ૬૦૦ સ્ત્રીઓ ઈસ્લામની ખૂબીઓથી પ્રભાવિત થઈ ઈસ્લામ કબૂલ કરી ચૂકી છે.

## અમીના થોમ્સ (ભારત)

### ખ્રિસ્તી ધર્મ પ્રચારક, હેલ્થ કેરીયર ક્રિશ્ચયન ફેલાશીપની મેમ્બર

બાઈબલના વિરોધાભાસે મને તેના ખુદાપાકના કલામ હોવા પર શંકાઓ ઉપજાવી. જૂનો કરાર અને નવા કરાર વચ્ચે પણ વિરોધાભાસ દેખાયો. આ બન્નેવમાં ક્યું અલ્લાહપાકનું સાચું કલામ છે, તે સમજમાં આવતું ન હતું. જો બન્નેવ સાચા હોય તો ખ્રિસ્તીઓ જૂના કરારને કેમ અનુસરતા નથી ? જ્યારે કે હઝરત ઈસા (અલયહિસ્સલામ) પોતે જૂના કરારના શિક્ષણના પાબંદ હતા. નવા કરાર મુજબ જો હઝરત ઈસા (અલૈ.) ત્રણમાંથી એક ખુદા છે, તો પછી એમને કેમ જગતવાસીઓના ગુનાહોને લઈ શૂળી ઉપર ચઢવું પડ્યું ? અને જો એ પોતે પણ ખુદા છે, તો ખુદા હોવા છતાં કોને ખુશ કરવા શૂળી ઉપર ચઢવું પડ્યું ?

જ્યારે અલ્લાહપાકે હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ને હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ)ની કુર્બાની કરવાથી બચાવી લીધા, તો પછી (નઉઝુબિલ્લાહ) અલ્લાહપાકે પોતાના પુત્રને કેમ ન બચાવ્યા ? ગુનોહ હઝરત આદમ અને હઝરત હવ્વા કરે અને સઝા હઝરત ઈસા (અલૈ.) ભોગવે, એ ક્યાંનો ન્યાય કહેવાય ?

**કુર્આન શરીફમાં દરેક શંકાઓનો જવાબ મળી ગયો. અને જીવનના વ્યક્તિગત, સામાજિક, રાજકીય કે અંગત દરેક પ્રશ્નોનો હલ પણ મળી ગયો.**

## આમેના એન્ની સ્પાઈગેટ (ઈંગ્લેન્ડ)

મારી આજુબાજુ અત્યાચારીઓ, બળાત્કારીઓ અને બીજા ગુનેહ-ગારોને જોઈ આ પ્રશ્ન દિલમાં ઉઠતો કે, શું આ બધા માનવીઓના ગુનાહોના બદલામાં એક નિર્દોષ અને તે પણ ખુદાપાકના બેટાને શૂળી ઉપર ચઢાવ-

વામાં આવ્યા ? મારા આ પ્રકારના સવાલોના કોઈ જવાબ પાદરીઓ પાસે ન હતા.

બાઈબલે મને જેટલી અશાંતિ અને ઉલ્જનમાં નાંખી હતી, કુર્આન શરીફે મારી બધી ઉલ્જનો અને પ્રશ્નોનો જવાબ આપી દીધો. **બાઈબલોના આપસી વિરોધાભાસની તુલનામાં કુર્આન શરીફનું સુરક્ષિત રહેવું મને ઇસ્લામ તરફ આકર્ષણનું કારણ બન્યું.**

## ડૉ. અમીના કોક્ષોન (ઇંગ્લેન્ડ)

યુનિવર્સિટી ઑફ લંડનથી ન્યુરોલોજીસ્ટમાં પોસ્ટ ગ્રેજ્યુએટની ડીગ્રી પ્રાપ્ત કરી લંડનની હાર્ટ સ્ટ્રીટ (મેડીકલ રોડ)માં પ્રાયવેટ પ્રેક્ટીશ શરૂ કરી. મારી પાસે આવનાર પેશન્ટોમાં મુસ્લિમ સ્ત્રીઓની ઈમાની તાકત અને અલ્લાહપાક ઉપર સંપૂર્ણ યકીન અને તકદીર ઉપર અડગ ઈમાને ઘણો અસર કર્યો. એક નવયુવાન છોકરીને છાતીનું કેન્સર હતું, મેં તેને કહ્યું તો તેણે ઘણી જ શાંતિથી કહ્યું કે, અલ્લાહપાકની હિકમત અને શુક્ર છે કે તેણે મને આપની પાસે મોકલીને મારી બીમારીથી વાકેફ કરી. છોકરીના આવા અડગ ઈમાનથી મને ઈસ્લામ પ્રત્યે મુહબ્બત જાગી કે, આ કેવો સારો ધર્મ છે, જે પોતાના અનુયાયીને આવી શક્તિ અને ધીરજ અર્પણ કરે છે.

એ જ પ્રમાણે ૧૯૮૩માં મારો પરિચય ઓમાનના સુલ્તાન કાબૂસની માતા સાથે થયો. તેમને સખ્ત ડાયાબિટીશ હતું. જેણે એમને ઘણી જ તકલીફ અને કમજોર કરી દીધા હતા. પરંતુ તેમના મોઢે કદી શિકાયત ન સાંભળી. મને ઘણો જ તાજ્જુબ થયો કે, મુસલમાન બધી જ તકલીફોને અલ્લાહ તઆલાની હિકમત કહીને સબ્ર કરે છે. સુલ્તાનની માતા સંપૂર્ણ યકીન અને શ્રદ્ધા સાથે અલ્લાહપાકની ખૂબીઓ, પ્રશંસાઓ અને તેના રહીમ હોવાનો ઉચ્ચાર વારંવાર કરતા અને મારી બીમારીમાં તેની હિકમત છે, માટે તેની મરજી ઉપર હું રાજી છું. આ બધી બાબતોએ મને ઈસ્લામ કબૂલ કરવા પ્રેરિત કરી.

આ જ પ્રમાણેનો બનાવ અલ્લામા ઈકબાલે એક અંગ્રેજ ફૌજીની

પત્ની લેડી બોર્નસનો વર્ણન કર્યો. જે તેના એક મુસ્લિમ નોકરના પુત્ર, પુત્રવધુ અને પૌત્રના મરણ વખતે ધીરજ, સબ્ર અને તકદીર તથા અલ્લાહ તઆલાની હિકમત અને ''તેની અમાનત હતી, તેણે લઈ લીધી'' આ પ્રમાણેના શબ્દો કહી લેડી બોર્નસને ઈસ્લામ સ્વિકાર કરવા પ્રેરિત કર્યા. લેડીએ સ્વિકાર્યું કે, મુસ્લિમોથી વધુ સબ્ર કરનાર કોઈ નથી. કારણ કે તેમનું અલ્લાહપાક પર ઈમાન મઝબૂત છે.

## મુહતરમહ શરચ્યા (અમેરિકા)

**ઇસ્લામ યહુદી અને ખ્રિસ્તી ધર્મની જેમ પાર્ટ ટાઈમ ધર્મ નથી, બલ્કે જીવનના બધા જ ક્ષેત્રોમાં માર્ગદર્શન આપે છે. તે દિવસ-રાતના એક-એક પલકમાં માનવીનો માર્ગદર્શક છે. અને જ્યારે કોઈ તેને સ્વિકારી લે છે, તો તેના જીવનમાં ડિસીપ્લીન, સલીકો અને સમયની પાબંદીનો ખ્યાલ વગેરે આવી જાય છે.**

## જે. ગીલક્રેઝ (અમેરિકા)

બાઈબલના અકીદાઓ ગળે ન ઉતર્યા. ખ્રિસ્તીઓમાં કોસ્ટોન્ટીનોપલ રાજા અને ઈસ્કંદરીયાના બિશપ આર્યુસ એલેકઝાન્દર વચ્ચે સુલહ થઈ અને ૩૨૫ ઈ.સ.માં ખ્રિસ્તીઓના ત્રણ ખુદા જાહેર થયા. તે પહેલાં ફક્ત એક ખુદાપાકની જ ઈબાદત (ઉપાસના) થતી હતી, તો પછી હવે કેમ ત્રણ ખુદાઓ માનવા ?

